આ આવૃત્તિમાં કોઈ પણ સુધારો વધારો કરવામાં આવ્યો નથી.

# भारतार्थप्रकाश.

## THE BHARATARTHA PRAKASH.

### सभापर्व.

आवृत्ति त्रीजी—प्रत १५०.

પર્વ ૨ જું.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની

સહાયતાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ભટ્ટ. મણિશંકર મહાનંદ તરફથી

રા. રા. રવિપ્રસાદ ગણપતરામ મહાનંદ,

અમદાવાદ.



अमदावाद—खाडीयामां "हितेच्छु" छापखानामां हरिप्रसाद

पितांबरदास महेताए मुद्रांकित कर्युं

સંવત્ ૧૯૬૮.　　　　સને ૧૯૧૨.



મૂલ્ય રૂ. ૧॥.

# ભારતાર્થ પ્રકાશ.

## ॥ अथ सभापर्व प्रारंभः ॥

**वैशंपायनउवाच** ॥ ततोऽब्रवीन्मयःपार्थं वासुदेवस्यसन्निधौ ॥

॥ प्रांजलिःश्लक्ष्णयावाचा पूजयित्वापुनःपुनः ॥

વૈશંપાયન કેહે છે—પછી શ્રીકૃષ્ણની સાનિધ્ય અર્જુનને હાથ જોડી, રૂડાં વચનોથી તેનો વારંવાર સત્કાર કરીને મયદાનવ કેહેવા લાગ્યો કે હે કુંતીના પુત્ર, તમે આ ક્રોધ પામેલા શ્રીકૃષ્ણથી તથા ખાંડવ વનને બાળનારા અગ્નિથી મારી રક્ષા કરી, માટે હું તમારૂં શું પ્રિય કરૂં ? તે કહો. અર્જુને કહ્યું કે હે મયદાનવ, તેં મારૂં સર્વ પ્રિય કર્યું, તારૂં કલ્યાણ થાઓ હવે તું સુખે જા, ને મારે વિષે નિરંતર પ્રીતિ રાખજે, કારણ હું તારામાં પ્રીતિ રાખું છું. મયદાનવ બોલ્યો કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તમે જે કહો છો તે તમને યોગ્ય છે, પણ હું તમારૂં કંઇપણ ઇચ્છિત કરવા ચાહું છું. કારણ કે હે પાંડવ, દૈત્યોનો હું વિશ્વકર્મા શિલ્પ વિદ્યામાં ઘણો ચતુર છું; વાસ્તે તમારૂં કંઇપણ પ્રીતિ પૂર્વક કરવા ઇચ્છું છું. ત્યારે અર્જુન બોલ્યા કે હે શિલ્પવિદ્યામાં ચતુર, તું મારાથી પોતાની રક્ષા થઇ તેનો પ્રતિઉપકાર કરવા માગે છે, પણ હું તેમ કરાવવા ચાહાતો નથી, તેમ આ તારા મનની ઇચ્છા પણ મિથ્યા થાય એમ ઇચ્છતો નથી; વાસ્તે શ્રીકૃષ્ણ કેહે તેમ કર. એવાં અર્જુનનાં વચન સાંભળી મયદાનવે શ્રીકૃષ્ણને પૂછયું કે હે શ્રીકૃષ્ણ, હું અર્જુનનું શું પ્રિય કરૂં ? ત્યારે શ્રીકૃષ્ણે પોતાના મનમાં થોડીવાર વિચાર કરીને કહ્યું કે હે શિલ્પ શાસ્ત્રિયોમાં શ્રેષ્ઠ મયદાનવ, જો તું અર્જુનનું પ્રિય કરવા ઇચ્છતો હો તો યુધિષ્ઠિર રાજાને યોગ્ય એવી સભા કરી આપ. તે એવી કે જેને જોઈને બીજો કોઇ પુરૂષ આ મનુષ્ય લોકમાં તે પ્રમાણે કરી શકે નહીં; અને જેમાં અસુરો તથા મનુષ્યાદિકની દિવ્ય કારીગરી એવી જોવામાં આવે કે, જેથી ચૌદે બ્રહ્માંડમાં રહેલા

સર્વ પદાર્થો નજરે જોયા સરખા દેખાય ! વૈશંપાયન કેહે છે—એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તે માન્ય કરી મયદાનવે હર્ષ પામીને "વિમાનને આકારે સભા કરવી" એવો નિશ્ચય કર્યો. પછી શ્રીકૃષ્ણ તથા અર્જુને યુધિષ્ઠિરની પાસે જઇને, આ મયદાનવ આપણને સભા કરી આપશે, એમ કહી તેની ઘણી પ્રશંસા કરી. ત્યારે હે ભારત, યુધિષ્ઠિરે તે મયદાનવનો યથાયોગ્ય સત્કાર કર્યો, જેને ગ્રહણ કરી, મયદાનવે તેમની પાસે, વૃષપર્વા દૈત્યે જે બિંદુસરોવર પ્રત્યે યજ્ઞાદિ કર્યા હતા, તે કહ્યું; પછી તેણે કેટલાક કાલ ત્યાં રહી સ્થિર ચિત્ત કરી પોતાના મનમાં વિચારીને, પાંડવોને અર્થે સભા કરવાની તૈયારી કરી. અને શ્રીકૃષ્ણ તથા તેમના અભિપ્રાયથી, સારે દિવસે સ્નાનાદિ મંગળ કરી હજારો બ્રાહ્મણોને દુધપાકથી ભોજન કરાવી તથા ઘણું દ્રવ્ય આપીને, સર્વ ઋતુના ગુણેયુકત, શોભાયમાન અને મનોરંજક એવી ચોતરફ દશ હજાર હાથની સભા કરવા સારૂ જમીન માપી.

सर्वर्तुगुणसंपन्नां दिव्यरूपांमनोरमां ॥
दशकिष्कुसहस्त्रांतां मापयामाससर्वतः ॥

इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभास्थाननिर्णये
गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥१॥



**वैशंपायनउवाच** ॥ उषित्वाखांडवप्रस्थे सुखवासंजनार्दनः ॥
पार्थैःप्रीतिसमायुक्तैः पूजनार्होभिपूजितः ॥

વૈશંપાયન કેહે છે—હવે પૂજા કરવા યોગ્ય અને પ્રીતિમાન પાંડવોએ પૂજા કરેલા શ્રીકૃષ્ણ ઘણા દિવસો સુધી ઇન્દ્રપ્રસ્થમાં સુખે કરી રહ્યા હતા. તે પોતાના પિતાને મળવાની ઇચ્છાથી તેમણે દ્વારકાં પ્રત્યે જવા સારૂ યુધિષ્ટિરની રજા લીધી, અને પોતાના પિતા વસુદેવનાં બેન કુંતીની પણ રજા લઇને તેના પગમાં નમસ્કાર કર્યા. ત્યારે કુંતી તેમના મસ્તકના કેશ સુંઘી તેમને હૃદયમાં ગ્રહણ કરીને મળી. પછી મહા યશસ્વી શ્રીકૃષ્ણે પોતાની બેન સુભદ્રા પાસે જઇને સ્નેહથી નેત્રમાં અશ્રુ ભરી, તેને અર્થવાળાં, સત્ય, હિતરૂપ, યોગ્ય અને જેનો ઉત્તર દેવાય નહીં, એવાં થોડાં વચનો કહ્યાં. ત્યારે સુભદ્રા, પોતાની માતા ઇત્યાદિને કુશળ સમાચાર કેહે-

વાનું કહી શ્રીકૃષ્ણની પૂજા કરી તેમને પગે લાગી. પછી જનાર્દન શ્રીકૃષ્ણ મહાકાંતિમાન સુભદ્રાની રજા લઇને, દ્રૌપદી તથા ધૌમ્યાચાર્યની પાસે ગયા. ને ધૌમ્યને પગે લાગી દ્રૌપદીની પણ આશ્વાસના કરી તેની રજા લઇને, અર્જુને સહિત પોતાના ભાઇયોરૂપ પાંડવો પાસે આવ્યા. ત્યારે તેઓથી વીંટાઇને શ્રીકૃષ્ણ, જેમ દેવતાઓએ વીંટાયલો ઇંદ્ર શોભે તેમ શોભતા હતા. પછી શ્રીકૃષ્ણે સ્નાન કરી, પવિત્ર થઇ, અલંકારો પેહેરીને, ચંદન, પુષ્પ, જપ તથા નમસ્કારાદિ વિધિથી દેવતાઓ અને બ્રાહ્મણોની પૂજા કરી. અને દરવાજાની બાહાર નીકળી, દહીં, આંબાનાં પાન, ફળ તથા ચોખાએ કરીને સ્વસ્તિ વાચન કરવાને યોગ્ય એવા બ્રાહ્મણોને દ્રવ્ય આપી, તેઓની પ્રદક્ષિણા કરી. પછી તેઓ ગદા, ચક્ર, તરવાર, શાર્ઙ્ગ તથા ધનુષાદિ આયુધોથી શોભાયમાન, જલદીથી ગતિ કરનાર અને ગરૂડના ચિન્હવાળી ધ્વજા જેના ઉપર ઉડી રહી છે, એવા સુવર્ણના રથમાં બેસવા ગયા. ત્યારે યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી શ્રીકૃષ્ણને રથમાં બેસાર્યા, ને તેમના શ્રેષ્ઠ સારથિ દારૂકને રથમાંથી નીચે ઉતારી પોતે ત્યાં બેસીને ઘોડાઓની લગામ ગ્રહણ કરી. ત્યારે અર્જુને પોતાના રથમાંથી ઉતરીને શ્રીકૃષ્ણ ઉપર સુવર્ણની દાંડીવાળા શ્વેત ચામર તથા વ્યંજન કરવા માંડ્યાં. અને નકુળ, સહદેવ, બ્રાહ્મણો તથા ઇંદ્રપ્રસ્થની પ્રજાએ સહિત ભીમસેન તે શ્રીકૃષ્ણની વાંસે ચાલવા લાગ્યા. તે સમયે તેઓ સહિત શ્રીકૃષ્ણ, જેમ ગુરૂ પોતાના પ્રિય શિષ્યોએ સહિત શોભે તેમ શોભતા હતા. પછી ઇંદ્રપ્રસ્થથી અર્ધયોજન દૂર ગયા એટલે શ્રીકૃષ્ણ, પોતાના વિયોગથી પીડાયલા અર્જુનને મળી તેની રજા લઇ, યુધિષ્ઠિર તથા ભીમસેનને પગે લાગ્યા, ને નકુલ તથા સહદેવને મળ્યા; ત્યારે તે બેઉ શ્રીકૃષ્ણને પગે લાગ્યા, પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, હવે તમે પાછા વળો, હું જઇશ. એમ કહી શ્રીકૃષ્ણ તેના પગમાં પડ્યા. ત્યારે યુધિષ્ઠિરે તેમને ઉઠાડી તેઓના મસ્તકના કેશ સુંઘીને રજા આપી કે ભલે જાઓ. ત્યારે શ્રીકૃષ્ણે, "હું પાછો આવીશ" એમ કહી પાંડવોને પોતાના વિયોગના કષ્ટથી મૂકાવીને, જેમ ઈંદ્ર સ્વર્ગ પ્રત્યે જાય તેમ દ્વારકાં પ્રત્યે જવા માંડ્યું. પછી પાંડવોએ પોતાની દૃષ્ટિથી શ્રીકૃષ્ણ દૂર ગયા, ત્યારે પ્રથમ તેમની મૂર્તિનું ચિંતન કર્યું. અને પછી પોતાના મનમાં તેમનું ચિંતન કરવા લાગ્યા, કારણ તેઓનાં મન તેમના દર્શનથી તૃપ્ત થયાં ન હતાં. હવે સર્વ મનુષ્યોના નેત્રને પ્રિય જેનું દર્શનછે એવા શ્રીકૃષ્ણ

ઘણા દૂર ગયા, ત્યારે તેમાંજ ચિત્ત રાખનારા પાંડવો, જાણે સર્વ કામના સહિત હોય તેમ થઇ પાછા વળી પોતાના ઇંદ્રપ્રસ્થમાં આવ્યા; અને શ્રી કૃષ્ણ પણ પોતાની વાંસે ગતી કરનાર મહાશૂરવીર સાત્યકિ યાદવ તથા સારથિ દારૂકે સહિત રથે કરીને ગરૂડ સરખા વેગથી તરત દ્વારકાંપ્રત્યે ગયા. વૈશંપાયન કેહેછે—પછી ધર્મરાજ યુધિષ્ઠિર, પોતાના ભાઇઓ તથા સગા સંબંધિઓ સહિત ઇંદ્રપ્રસ્થમાં આવી તેઓને રજા આપીને દ્રૌપદી સહિત હર્ષ પામ્યા. અને શ્રીકૃષ્ણે પણ હર્ષથી દ્વારકાંપુરીમાં પ્રવેશ કર્યો તે સમગે ઉગ્રસેનાદિ શ્રેષ્ઠ યાદવોથી સન્માન પામેલા શ્રીકૃષ્ણ, પોતાનાં માતા પિતા દેવકી વસુદેવને તથા મોહોટા ભાઇ બલદેવજીને પગે લાગ્યા. અને પ્રદ્યુમ્ન, સાંબ, નિશઠ, ચારૂદેષ્ણ, ગદ, અનિરૂદ્ધ તથા ભાનુ આદિને મળ્યા; ને પછી પોતાથી વડીલોની રજા લઇને રૂકિમણિના ઘરપ્રત્યે ગયા. હવે અહીં મહા ભાગ્યવાન મયદાનવે પણ યુધિષ્ટિર સારૂ સર્વ રત્નોથી શોભાયમાન એવી યથાયોગ્ય સભા કરવાનો વિચાર કર્યો.

मयोपिसमहाभागः सर्वरत्नविभूषितां ॥

विधिवत्कल्पयामास सभांधर्मसुतायवै ॥

इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि भगवद्याने

गुर्जरभाषायां द्वितियोऽध्यायः ॥ २ ॥

---

**वैशंपायनउवाच** ॥ अथाब्रवीन्मयःपार्थ मर्जुनंजयतांवर ॥

॥ आपृच्छेत्वांगमिष्यामि पुनरेष्यामिचाप्यहं ॥

વૈશંપાયન કેહેછે—પછી તે મયદાનવે શત્રુઓને જીતનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુનને કહ્યું કે હું તમારી પાસેથી હમણાં જવાની રજા લઉંછું પણ પાછો આવીશ. કારણ પૂર્વે કૈલાસ પર્વતની ઉતરે મૈનાક પર્વત ઉપર દૈત્યોએ યજ્ઞ કર્યા હતા, ત્યારે મેં એક વિચિત્ર રંગોનું મણિમય પાત્ર કર્યું હતું, જે બિંદુસર પ્રત્યે સત્યવાદિ વૃષપર્વા દૈત્યની સભામાં રાખ્યું હતું; તે જો ત્યાં હશે તો હું લઈ આવીશ, ને પછી યુધિષ્ઠિરનો યશ વધારનારી, મનને હર્ષ આપનારી, વિચિત્ર અને સર્વ રત્નોએ કરી શોભાયમાન એવી સભા કરી આપીશ. વળી હે કુરૂનંદન, તે બિંદુસરપ્રત્યે એક ભયંકર ગદા છે, જે વૃષપર્વા દૈત્યે યુદ્ધમાં શત્રુઓને નાશ કરીને રાખી છે,

તેની હું તલાસ કરીશ. તે ગદા સુવર્ણના બિંદુઓએ કરી શોભિતી, દૃઢ, એક લાખ ગદાઓ સરખી વજનદાર તથા શત્રુઓને નાશ કરનારી છે; અને જેમ તમને ગાંડીવ ધનુષ યોગ્ય છે તેમ તે ભીમસેનને લાયક છે તે, તથા વરૂણ દેવનો સુંદર શબ્દ કરનાર દેવદત્ત નામનો શંખ છે, તે પણ લાવીને તમને આપીશ, એમાં કંઇ સંશય નથી. એમ કહીને મયદાનવ, ઈશાન દિશા પ્રત્યે જઇ કૈલાસ પર્વતની ઉત્તરે સુવર્ણના શિખરવાળા મોહોટા અને મણિમય મૈનાક પર્વતપ્રત્યે જ્યાં બિંદુસર છે, ત્યાં ગયો. ત્યાં ભગીરથ નામે રાજા ભાગીરથિ ગંગાના દર્શન સારૂ ઘણોજ કાલસૂધી રહ્યા હતો. તથા ત્યાં સર્વ ભૂત પ્રાણિયોના રાજા મહાત્મા ઇંદ્રે શોભા સારૂ ઘણીક મણિયોએ જડિત યજ્ઞસ્તંભો તથા સુવર્ણના મેહેલો નિર્માણ કર્યા હતા અને સો યજ્ઞ કરીને સ્વર્ગના રાજ્યની સિદ્ધિ મેળવી હતી. વળી ત્યાં સર્વ ભૂત પ્રાણિના પતિ, સનાતન, અને તીક્ષ્ણ તેજવાળા મહાદેવજી સર્વ લોકને ઉત્પન્ન કરીને રહ્યા છે, જેની બધા લોકમાં અનેક તરેહથી ઉપાસના થાય છે. ત્યાં નર, નારાયણ, બ્રહ્મા, યમ તથા મહાદેવજી હજાર યુગને અંતે યજ્ઞ કરે છે, તથા ત્યાં ભગવાને શ્રેષ્ઠ પુરૂષોને ધર્મમાં પ્રવર્ત કરવા સારૂ નિરંતર ઘણાક કાળ સૂધી યજ્ઞ કરીને સુવર્ણના હજારો સ્તંભો તથા કાંતિમાન લાખો મેહેલો બ્રાહ્મણોને આપ્યા હતા. હવે ત્યાં જઇ મયદાનવે ગદા તથા શંખ લઇ, પૂર્વે વૃષપર્વા દૈત્યની સભા કરતાં જે મણિ આદિ દ્રવ્ય બાકી રહ્યું હતું, ને જેની રાક્ષસો રક્ષા કરતા હતા, તે લીધું; અને તે પોતાના ચાકરો પાસે ઉપડાવીને તે ઈંદ્રપ્રસ્થ પ્રત્યે લઈ આવ્યો. પછી તેણે ત્રણ લોકમાં પ્રસિદ્ધ, શોભાયમાન, મણિજડિત, શ્રેષ્ઠ અને જેના સરખી બીજી કોઇ નહીં એવી સભા કરવા માંડી. અને પોતે જે ગદા લાવ્યો હતો તે ભીમસેનને આપી, તથા સૌથી શ્રેષ્ઠ દેવદત્ત નામનો શંખ અર્જુનને આપ્યો, જેના શબ્દે કરીનેજ સર્વ ભૂતપ્રાણિ કંપે ! પછી હે રાજા, તે મહા બુદ્ધિમાન્ મયદાનવે, સુવર્ણના વૃક્ષોવાળી, દિવ્ય, તેજે કરીને શ્રેષ્ઠ, મનુષ્યના ચિત્તમાં નવ રસોને ઉત્પન્ન કરનારી, આકાશને સ્પર્શ કરે એટલી ઉંચી દશ હજાર હાથ લાંબી તથા પોહોળી, પાપ તથા શ્રમને નાશ કરનારી, શ્રેષ્ઠ મણિ તથા રત્નજડિત ભીંતો અને તોરણોએ યુકત, ઘણી તરેહનાં ચિત્રોવાળી, અમુલ્ય, અને જેની બરોબરી બલિરાજાદિકની તથા બ્રહ્માજીની સભાઓ પણ નહીં કરી શકે એવી સભા કરી. અને તે સભાની રક્ષા કરવા

સારૂ તથા તેમાંના વૃક્ષોની સંભાળ રાખવા સારૂ, અંતરીક્ષમાં ગતિકરનાર મોટા સ્વરૂપવાળા, બલવાન્, લાલ તથા પીળા નેત્રવાળા, છિપ સરખા કાનવાળા અને શત્રુઓને પ્રહાર કરનારા આઠ હજાર રાક્ષસોને ચાકરો કરી રાખ્યા. વળી તેણે તે સભામાં ઈંદ્રનીલમણિના પત્રોએ કરીને શોભાયમાન, મણિઓની ડાળખીયો ઉપર સુવર્ણના કમળોવાળી, અનેક તરેહના પક્ષિયો, કમળનાં પુષ્પો અને સુવર્ણના કાચબા તથા માંછલાંઓએ કરીને શોભીતી, સ્ફાટિક મણિનાં પગથીયાંવાળી તથા નિર્મળ જળથી ભરેલી એક સુંદર તળાવડી રચી જેમાં મંદમંદ વાયુ વાવાથી જળના બિંદુઓ ઉડતા, જે કમળના પુષ્પો ઉપર પડી મોતી સરખા શોભતા હતા. વળી તે તલાવડીનો કિનારો ચોતરફ નીલમણિયોથી મોહોટી શિલાઓથી બાંધી લીધો હતો; જેથી તેનો કિનારો અને જળ એક રંગનાં દેખતાં હતાં. અને જે કમળનાં પુષ્પોથી તળાવડી ઢંકાઇ રહી હતી, તે પુષ્પો જાણે કાચની ભૂમિ ઉપરજ ચીતર્યાં હોય એવું દેખાતું હતું. તેથી તે જળના ઠેકાણે સ્થળના ભ્રમથી અજાણ્યાં મનુષ્ય તેમાં પડી જાય એમ હતું. વળી તે સભાની ચારેકોર તેણે સુંદર છાયા અને પુષ્પોવાળાં વૃક્ષો તથા હંસ કારંડવ અને ચક્રવાકાદિ પક્ષિયોએ કરીને શોભાયમાન એવી તળાવડીઓ નિર્માણ કરી. જેના કમળનો તથા વૃક્ષોના પુષ્પોનો સુગંધી વાયુ પાંડવોને આવતો હતો. હે રાજા, એ પ્રમાણે તે મયદાનવે ચૌદ માસ અને કેટલેક દિવસે તે સભા તૈયાર કરીને યુધિષ્ઠિર રાજાને નિવેદન કરી.

इदृशींतांसभांकृत्वा मासैःपरिचर्तुदशैः ॥
निष्ठितांधर्मराजाय मयोराजन्यवेदयत् ॥

इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभानिर्माणे
गुर्जरभाषायां तृतियोऽध्यायः ॥ ३ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततःप्रवेशनंतस्यां चक्रेराजायुधिष्ठिरः ॥
॥ अयुतंभोजयित्वातु ब्राह्मणानांनराधिप ॥

વૈશંપાયન કહે છે—પછી મનુષ્યોના અધિપતિ યુધિષ્ઠિર રાજાએ દશ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવીને તે સભામાં પ્રવેશ કર્યો; અને બીજા દેશોથી આવેલા બ્રાહ્મણોને ઘૃત તથા મધે સહિત દુધપાક, ફળમૂળ, ડુકર

તથા હરિણાદિકનાં માંસ, તિલ સાથે રાંધેલા ભાત, મગભાત, તથા બીજા પણ કેટલાક કઠણ, નરમ, ચાટવાના તથા ચુસવાના પદાર્થો ખવરાવી શ્રેષ્ઠ વસ્ત્ર તથા પુષ્પો આપીને તૃપ્ત કર્યા, ને એક એક બ્રાહ્મણને હજારો ગાયો આપી. હે ભરતવંશિ, તે સમયે તે બ્રાહ્મણોએ મંત્ર ભણીને યુધિષ્ઠિર રાજાને જે આશિર્વાદ આપ્યો, તેનો આકાશને સ્પર્શ કરે એવડો મોહોટો શબ્દ થયો. વળી યુધિષ્ઠિર રાજાએ તે સભાના દ્વારપ્રત્યે દેવતાઓની મૂર્તિયોનું સ્થાપન કરીને તેઓનું ચંદન પુષ્પાદિ પદાર્થોએકરી પૂજન કર્યું. તે વખતે અનેક તરેહના વાજીંત્રો વાગતાં હતાં. ત્યાં મલ્લો, નટો, લાકડીયોથી યુદ્ધ કરનારા સૂતો તથા ગવૈયા આવીને યુધિષ્ઠિરની પાસે ઉભા. ત્યારે તેમણે તેઓનો યથા યોગ્ય સત્કાર કર્યો. પછી તે યુધિષ્ઠિર પોતાના ભાઇયો સહિત તે રમણિય સભામાં જેમ ઈંદ્ર સ્વર્ગમાં રમે તેમ રમતા હતા, ને તેમની પાસે તે સભામાં કેટલાક ઋષિયો, તથા કેટલાક બીજા દેશોથી આવેલા રાજાઓ રહેતા હતા, તેઓમાં અસિત, દેવલ, સત્ય, સર્પિમાલી, મહાશિરા, અર્વાવસુ, સુમિત્ર, મૈત્રેય, શુનક, બલિ, બક, દાલ્ભ્ય, સ્થૂલશિરા, વ્યાસજી, શુકદેવજી, સુમંતુ, જૈમિનિ, પૈલ, હું, તિત્તિરિ, યાજ્ઞવલ્કય, પુત્રે સહિત લોમહર્ષણ, અપ્સુહોમ્ય, ધૌમ્ય, આણિમાંડવ્ય, કૌશિક, દામોષ્ણિષ, ત્રૈબલિ, પર્ણાદ, ગટજાનુક, મૌંજાયન, વાયુભક્ષ, પારાશર્ય, સારિક, બલિવાક, શિનિવાક, સપ્તપાલ, કૃતશ્રમ, જાતૂકર્ણ, શિખાવાન્, આલંબ, પારિજાતક, મહાભાગ્યવાન પર્વત, મહામુનિમાર્કંડેય, સાવર્ણ, ભાલુકિ, ગાલવ, જંઘાબાહુ, રૈભ્ય, કોપવેગ, ભૃગુ, હરિબભ્રુ, કૌહિન્ય, બભ્રુમાલી, કક્ષીવાન, ઔશિજ, નારીકેત, ગૌતમ, પૈંગ્ય, વરાહ, શ્રુનક, મહાતપસ્વિ શાંડિલ્ય, કુકકુર, વેણુંજંઘ, કાલાપ અને કઠાદિ સર્વે ધર્મના જાણનારા, સ્થિર મનવાળા, જીતેંદ્રિય અને વેદ તથા વેદાંગને પાર પામેલા બ્રાહ્મણો, તે સભામાં યુધિષ્ઠિર રાજાની પાસે બેસીને પવિત્ર કથાઓ કહેતા હતા. અને મોહોટાં મનવાળો તથા મહાત્મા મુંજકેતુ, સંગ્રામજીત, દુર્મુખ, મહાપરાક્રમી ઉગ્રસેન, કક્ષસેન, ક્ષેમક અપરાજી, કાંબોજ દેશનો રાજા કમઠ, મહાબલવાન કંપન, જેણે બળવાન પરાક્રમી, તથા અસ્ત્રયુક્ત અને મોહેટા તેજવાળા યવનોને જેમ ઈંદ્રે અસુરોને કંપાવ્યા તેમ કંપાવ્યા હતા. મદ્રદેશનો રાજા જટાસુર, કુંતિરાજ, કિરાત દેશનો રાજા પુલિંદ, પુંડ્રકેસહિત અંગ અને વંગ, અંધ્રકે સહિત પાંડ્ય તથા અંડ્રૂ, સુમિત્ર, શૈબ્ય, મિત્રકર્શન, યવનોનો

અધિપતિ, કિરાત દેશનો રાજા સુમના, ચાણુર, દેવરાત, ભયંકર રથવાળો ભોજ, શરાયુધ, કાલિંગ, જયસેન, જરાસંધ, સુકર્મા, ચેકિતાન, પુરૂ, અમિત્રકર્શન, કેતુમાન્, વસુદાન, મિથલ, કૃતક્ષણુ, સુધર્મા, અનિરૂદ્ધ, શ્રુતાયુ, અનુપરાજ, દુર્ધર્ષ, ક્રમજીત, સુદર્શન, પુત્રસહિત કદુપદેશનો અધિપતિ શિશુપાલ, આહુક, વિપૃથુ, ગદ, સારણુ, અક્રૂર, કૃતવર્મા, શિનિનો પુત્ર સત્યક, ભીષ્મક, અકૃતિ, દ્યુમત્સેન, યજ્ઞસેન, સૌમકિ, કેતુમાન, વસુમાન, મહાબલવાન કૃતાસ્ત્ર, તથા બીજા પણ પ્રસિદ્ધ રાજાઓ તે સભામાં યુધિષ્ઠિરની પાસે બેસતા હતા; ને કેટલાક મહાબળવાન રાજાઓના છોકરાઓ મૃગચર્મ ધારણ કરી અર્જુનનો આશ્રય કરીને તેની પાસેથી ધનુર્વેદ શિખતા હતા. તેમાં પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકી, સુધર્મા, અનિરૂદ્ધ તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્યાદિ યાદવોના કુમારો ધનુર્વેદ શિખ્યા. અર્જુનનો સખા તુંબરૂ ગંધર્વ હમેશ તે સભામાં રેહેતો હતો, જેનો આશ્રય કરીને પ્રધાનો સહિત ચિત્રસેન ગંધર્વ, તથા ગાવા બજાવવામાં કુશળ, જમણે હાથે તાલ આપવામાં કુશળ, અને હલકો મધ્યમ તથા ઉંચો સ્વર ગાવામાં મેહેનત જેણે કરી છે એવા ગંધર્વો તથા અપ્સરાઓ ત્યાં રેહેતાં હતાં; ને તેઓ સૌ તે તુંબરૂ ગંધર્વના કહેવાથી મનુષ્યોને સાંભળવા લાયક પદો ગાઇને પાંડવો તથા ઋષિયોને હર્ષ પમાડતાં હતાં અને તે સભામાં બેઠેલા સુંદર વ્રતવાળા અને સત્યવાદી પુરૂષો, જેમ સ્વર્ગમાં દેવતાઓ બ્રહ્માની ઉપાસના કરે, તેમ યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા.

तस्यांसभायामासीनाः सुव्रताःसत्यसंगराः ॥
दिवीवदेवाब्रह्माणं युधिष्ठिरमुपासते ॥

इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभाप्रवेशोनाम गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

**॥ समाप्तंच सभाक्रियापर्व ॥**

---

## ॥ अथलोकपालसभाख्यानपर्व ॥

**वैशंपायनउवाच** ॥ अथतत्रोपविष्टेषु पांडवेषुमहात्मसु ॥
॥ महत्सुचोपविष्टेषु गंधर्वेषुचभारत ॥

વૈશંપાયન કેહે છે—પછી હે ભારત, કોઈ સમય તે સભામાં મહાત્મા પાંડવો, મહત્પુરૂષો, તથા ગંધર્વો બેઠા હતા, તેટલામાં વેદ, ઉપનિષદ તથા ઇતિહાસ પુરાણને જાણનારા, વિષય, અવિષય, પૂર્વપક્ષ, ઉતરપક્ષ અને સંગતિ, એ પાંચ અધિકર્ણું સહિત ન્યાયમાં કુશલ, મન્વાદીકનાં કહેલાં શાસ્ત્રોનું તત્વ તથા શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ નિરૂકત અને જ્યોતિષ એ છ વેદના અંગોને જાણનારાઓમાં શ્રેષ્ઠ દેવતાઓના ગણો જેની પૂજા કરે છે એવા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચ મહાભૂતો પોતાના સંયોગે કરીને જગત્માં નાના પ્રકારે દેખાય છે, અને આખા જગતમાં વ્યાપી રહ્યા છે એવું જાણનારા શિષ્યાદિકને પણ એજપ્રમાણે ઉપદેશ કરનારા, યથાર્થ બોલનારા, બુદ્ધિમાન, ભણેલા શાસ્ત્રો નહીં ભૂલી જનાર, દ્રવ્યાદિ વિભાગનો વ્યવહાર અને ભવિષ્ય જાણનાર, જ્ઞાનકાંડ તથા કર્મકાંડના વિભાગોનો શિષ્યોને યથાર્થ ઉપદેશ કરવો એમ માનનારા, પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણથી અને વેદોનાં વાકયોથી બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય કરનારા, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન, એ તર્ક શાસ્ત્રના પાંચે અવયવોવાળા વાકયોને ખોટા ખરા જાણનારા, શાસ્ત્રાર્થમાં કુશલ, બૃહસ્પતિની સામે પણ ઉત્તરોત્તર બોલનાર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો યથાર્થ નિશ્ચય કરનારા, આ પૃથ્વીના તથા તેની ઉપર નીચેના સર્વ પદાર્થોને જ્ઞાન દૃષ્ટિથી પ્રત્યક્ષ જોનાર, સાંખ્ય તથા યોગશાસ્ત્રના વિભાગોને જાણનારા તથા તેમનો વિચાર કરવાની ઇચ્છાવાળા, દેવતા અને દૈત્યોને સ્નેહ તથા યુદ્ધ કરાવવાના ઉપાયમાં કુશળ, પોતાના અને શત્રુના બલાબલનો વિચાર કરીને જો શત્રુનું બળ વધારે હોય તો તેના પ્રધાનાદિકને દ્રવ્યથી લોભાવવા એમ જાણનારા, શત્રુઓએ પરસ્પર સ્નેહ અને વૈર કરવું, દાન તથા આસનો આપવાં, ભેદ રાખવો તથા આશ્રય કરીને રેહેવું, એ છ ગુણોની વિધિવાળા, શાસ્ત્રમાં ચતુર, યુદ્ધ અને ગાયનાદિ સર્વ વિદ્યામાં પ્રીતિમાન, સર્વ કર્મમાં કુશળ અને બીજા પણ અનેક ગુણોથી શોભાયમાન મોહોટી કાંતિવાળા નારદજી, પોતાના મિત્ર પારિજાત, પર્વત, તથા સુમુખે સહિત સર્વ લોકમાં ફરતા ફરતા તે સભામાં બેઠેલા પાંડવોને જોવા સારૂ ત્યાં આવ્યા, ને તેમણે યુધિષ્ઠિરને "તમારો જય થાઓ" એમ આશિર્વાદ આપ્યો. ત્યારે તેમને જોઈ ધર્મ જાણનારા યુધિષ્ઠિરે, પોતાના ભાઇયો સહિત ઉભા થઇ તેમને નમ્રતાથી પગે લાગીને યોગ્ય આસનો આપ્યાં, અને વિધિપૂર્વક મધુપર્ક, પાદ્ય

તથા અર્ઘ્યથી પૂજા કરી ગાય તથા રત્નાદિ પદાર્થો આપીને તેમનો સત્કાર કર્યો. એ પ્રમાણે યથાયોગ્ય પૂજા પામીને વેદને પાર પામેલા મહર્ષિ નારદજી પ્રસન્ન થયા. પછી ધર્મ કામ અને અર્થયુક્ત વાક્યથી તેઓ યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા કે હે રાજા ! તમારી પાસે યજ્ઞ, દાન, તથા કુટુંબનું પોષણ થાય તેટલું પુરતું દ્રવ્ય છે ? તમારૂં મન ધર્મમાં વર્તે છે ? તમોને સર્વ સુખનો અનુભવ છે? તમારા મનને ખેદ તો ઉત્પન્ન થતો નથી? હે રાજા, તમારા કુળમાં પૂર્વે થઈ ગયેલા તમારા પિતામહોની રીતિ પ્રમાણે તમે, બ્રાહ્મણો, પુરોહિત અને પ્રજાને વિષે ધર્મ તથા અર્થયુક્ત શ્રેષ્ઠ વૃત્તિથી વર્તો છો ? વળી જેમ નીચ મનુષ્ય દ્રવ્યના લોભથી ધર્મની, તથા વિરક્ત પુરૂષ ધર્મના લોભથી દ્રવ્યની, અને કામી પુરૂષ કામનું સેવન કરતી વખતના સુખના લોભથી દ્રવ્ય તથા ધર્મની હાનિ કરે છે, તેમ તો તમે નથી કરતા ? હે શત્રુઓને જીતનારાઓમાં શ્રેષ્ઠ, ધર્મ, અર્થ અને કામ એ ત્રણને સેવન કરવાના સમયનો વિભાગ દક્ષપ્રજાપ્રતિયે એવો કરેલો છે, જે દિવસના પૂર્વાન્હ કાલમાં ધર્મનું સેવન કરવું, મધ્યાન્હ કાલથી દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ કરવો. અને સાયંકાલને વિષે કામનું સેવન કરવું, માટે તમે એ પ્રમાણે કરો છો ? બોલવાની ચતુરાઈ, હીંમત, તર્ક કરવામાં કુશલતા, સ્મર્ણશક્તિ, વિચાર શક્તિ તથા નિતિશાસ્ત્ર, એ છ રાજગુણોએ કરીને તમે સામ, દાન, ભેદ, દંડ, મંત્ર, ઔષધ અને ઈદ્રજાલ, એ શત્રુને વશ્ય કરવાના સાત ઉપાયોની તપાસ રાખો છો ? વળી પોતાના તેમજ શત્રુઓના બળ તથા અબળની અને દેશ, કીલ્લા, રથ, હસ્તિ, ઘોડા, તથા યોદ્ધા, એ સર્વના નાયકોથી તેમજ અંતઃપુરમાં તથા અનાજની ગણના રાખો છો ? વળી આયપત તથા ખરચનો હીસાબ લખીને રાખો છો ? દ્રવ્ય પુરતું છે કે નહીં તેનો વિચાર કરો છો ? અને ગુપ્ત શત્રુઓ તથા તેના કારભારીઓની રૂડી રીતે પરિક્ષા કરો છો ? હે જીતનારા પુરૂષોમાં શ્રેષ્ઠ, પોતાના પ્રબલપણાની અને શત્રુઓના નિર્બલપણાની પરિક્ષા કરીને રાજ્યનું પાલન કરો છો ? અથવા પોતાથી શત્રુ પ્રબલ હોય તો તેની સાથે સ્નેહ કરીને, ખેડુત તથા વ્યાપારીયોની પોતાના દેશમાં વૃદ્ધિ કરવી, માર્ગો, કીલ્લાઓ તથા પાજોની મજબૂતી કરવી, હાથી વિગેરે જાનવરોનાં ખાવાનાં પદાર્થોનો સંચય કરવો અને રત્નોની તથા સુવર્ણની ખાંણો ખણાવવી, એ આઠ કર્મોનું સેવન કરો છો ? હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! તમારા કિલ્લાની રક્ષા કરનાર, ચતુરંગિણી સેનાને ભોજનાદિ

પદાર્થો આપનાર, પ્રધાન, સેનાપતિ, પુરોહિત, વૈદ્ય, અને જ્યોતિષિ એ સાત દ્રવ્યવાન અને વ્યસન વગરના પ્રધાનો સર્વ પ્રકારે કરીને તમારૂં હિત કરવામાં પ્રીતિમાન્ છે? તમને જેમાં "આ દુષ્ટ છે" એવી શંકા ન હોય, એવા ઉપરથી સ્નેહ દેખાડનારા અને અંતઃકરણમાં કપટી દૂતોથી, યા તમારાથી તથા તમારા પ્રધાનથી તમોએ કરેલા મનસુબાની વાત બાહાર તો પડતી નથી? મિત્રો અને જેઓને મિત્ર તથા શત્રુ સરખા છે એવા પુરૂષોની તથા શત્રુઓની ઇચ્છાને તમે જાણો છો? પ્રબલ શત્રુઓની સાથે સ્નેહ અને નિર્બલ શત્રુઓની સાથે કલેશ, સમય પ્રમાણે કરોછો? ને જેઓને તમારી સાથે મિત્રાઇ તથા શત્રુભાવ ન હોય તેમની સાથે તેમના સરખી વૃત્તિથી વર્તવું, એમ તમે માનો છો? હે શૂરવીર, તમારા પ્રધાન રૂડા અંતઃકરણવાળા, શાસ્ત્રના જ્ઞાને કરીને પરીપૂર્ણ, શ્રેષ્ઠ કુળવાન, સારા આચરવાળા, રૂડી વિચાર શક્તિમાં સમર્થ, અને તમારામાં પ્રીતિ રાખનારા છે? કારણ હે ભારત, રાજાઓના જયનું કારણ પ્રધાનો છે. હે રાજા, શાસ્ત્રમાં ચતુર અને મનસુબા કરવા યોગ્ય એવા પ્રધાનોએ કરીને તમારા દેશનું સંરક્ષણ થાય છે? ને શત્રુઓથી પરાભવ તો થતો નથી? હે અર્થના જાણનાર, તમે રાત્રિને વિષે અતિ નિંદ્રાને વશ તો થતા નથી? ને પાછલી પ્રહર રાત્રિના સમયમાં ઉઠીને આગલે દીને પ્રધાનો સાથે જે મનસુબો કર્યો હોય તેનો વિચાર કરોછો? વળી તમે હરેક કામનો વિચાર એકલા અથવા ઘણાઓ સાથે તો કરતા નથી? ને તમે નિશ્ચય કરેલા મનસુબાની વાર્તા ગામમાં તો ફેલાતી નથી? વળી જેમાં મેહેનત થોડી અને ફળ ઘણું હોય એવાં કામ તરત કરવાનો ઉદ્યોગ કરો છો? તેમાં તમે વિઘ્ન તો કરતા નથી? ખેતી આદિ ઉદ્યોગ કરનાર પુરૂષ તમથી જાણીતા અને તમારે વિશ્વાસ કરવા યોગ્ય છે? તેઓ વારંવાર પોતાના ઉદ્યોગનો ત્યાગ તો કરતા નથી? કારણ તેમ જો હોય તો તે રાજાના સ્નેહની ખામી છે. વળી ધનવાન, લોભ વગરના, અને પરંપરાથી પોતાના કુળનોજ ઉદ્યોગ કરનારા પુરૂષો, તેજ ઉદ્યોગનો આશ્રય કરીને વર્ત્યા કરેછે ? વળી તેઓ તમારા ધારેલા કર્મોને તો જાણતા નથી ? હે શૂરવીર, ધર્મ અને સર્વ શાસ્ત્રના જાણનારા કૃપાચાર્ય તથા દ્રોણાદિક આચાર્યો તમારા દેશના કુમારોને યુદ્ધનો ઉદ્યોગ શિખવેછે? હજારો મૂર્ખ પુરૂષોમાંથી તમે એક પણ પંડિતને શોધિ કાઢો છો? કારણ તે પંડિત પુરૂષ હરેક કામના સંકટમાં સારૂં થાય

તેમ કરેછે. હે રાજા, તમારા સર્વ શેહેરોના કિલ્લાઓ, ધન, ધાન્ય, આયુધ, જળ, યંત્રો, કારીગરો, અને યોદ્ધાઓથી ભરેલાછે? તમારો એક પણ પ્રધાન બુદ્ધિમાન્, શૂરવીર, શુદ્ધ અંતઃકરણવાળો અને વિચક્ષણ છે? કારણ એવો પ્રધાન રાજાને વા રાજાના પુત્રને મોહોટી સમૃદ્ધિની પ્રાપ્તિ કરાવી શકેછે. વળી મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, દ્વારપાલ, અંતઃપુરમાં પ્રવેશ કરનાર, બંધીખાનાનો અધિકારી, દ્રવ્ય સાચવનાર, હરેક કામ વિષે ચાકરોને આજ્ઞા આપનાર, જેને આજ્ઞા આપી હોય તે શેહેરનો અધ્યક્ષ-કામ કરનાર, ધર્મરૂપી કામનો અધ્યક્ષ, સભાસદ, અપરાધીને દંડ આપનાર, કિલ્લાની રક્ષા કરનાર, શેહેરની સંભાળ રાખનાર, તથા રસ્તાઓની ચોકસી રાખનાર, એ અઢારની અથવા મંત્રી, પુરોહિત, અને યુવરાજ, એ ત્રણ વગર બાકીના એ પંદર પવિત્ર પ્રધાનોની ચાલચલણ, તેમનાથી ગુપ્ત એક એક પાસે ત્રણ ત્રણ ચાકરો રાખીને તમે જાણો છો? હે શત્રુઓને નાશ કરનાર, તમારા શત્રુઓને તમારૂં સૈન્ય તથા તમારી ઈચ્છા કંઇ જાણવામાં તો નથી આવતાં? શત્રુઓના ચાકરોથી સાવધાન રહો છો? અને નિત્ય ઉદ્યોગી થઇને શત્રુઓની ચેષ્ટાને જોયા કરો છો? તમારો પુરોહિત નમ્રતાવાળો, મોહોટા કુળમાં ઉત્પન્ન થએલો, ઘણા શાસ્ત્રોને જાણનારો, કોઇના સારા ગુણમાં દોષ નહીં કહેનાર, શાસ્ત્ર સંબંધી વાતો કરવામાં કુશળ, તમારાથી સત્કાર પામેલો, યજ્ઞ કરાવવા તથા તેની વિધિ જાણવામાં કુશળ, બુદ્ધિમાન્, કપટ રહિત, અને સમય પ્રમાણે હોમેલાં તથા હોમવાનાં પદાર્થોને જાણનારો છે? તમારો જ્યોતિષિ અંગે સહિત જ્યોતિષશાસ્ત્ર જાણનારો, અને કંઇ ઉત્પાત થયો હોય તો તેથી થનારા અશુભ ફળોને કેહેનારો છે? ઉતમ કામ વાસ્તે ઉત્તમ, મધ્યમ વાસ્તે મધ્યમ, અને કનિષ્ટ વાસ્તે કનિષ્ટ ચાકરોને તમે રાખેલા છે? અનેક તરેહના મનસુબા કરવામાં કપટ રહિત પ્રધાનોની યોજના કરોછો? હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તમારા પ્રધાનો ઉગ્રદંડે કરીને પ્રજાને પિડા તો આપતા નથી! ને સારી રીતે તમારા દેશનું પાલન કરે છે? જેમ ધર્મિષ્ઠ પુરૂષો, પ્રજાને દુઃખ આપીને દ્રવ્ય લેનાર રાજા અથવા નાસ્તિક રાજાનો, તથા ઘરની સ્ત્રિયો જાર કર્મ કરનાર પુરૂષોનો તિરસ્કાર કરે, તેમ કોઇ તમારો તો તિરસ્કાર કરતો નથી? તમારો સેનાપતિ શૂરવીર, બુદ્ધિમાન્, ધૈર્યવાન, પવિત્ર કુળવાળો, તમારામાં પ્રીતિરાખનાર, સમર્થ, અને દ્રવ્ય તથા માનથી હર્ષયુક્ત છે? તમારા સૈન્યના નાયકો

સર્વે પ્રકારના યુદ્ધમાં કુશળ, બળવાન, (નિષ્કપટિ) પરાક્રમી અને તમારાથી સત્કાર પામેલા છે? તમે સેનાને નિત્ય આપવાના ધાન્યાદિક તથા મહિને મહીને આપવાનું દ્રવ્ય નિયમ પ્રમાણે આપો છો ? તેમાં વિલંબ તો કરતા નથી ? કારણ તેમ કરેથી તેઓ પોતાના સ્વામીના કાર્યમાં સારી રીતિથી વર્તતા નથી, તેથી તેનું અવળું થાય છે. મોહોટા કુળમાં ઉત્પન્ન થયેલા તમારા પ્રધાનાદિ સર્વે, તમારી તાબેદારીમાં રહી, તમારામાં પ્રીતિ રાખીને તમારે વાસ્તે યુદ્ધમાં પોતાના પ્રાણનો ત્યાગ કરે એવા છે? પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર અને તમારી આજ્ઞાને ઉલ્લંઘન કરનાર તમારો કોઇ પણ સેનાપતિ, પોતાની ખુશી પ્રમાણે તમારી ચતુરંગિણી સેનાને અનેક તરેહનાં કાર્યો કરવાની આજ્ઞા તો નથી આપતો ? વળી તમારા કોઇ પુરૂષ પોતાના પરાક્રમથી માન મળે એવાં કામ કરીને તમારાથી માન તથા વધારે પગાર પામે છે ? હે રાજા, વિદ્યાએ કરીને નમ્રતાયુક્ત અને જ્ઞાનમાં કુશળ એવા પુરૂષોનો તેમને યથાયોગ્ય દાન આપીને તમે સત્કાર કરોછો ? હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તમારે વાસ્તે યુદ્ધમાં નાશ પામેલા પુરૂષોના કુટુંબનું અને ઘવાયલા પુરૂષોનું તથા તેમની સ્ત્રિયોનું તમે પોષણ કરો છો ? હે રાજા, કંઇ ભયને લીધે તમારી શરણે આવેલા અથવા ક્ષીણ બળવાળા વા યુદ્ધમાં તમે જીતેલા શત્રુઓની તમે પુત્ર માફક રક્ષા કરો છો? વળી જેમ સર્વ પ્રજાને પોતાના માતાપિતામાં કંઈ શંકા ન હોય, તેમ તમારામાં તમારી સર્વ પ્રજાને ભયરૂપ શંકા તો નથી ? હે યુધિષ્ઠિર પરસ્ત્રી સેવવી, જુગાર રમવું, મૃગયા કરવી, નાચ જોવા, ગાયન સાંભળવું, વૃથા ફરવું, વાજીંત્રો વગાડવાં અથવા સાંભળવાં; કોઇની નિંદા કરવી, અને દિવસે નિદ્રા કરવી, એ દશ વ્યસન પુરૂષોને હોય છે; માટે એ માંહેલા હરેક વ્યસનમાં બીજા રાજાને પડેલા સાંભળી, પોતાના પ્રધાન, ભંડાર અને ચાકરો, એ ત્રણનું બળ જાણીને તેમની સામે વેગથી ચઢાઇ કરોછો ? હે શત્રુઓને જીતનાર, પારકા રાજાના ચાકરોયે અને તે રાજાયે તમારા પરાભવ માટે નિશ્ચય કરેલા ઉદ્યોગને, તથા ખરાબ ઉત્પાતથી થનાર મહામારીદિક ઉપદ્રવને જ્યોતિષિથી જાણી તેમની શાંતિ કરો છો? હે મહારાજા, હે પરંતપ, શત્રુઓના દેશના કારભારીઓ તથા તેમના સૈન્યના નાયકોને છૂપી રીતે પગાર અથવા રત્નો આપોછો? હે પાર્થ જીતેંદ્રિય એવા તમે પ્રથમ પોતાનું મન જીતીને અજીતેંદ્રિય અને ગાફલ પુરૂ-

પોને જીતો છો? શત્રુઓ સામે ચઢાઇ કર્યા પેહેલાં સામ, દાન, ભેદ અને દંડ એ રાજનીતિના ગુણોમાં કુશળ એવા તમારા પ્રધાનાદિક તેમની પાસે જાયછે? હે રાજા, પોતાના સૈન્યને બળવાન કરીને તમે શત્રુઓ સામે યુદ્ધ કરવા સારૂ જઇ તેમને જીતવા વાસ્તે પરાક્રમ કરોછો? અને તેઓને જીતીને તેમની પાછી રક્ષા કરો છો? શત્રુઓની સામે તમારી સેનાના નાયકોએ પ્રેરણા કરેલી રથ, હાથી, ઘોડા, યોદ્ધા, પ્યાદા, ચાકરો, દૂતો અને ભોમીયા, એ આઠ અંગેસહિત તમારી સેના તેમનો નાશ કરે છે? હે પરંતપ, યુદ્ધમાં શત્રુના દેશપ્રત્યે કિંચિત્ માત્ર પણ રેહેવા નહીં દેઇને તેઓનો નાશ કરોછો? જીતેલા પરદેશમાં રહેલા તમારા પુરૂષો, સ્વદેશની માફક ત્યાંની પ્રજાને વશ કરી તેઓ પાસેથી કર લઇને, શત્રુઓની સેનાના નાયકો પાછા યુદ્ધ કરવા આવે તેનો પરાભવ કરી, ત્યાંના શેહેરો તથા પ્રજાની રક્ષા કરેછે? ને તે તમારા વિશ્વાસુ પુરૂષો, તમારે વાસ્તે મળેલા ભોજનના પદાર્થો, વસ્ત્રો, ધૂપાદિ અગરૂ તથા કસ્તુરી આદિ સુગંધી ચીજો સાચવી રાખેછે? તેઓ પોતે તો ગ્રહણ કરતા નથી? શ્રેષ્ઠ કર્મો કરનાર તમારા પ્રધાનાદિક પુરૂષો તમારાં દ્રવ્ય તથા ધાન્ય રાખવાના ભંડાર, વાહનો અને હથિયારોની રક્ષા કરીને તમને વધારે આવક થાય એવાં કાર્યો કરેછે? હે રાજા, તમારા રસોઇયા તથા સેનાપતિથી તમે તમારી પોતાની રક્ષા કરોછો? અને તેમનું તમારા પુત્રાદિકના ભયથી તથા તમારા પુત્રાદિકનું તેમના ભયથી રક્ષણ કરોછો? હે રાજા, તમને પૂર્વાન્હ કાળમાં મદ્યપાન, જુગાર, રમત અને સ્ત્રિયોના વ્યસનથી થતો ખર્ચ તમારા પુરોહિતાદિક પ્રધાનો તો જાણતા નથી? તમારી પ્રજાની આયપતમાંથી અર્ધો ભાગ અથવા ચોથો ભાગ, વા ચોથા ભાગનો પણ ત્રીજો ભાગ લેઇને તમે પોતાના ભંડારની વૃદ્ધિ કરોછો? તમારે આશ્રિત ક્ષત્રિઓ, ગુરૂ, વૃદ્ધ, વૈશ્ય, કારીગરો તથા ગરીબ લોકો ઉપર, તમે તેમને દ્રવ્ય તથા ધાન્ય આપીને વારંવાર કૃપા કરોછો? હે રાજા, તમારા આયપત અને ખર્ચનો હીસાબ રાખનારા, રોજમેળ રાખનાર, તથા બીજા નામાવટી પુરૂષો નિત્ય પૂર્વાન્હ કાળમાં તમને સર્વ હીસાબ આપેછે? હરેક તરેહનાં કામ કરવામાં કુશળ, તમારૂં હિત ઇચ્છનાર, અને તમને પ્રિય એવા પુરૂષોને, તેમનો કંઈ અપરાધ જોયા વગર એકદમ તેમની પદ્વી ઉપરથી તમે રજા તો આપતા નથી? હે ભારત, તમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ પુરૂષોને તેમના અધિકાર પ્રમા-

ણે કામ સોંપો છો? હે રાજા, લોભી, ચોરી કરનાર, હરકોઇ ઉપર શત્રુભાવ રાખનાર, અને જેને વ્યવહાર માર્ગની ખબર ન હોય એવા પુરૂષો તમારા કારભારમાં તો નથી? તમારા રાજ્યમાં ચોરો તથા લોભી પુરૂષોથી, વા તમારા પુત્રો અથવા તમારી સ્ત્રિયોના બળથી, અથવા તમારાથી તમારી પ્રજા પીડા તો પામતી નથી? પણ ખુશી રેહે છે? તમારા દેશમાં વર્ષાદ વગર ધાન્યાદિ પદાર્થો ઉત્પન્ન કરવાને પુરૂ થાય, એટલા જળે કરી પરીપૂર્ણ નદીયો તથા મોહોટાં તળાવો છે? પણ વર્ષાદ થાય ત્યારેજ ધાન્યાદિ પદાર્થો પાકે તેમ તો નથી? ખેડુત લોકો અનાજ અને વાવવા માટે બીજ સારૂ ખેદ તો પામતા નથી? ને તેઓને એક દાણામાંથી સેંકડો દાણાની પેદાશ થવા સારૂ, તેમને બીજ વાસ્તે ઉધાર ધાન્ય આપીને તેમના ઉપર તમે કૃપા કરો છો? હે રાજા! તમારો યશ શ્રેષ્ઠ પુરૂષો કબૂલ કરેછે? અને તમારા રાજ્યમાં પોતપોતાના વેપારનો આશ્રય કરનાર લોકો સુખ પામે છે? હે રાજન્, તમારા દેશમાં ગામે ગામ પ્રત્યે શૂરવીર અને બુદ્ધિમાન્ શિક્ષા કરનાર, પ્રજા પાસેથી દ્રવ્ય લેનાર, ન્યાય તપાસનાર, દ્રવ્યનો હીસાબ રાખનાર, અને તે સર્વનો સાક્ષી, એ પાંચ પાંચ પુરૂષો એક મત થઇને પ્રજા સુખી થાય એવાં કામ કરે છે? તમે શેહેરોની રક્ષા કરવા સારૂ શૂરવીર પુરૂષોને ગામોમાં રાખીને તેમને શેહેર સરખાં, અને ગામડાઓને મોહોટાં ગામ સરખાં કર્યાં છે? ને તેમની પેદાશ ગામડાના કારભારીયો ગામના કારભારીને તથા તેઓ શેહેરના કારભારીને, અને શેહેરના કારભારી તમને અર્પણ કરે છે? તમારા દેશમાં શેહેરોને ચોરો પરાભવ કરે ત્યારે શેહેરના અધિપતિયો સેનાના બળથી તેઓનો નાશ કરે છે? તમે સ્ત્રિયોની સાંત્વના તથા રક્ષા કરો છો? પણ તેઓમાં વિશ્વાસ તો રાખતા નથી? અને તેમની પાસે છૂપી વાત પણ કરતા નથી? હે રાજા, તમે પોતાનું અપ્રિય થાય એવું સાંભળી તેના તાત્પર્યનો વિચાર કરી તેનો અનાદર કરીને અંતઃપુરમાં શયન તો કરતા નથી? હે પ્રજાના પતિ, રાત્રિનો એક પ્રહર જતા પછી બે પ્રહરપર્યંત નિદ્રા કરી પાછલા પ્રહારમાં ઉઠીને, તમે ધર્મ અને અર્થ સંબંધી ચિંતવન કરો છો? હે પાંડવ, તમે સમયના જાણનારા પ્રધાનો સહિત મસલત કરીને હમેશ સમય પ્રમાણે તમારા પુરૂષોને કામ સોંપોછો? શત્રુઓને જીતનાર, રક્ત વસ્ત્ર તથા અલંકારો પેહેરેલા પુરૂષો હાથમાં તરવાર લઇને તમારી રક્ષા કરવા સારૂ ચોતરફ ઉભા છે? હે રાજા, અપ્રિય અને

દંડ આપવા યોગ્ય પુરૂષોને વિષે યમરાજની માફક, અને પ્રિય તથા પૂજા કરવા યોગ્ય પુરૂષો વિષે નમ્રતાવાન થઈ તેમની પરિક્ષા કરીને વર્તો છો? હે રાજા, શરીર સંબંધિ દુઃખ, ઔષધ અને પથ્ય ભોજને કરીને, તથા મન સંબંધિ દુઃખ વૃદ્ધ પુરૂષોની સેવાએ કરીને સદા નિવૃત્ત કરોછો? રોગીની નાડી, મૂત્ર, મળ, જીભ્હા, નેત્ર, રૂપ, શબ્દ અને સ્પર્શ એ આઠ પ્રકારેકરી પરિક્ષા કરવામાં કુશળ, તમારા સ્નેહી, તમારામાં પ્રીતિ રાખનાર અને તમારા શરીરનું હિત ઇચ્છનાર એવા તમારા શ્રેષ્ઠ વૈદ્યો છે? હે શ્રેષ્ઠ, તમે લોભ, મોહ અને ગર્વથી, માગણ પુરૂષોને તથા પરંપરાની ગએલી વૃત્તિથી દુઃખી થએલા ચિત્તવાળા પુરૂષો તમારી પાસે આવે તેમને ક્રૂર દૃષ્ટિથી તો નથી જોતા? તેમ તમે લોભ, મોહ, વિશ્વાસ અને નમ્રતાયે કરીને પણ તમારા આશ્રિત પૂરૂષોની વૃત્તિ રૂંધતા તો નથી? તમારા દેશ તથા શેહેરની પ્રજાઓ, તમારા શત્રુઓ સાથે દ્રવ્યના લોભથી મળી જઇને તમારી સાથે કોઈ દિવસે વિરોધ તો નથી કરતી? પ્રથમ તમે જેને બળે કરીને પીડા પમાડ્યા હોય, એવો દુર્બલ શત્રુ પાછો વિચાર અને બળે કરી બળવાન તો થતો નથી? તમારામાં પ્રીતિમાન અને તમે દાન તથા માનથી બોલાવેલા સર્વ પૃથ્વીના પતિ તમારે અર્થે પ્રાણનો પણ ત્યાગ કરે એમ છે? બ્રાહ્મણો તથા સાધુ પુરૂષોમાં સર્વ વિદ્યાના ગુણ હોવાથી તેમની પૂજા કરી તેમને, સ્વર્ગ તથા મોક્ષની આપનારી દક્ષિણા નિત્ય આપો છો? તમારા વંશમાં પરંપરાથી મનુષ્યોયે આચરણ કરેલા ધર્મ, અર્થ અને કામ, એ ત્રણનું જે મૂળ રૂપ ધર્મ તેમાં તમે સાવધાન થઇ વર્તો છો? હે રાજા, તમારા ગૃહને વિષે સારા ગુણવાન બ્રાહ્મણો દક્ષિણા સહિત સ્વાદિષ્ટ અને ગુણવાન અન્નનું ભોજન તમારી સમક્ષ કરે છે? સ્થિર મનવાળા તમે વાજપેય અને પુંડરીકાદિ યજ્ઞો કરવાનો યત્ન કરો છો? પોતાના સંબંધિયો ગુરૂ, વૃદ્ધ, દેવતાઓ, તપસ્વિયો, શ્રેષ્ઠ વૃક્ષો, તથા બ્રહ્માણોને નમસ્કાર કરો છો? હે નિષ્પાપ, તમને શોક તથા ક્રોધ તો ઉત્પન્ન થતો નથી? તમારી પાસે સ્વસ્તિ વાચન કરવા સારૂ સાહિત્ય હાથમાં લઇને પુરોહિતાદિક ઉભા રહે છે? હે નિષ્પાપ, હમણાં આયુષ તથા યશ વધારનારી અને ધર્મ, તથા કામની બતાવનારી જેવી તમારી બુદ્ધિ તથા વૃત્તિ છે, તેવીજ નિરંતર રહે છે? કારણ એવી બુદ્ધિથી વર્તનાર રાજાનો દેશ કદિ દુઃખ પામતો નથી, અને તે રાજા સર્વ પૃથ્વીને જીતીને સુખ પામે છે. ચોરીના કામથી શિક્ષા ભોગવીને

શુદ્ધ થએલા અંતઃકરણવાળા અને પવિત્ર પુરૂષોને, દ્રવ્યના લોભથી પંડિત પુરૂષોનો જેમણે સહવાસ કર્યો નથી એવા તમારા મૂર્ખ પ્રધાનો બાંધતા તો નથી? હે મનુષ્યમાં શ્રેષ્ઠ, દુષ્ટ સ્વભાવથી દુષ્ટ કર્મ કરનાર ચોર પુરૂષને, ચોકીદારોએ તેણે ચોરિ કરેલા પદાર્થો સહિત પકડ્યો હોય, તેને તમારા પ્રધાન દ્રવ્યના લોભથી મૂકી તો આપતા નથી? હે ભારત, દુષ્ટ પુરૂષોએ ત્યાગ કરાવ્યો છે વિવેક જેઓનો એવા તમારા પ્રધાનો, ધનવાન અથવા દરિદ્રના ઉત્પન્ન થયેલા ધાન્યાદિ અર્થોને હરકોઇ પ્રકારે હરણ કરી લેવા સારૂ ખોટી દૃષ્ટિથી તો જોતા નથી? હે યુધિષ્ઠિર, રાજાઓમાં નાસ્તિકપણું, ખોટું બોલવું, ક્રોધ રાખવો, ગાફલતા, હર કંઈ કામ ઘણા વિલંબથી કરવું, બુદ્ધિમાન પુરૂષની સામે પણ ન જોવું, આલસ, કર્ણ, ત્વચા, નેત્ર, જીભ તથા નાક, એ પાંચ ઈંદ્રિયોને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પાંચ વિષયોમાં આધિન રાખવી, હરેક કામ કરવાનો એકલાયે મનસુબો કરવો, મૂર્ખ પુરૂષ સાથે મનસુબો કરવો, જે કામ કરવાનો નિશ્ચય કર્યો હોય તે ન કરવું, જે મનસૂબો કર્યો હોય તે ગુપ્ત ન રાખવો, દેવપૂજાદિ શ્રેષ્ઠ કામો ન કરવાં, સર્વ દિશાઓમાં જ્યાં શત્રુઓનું બળ સંભળાય ત્યાં-થી ભાગી જવું, એ ચઉદ અવગુણ કહ્યા છે તેનો તમે ત્યાગ કરો છો? કારણ એ અવગુણોથી જે જે રાજાઓનાં મૂળ બંધાઇ ગયાં હોય તેઓ પણ બહુધા પ્રકારે કરીને નાશ પામે છે. હે રાજા, તમને વેદ, ધન, સ્ત્રિઓ, અને શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ છે? યુધિષ્ઠિરે પૂછ્યું કે એ કેમ સફળ થાયછે? નારદજીએ કહ્યું કે, અગ્નિ હોત્ર કરીને વેદ, પરોપકાર અને ખાનપાન કરેથી ધન, પુત્રની ઉત્પત્તિ વાસ્તે પ્રીતિ રાખવાથી સ્ત્રી, અને રૂડો શીલ સ્વભાવ થવાથી શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ થાયછે. વૈશંપાયન કેહેછે—એમ કહીને વળી મહાતપસ્વિ મુનિ નારદજી ધર્માત્મા યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા કે હે રાજા, તમારા દેશમાં દ્રવ્યના લાભ સારૂ દૂરથી આવેલા વ્યાપારિઓ પાસેથી, તમારા કારભારિઓ ધારા પ્રમાણે જગાતાદિ કર લેછે? હે રાજા, તમારા દેશમાં તથા શેહેરમાં, તમે માન આપેલા વ્યાપારિઓ ભય રહિત થઇને, વેચવાના પદાર્થો ગુપ્ત લાવી તમારા જગાતાદિ કરની ચોરી તો કરતા નથી? તમે ધર્મ અને અર્થના જાણનાર વૃદ્ધ પુરૂષોની ધર્મ તથા અર્થવાળી વાણી સાંભળો છો? હે રાજા, તમારી પ્રજાને ખેતીથી ઉત્પન્ન થતા ધાન્ય તથા ગાયોથી ઉત્પન્ન થતા દૂધ

અને ધૃત જ્યારે નવીન ઉત્પન્ન થાય, ત્યારે તે બ્રાહ્મણોને અપાય છે? તમારા કારીગરોને નિયમ પ્રમાણે પગાર તથા ચાર મહીનામાં જોઇતાં ચિત્રાદિક કામનાં સાહિત્યો આપો છો? તમારૂં શ્રેય કરનાર પુરૂષને તમે જાણો છો? અને તેની પ્રશંસા કર્યા પછી તમે સત્પુરૂષોમાં તેનો સત્કાર કરો છો? હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે સમર્થ, હસ્તિ, અશ્વ, અને રથોની વિદ્યાના ગ્રંથોરૂપી સર્વ સૂત્રો યુદ્ધ વિદ્યાના આચાર્યો પાસેથી ગ્રહણ કરો છો? હે શ્રેષ્ઠ રાજા, ધનુર્વેદની વિદ્યા, તથા અગ્નિના યંત્રો એટલે તોપો, બંદુકો ઇત્યાદિ બનાવવા તથા વાપરવાની વિદ્યાના ગ્રંથોનો તમારા દરબારમાં અભ્યાસ થાય છે? મંત્રે કરીને પ્રેરણા થાય એવા શસ્ત્રોની તથા અભિચારની વિદ્યા, તેમજ શત્રુઓને નાશ કરનારા વિષયોગ, એ સર્વ તમારા જાણવામાં છે? હે રાજા, તમે પોતાના સર્વ દેશની, અગ્નિ, સર્પ, રોગ, તથા રાક્ષસોના ભયથી રક્ષા કરો છો? હે ધર્મના જાણનાર, જેમનો કોઇ બાંધવ ન હોય એવાં આંધળાં, મૂગાં, લુલાં, અને કુબડાનું તથા જ્ઞાતિવાળાઓએ ન્યાત બાહાર કરેલાઓનું, પિતાની માફક અન્નાદિક આપીને પાલન કરો છો? હે મહારાજ, નિદ્રા, આળસ્ય, ભય, ક્રોધ, ખુશામત અને હર કંઇ કામ ઘણા વિલંબથી કરવું, એ છ અનર્થોનો તમે ત્યાગ કર્યો છે? વૈશંપાયન કેહેછે—એ પ્રમાણે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ નારદજીનાં વચન સાંભળી કુરૂવંશમાં શ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિર, પ્રસન્ન થઇને દેવતારૂપ નારદજીને પગે લાગીને કેહેવા લાગ્યા કે, જે પ્રમાણે તમે કહ્યું તેમજ હું કરીશ. તમારાં વચન સાંભળીને મારી બુદ્ધિ વૃદ્ધિ પામી છે. નારદજી કેહે છે—હે રાજા, એ પ્રમાણે જે રાજા, ચારવર્ણિ પ્રજાની રક્ષા કરવામાં વર્તે, તે ઘણો સુખી થઈ આ લોકમાં વિહાર કરીને ઇંદ્ર સરખા લોકને પામે.

**नारदउवाच** ॥ एवंयोवर्त्ततेराजा चातुर्यवर्ण्यस्यरक्षणे ॥

॥ सविहृत्येहसुसुखी शक्रस्यैतिसलोकतां ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि नारदप्रश्नमुखेनराजधर्मानुशासने गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥

---

**वैशंपायनउवाच** ॥ संपूज्याथाभ्यनुज्ञातो महर्षेर्वचनात्परं ॥

॥ प्रत्युवाचानुपूर्व्येण धर्मराजोयुधिष्ठिरः ॥

વૈશંપાયન કેહેછે—પછી નારદજી કહી રહ્યા ત્યારે તેમનું વખાણ કરી તેમની આજ્ઞા લઇ ધર્મરાજ યુધિષ્ઠિર ક્રમે કરીને કેહેવા લાગ્યા કે હે સમર્થ, તમે જેમાં યથાર્થ ધર્મનો નિશ્ચય છે એવાં ન્યાયનાં વચન કહ્યાં, પણ હું મારી શક્તિ પ્રમાણે એ વિધિ આચરણ કરૂં છું. પૂર્વે રાજાઓએ જે પ્રમાણે કારણે સહિત યથાર્થ ન્યાય અને અર્થવાળાં કાર્યો કરયાં છે, તેમજ સૌએ કરવું એમાં શંકા નહી; પણ હે સમર્થ અમે તેઓની રીતિ પ્રમાણે ચાલવાની ઇચ્છા કરીએ છીએ, તથાપિ તે સ્થિર મનવાળા પુરૂષોની માફક ચાલવાને બરાબર સમર્થ નથી. વૈશંપાયન કેહેછે—એમ કહી ધર્માત્મા તથા મહા તેજસ્વિ યુધિષ્ઠિરે, સર્વ લોકમાં ફરનાર તથા અવકાશથી સ્થિર થઇને બેઠેલા મુનિ નારદજીને તે રાજાઓની સભામાં પૂછયું કે, મન સરખી ગતિવાળા તમે, બ્રહ્માએ નિર્માણ કરેલા અનેક તરેહના સર્વ લોકમાં સદૈવ ફરો છો, વાસ્તે હે બ્રહ્મન્ આ મારી સભા સરખી વા એથી કોઇ શ્રેષ્ઠ સભા પૂર્વે તમે જોઇ છે ? એ હું તમોને પૂછુંછું, મારે કહો. વૈશંપાયન કેહેછે—એવું ધર્મરાજ યુધિષ્ઠિરનું ભાષણ સાંભળીને, નારદજી ખુશીથી મધુર વાણીએ કરી કેહેવા લાગ્યા કે, હે ભારત, જેવી આ મણિ જડિત તમારી સભા છે, તેવી સભા આ મનુષ્ય લોકમાં મેં દીઠી નથી, તેમ સાંભળી પણ નથી. પણ યમ, વરૂણ, ઈંદ્ર અને કુબેર, એ ચાર દેવતાઓની સભાઓ છે; તથા દિવ્ય, અજ્ઞાનથી થતા કલેશ વગરની, શ્રેષ્ઠ ગુણોવાળી, ઇચ્છિત દેખાવોવાળી, અને જેમાં સ્વર્ગમાં ઉત્પન્ન થયેલી રંભાદિ અપ્સરાઓ, સ્થિર મનવાળા તથા યજ્ઞ કરનારા સાધ્ય દેવતાઓ, પિતૃના ગણો, શાંત સ્વભાવવાળા મુનિયોના ગણો, અને વેદ તથા દક્ષિણા સહિત યજ્ઞો રેહેછે એવી બ્રહ્માની પણ સભા છે. તે તમને સાંભળવા મરજી હશે તો હું કહીશ. વૈશંપાયન કેહેછે—એ પ્રમાણે નારદજીના કેહેવા પછી પોતાના ભાઇયો તથા બ્રાહ્મણોએ સહિત મોહોટા મનવાળા ધર્મરાજા યુધિષ્ઠિરે હાથ જોડીને કહ્યું કે હે નારદજી, તે સર્વ સભાઓ અમને કહો, અમે સાંભળવા ઇચ્છીએ છીએ. તે સભાઓ કેવા દ્રવ્યથી નિર્માણ કરેલીઓ અને લંબાઇ પોહોળાઇ તથા ઉંચાઇમાં કેવડીઓ છે ? વળી તે સભામાં બ્રહ્મા, દેવતાઓના રાજા ઈંદ્ર, યમ, વરૂણ અને કુબેરની કોણ ઉપાસના કરે છે ? હે બ્રહ્મન્, એ સર્વ સભાઓનું વર્ણન તમારાથી સાંભળવા ઇચ્છિએ છીએ, કારણ અમને તેમના વિષે આશ્ચર્ય થાય છે. વૈશંપાયન કહે છે—હે રાજા, એ પ્રમાણે યુધિષ્ઠિરે

કહ્યું ત્યારે નારદજીએ કહ્યું કે, તે દિવ્ય સભાઓ હું ક્રમે કરીને કહું તે મારાથી સાંભળો.

**वैशंपायनउवाच** ॥ एवमुक्तःपांडवेन नारदःप्रत्यभाषत ॥

॥ क्रमेणराजन्दिव्यास्ता श्रूयंतामिहनःसभाः ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि युधिष्ठिरसभा-जिज्ञासायां गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

**नारदउवाच** ॥ शक्रस्यतुसभादिव्या भास्वराकर्मनिर्मिता ॥

॥ स्वयंशक्रेणकौरव्य निर्जितार्कसमप्रभा ॥

નારદજી કહેછે—હે કૌરવ્ય, વિશ્વકર્માએ યત્નથી નિર્માણ કરેલી, સૂર્ય સરખી પ્રકાશમાન, દિવ્ય, અને ઇંદ્રે પોતેજ જીતેલી એવી ઇંદ્રની સભા છે. જે દોઢસો યોજન લાંબી, સો યોજન પોહોળી અને પાંચ યોજન આકાશમાં ઉંચી, વૃદ્ધાવસ્થા, શોક, ખેદ, અને ભય વગરની, કલ્યાણરૂપ, શોભાયમાન ઘરો તથા આસનો વાળી, રમણિય, અને શ્રેષ્ઠ વૃક્ષોથી શોભાયમાન છે. હે રાજા, તે સભામાં જેણે મુકુટ પેહેરેલો છે, લાલ મણિઓથી જડેલા બાજુ-બંધ બાંધેલા છે, નિર્મળ વસ્ત્રો તથા વિચિત્ર પુષ્પોની માળાઓ પેહેરેલી છે, અને નહીં કહી શકાય એવું શ્રેષ્ઠ સ્વરૂપ ધારણ કરેલું છે, એવો લજ્જા, યશ તથા કાંતિવાળો દેવતાઓનો ઇશ્વર ઇન્દ્ર, શોભાએ કરી લક્ષ્મી સરખી ઇંદ્રાણી શચિએ સહિત રેહે છે. અને તે સો અશ્વમેધ યજ્ઞ કરનાર ઇંદ્રની, પોતપોતાના ચાકરોએ સહિત સુવર્ણની માળાઓ પેહેરેલા, પ્રકાશમાન, શ્રેષ્ઠ સ્વરૂપવાળા ઓગણપચાસ વાયુ, સિદ્ધો, દેવર્ષિયો, સાધ્યો તથા દેવતાઓના ગણો નિત્ય ઉપાસના કરેછે. હે રાજા, તેમજ નિષ્પાપ અગ્નિ સરખા પ્રકાશમાન, તેજસ્વિ, શ્રેષ્ઠ યજ્ઞો કરનાર, અને શોક તથા તાપ રહિત પરાશર, પર્વત, સાવર્ણિ, ગાલવ, શંખ, લિખિત, ગૌરશિરા, દુર્વાસા, શ્યેન, દીર્ઘતમા, યાજ્ઞવલ્કય, ભાલુકિ, ઉદ્દાલક, શ્વેતકેતુ, તાંડ્ય, ભાંડાયનિ, હવિષ્યમાન, ગરિષ્ઠ, હરિશ્ચંદ્ર નામે રાજા, હૃદ્ય, ઉદરશાંડિલ્ય, વ્યાસજી, કૃષિબલ, વાતસુંધ, વિશાખ, વિધાતા, કાલ, ત્વષ્ટા, વિશ્વકર્મા, તુંબરૂ, સહદેવ, સુનીથ, મહાતપસ્વિ વાલ્મીક, સમીક, સત્યવાદી પ્રચેતાઓ, મેધાતિથિ, વામદેવ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મરૂત્ત, મરીચિ, મોહોટા તપ ક-

રનાર સ્થાણુ, લક્ષ્મીવાન ગૈતમ, તાર્ક્ષ્ય, વૈશ્વાનર, કાલક, વૃક્ષીય, આશ્રાવ્ય, હિરણ્યમય, સંવર્ત્ત, દેવહવ્ય, અને પરાક્રમી વિશ્વકસેન, વળી જળ, ઔષધિયો, શ્રદ્ધા, મેધા, સરસ્વતી, ધર્મ, અર્થ, કામ, વિજળી, જળને વહન કરનારા મેઘો, વાયુના અભિમાની દેવતાઓ, પૂર્વ દિશાના યજ્ઞોને વહન કરનાર સત્યાવિશ પાવકો, અગ્નિ, ચંદ્ર, ઈંદ્રાગ્નિ, મિત્ર, સૂર્ય, અર્યમા, ભગ, વિશ્વેદેવા, બૃહસ્પતિ, શુક્ર, વિશ્વાવસુ, ચિત્રસેન, સુમન, અને તરૂણ; વળી કેટલાક અયોનિસંભવ અને કેટલાક યોનિથી ઉત્પન્ન થયેલા, વાયુનું ભક્ષણ કરનારા, તેમજ હે ભારત, યજ્ઞો, દક્ષિણાઓ, પ્રકાશમાન ગ્રહો, તથા મંત્રો એ સર્વે ઇન્દ્રની ઉપાસના કરેછે. અને મનને આનંદ આપે એવી અપ્સરાઓ તથા ગંધર્વો, નૃત્ય, વાદિત્ર, ગાયન તથા અનેક તરેહના હાસ્યથી, તથા તેનાં શ્રેષ્ઠ પરાક્રમ અને કર્મનાં વખાણ કરીને તે ઇન્દ્રને હર્ષ પમાડેછે. વળી તે સભામાં પુષ્પની માળાઓ ધારણ કરેલા, અલંકારો પેહેરેલા અને અગ્નિ સરખા પ્રકાશમાન કેટલાક બ્રહ્મઋષિયો, રાજર્ષિયો તથા દેવર્ષિયો અને બીજા પણ ચંદ્ર સરખું છે પ્રીય દર્શન જેઓનું એવા, અને બ્રહ્મા સરખા ભૃગુ તથા સપ્તઋષ્યાદિ ઋષિયો વિમાનોમાં બેસીને આવે છે અને જાય છે; ને સ્થિર વ્રતવાળા બૃહસ્પતિ તથા શુક્ર ત્યાંજ રેહે છે. હે મહાબાહો રાજા, એ પુષ્કર માલિની નામની ઇંદ્રની સભા મેં જોઇછે, હવે યમની સભા સાંભળો.

एषासभामयाराजन् दृष्टापुष्करमालिनी ॥
शतक्रतोर्महाबाहो याम्यामापसभांशृणु ॥
इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि इंद्रसभावर्णनंनाम
गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥



**नारदउवाच** ॥ कथयिष्येसभांयाम्यां युधिष्ठिरनिबोधतां ॥
॥ वैवस्वतस्ययांपार्थ विश्वकर्माचकारह ॥

નારદજી કેહેછે-હવે વિશ્વકર્માયે સૂર્યના પુત્ર યમની જે સભા નિર્માણ કરી છે તે હું કહું તે સાંભળો. હે રાજા, તે સુવર્ણની બનાવેલી, અને લંબાઇ, પોહોળાઇ તથા ઉંચાઇમાં ઇન્દ્રની સભા કરતાં પણ અધિક છે. તે સૂર્ય સરખી પ્રકાશમાન, જેમાં જે વસ્તુની ઇચ્છા કરો તે તેજ વખતે મળે એવી,

અત્યંત ઠંડી તેમ અત્યંત ગરમી વગરની, મનને આનંદ આપનારી, શોક, જરા અવસ્થા, ક્ષુધા, તૃષા, અપ્રસન્નતા, દીનતા, નબળાઇ તથા કંઇ પણ વિપરીત ભાવના વગરની, અને સ્વર્ગની તથા મનુષ્ય લોકના સર્વ સુખોવાળી છે. અને જેમાં સ્વાદવાળાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એટલે કઠણ નરમ, ચાટવા લાયક તથા ચૂસવા લાયક, એ ચાર પ્રકારના ભોજનના પદાર્થો, પાન કરવાના પદાર્થો, પવિત્ર ચંદનો, પુષ્પોની માળાઓ, ઇચ્છિત ફળ આપનારા વૃક્ષો તથા સ્વાદિષ્ટ ઠંડા તથા ગરમ જળ ઇત્યાદિ સર્વ છે, એવી તે સભામાં યમ રાજાની પવિત્ર રાજર્ષિયો તથા બ્રહ્મઋષિયો હર્ષથી ઉપાસના કરે છે. વળી યયાતિ, નહુષ, પૂરૂ, માન્ધાતા, સોમક નૃગ, ત્રસદસ્યું, કૃતવીર્ય; શ્રુતશ્રવા, અરિષ્ટનેમી, સિદ્ધ, કૃતવેગ, કૃતિ નિમી, પ્રતર્દન, શિબી, મત્સ્ય, પૃથુલાક્ષ, બૃહદ્રથ, વાર્ત્ત, મરૂત્ત, કુશિક, સાંકાસ્ય, સાંકૃતિ, ધ્રુવ, ચતુરશ્વ, સદસ્ય, ઉર્મિ, કાર્ત્તવીર્ય, ભરત, સુરથ, સુનીથ, નિશઠ, નળ, દિવોદાસ, અંબરીષ, ભગીરથ, વ્યશ્વ, સદશ્વ, વધ્ર્યશ્વ, પૃથુવેગ, પૃથુશ્રવા, પૃષદશ્વ, વસુમાન, ક્ષુપ, રૂષદ્રુ વૃષસેન, પુરૂકુત્સ, ધ્વજી, રથી, આર્ષ્ટિષેણ, દિલીપ, મહાત્મા ઉશીનર, પુંડરીક, શર્યાતિ, પવિત્ર એવો શરભ, અંગ, અરિષ્ટ, વેન, દુષ્યંત, સૃંજય, જય, ભાંગાસુરિ, સુનીથ, નિષધ, બહીનર, કરંધમ, બાલ્હિક, સુદ્યુમ્ન, બલવાન એવો મધુ, ઐલ, મહાબલવાન પૃથ્વીના પતિ મરૂત્ત, કપોતરોમા, તૃણક, સહદેવ, સહસ્ત્રાર્જુન, સાશ્વ, કૃશાશ્વ, શશબિંદુ, દશરથના પુત્ર શ્રીરામ તથા લક્ષ્મણ, પ્રતર્દન, અલર્ક, કક્ષસેન, ગય, ગૌરાશ્વ, જમદગ્નિના પુત્ર પરશુરામ નાભાગ, સગર, ભૂરિદ્યુમ્ન મહાશ્વ, પૃથાશ્વ, જનક, વેનના પુત્ર પૃથુ, વારિસેન, પુરૂજીત, જનમેજય, બ્રહ્મદત્ત, ત્રિગર્ત, ઉપરિચર, ઇન્દ્રદ્યુમ્ન, ભીમજાનુ, ગૌરપ્રષ્ટ, અનઘ, લય, પદ્મ, મુચુકુંદ, ભૂરિદ્યુમ્ન, પ્રસેનજીત, અરિષ્ટનેમિ, સુદ્યુમ્ન, પૃથુલાશ્વ, અષ્ટક, વળી મત્સ્યનીપ અને હ્રદય વંશના સો સો રાજાઓ, શાંતનુ, તમારા પિતા પાંડુ, ઉશંગવ, શતરથ, દેવરાજ, જયદ્રથ, અને પ્રધાનો સહિત રાજર્ષિ વૃષદર્ભ, વળી શશબિંદુના વંશના હજારો રાજાઓ અને ઘણી દક્ષિણાવાળા અશ્વમેધ યજ્ઞો કરીને ગયેલા પવિત્ર તથા મોહોટા યશવાળા બીજા કેટલાક રાજાઓ તે સભામાં યમની ઉપસના કરે છે. વળી હે રાજા, ધૃતરાષ્ટ્રના સો પુત્રો, જનમેજયના વંશના એંશી, બ્રહ્મદત્ત, વીરિ તથા ઇરિના વંશના સો સો, ભીષ્મના વંશના બસો, ભીમ તથા પ્રતિવિંધ્યના વંશના

સો સો રાજાઓ, તથા સેંકડો હાથીયો તથા ઘોડાઓ ત્યાં યમની ઉપાસના કરે છે. વળી યજ્ઞમાં ઉપયોગી ખાખરા અને દર્ભાદિક સમિધના અધિષ્ટાતા દેવતાઓ પણ ત્યાં રહીને યમની ઉપાસના કરેછે. વળી યજ્ઞ કરનાર સિદ્ધ અને અષ્ટાંગ યોગનું સેવન કરનાર અગસ્ત્ય, મતંગ, કાલ, મૃત્યુ, અગ્નિ-સ્વાત્તા નામે પિતૃઓ તથા અમૃતપાન કરનારા મૂર્તિમાન બર્હિષદો, કાલ-ચક્ર, અગ્નિ, દુષ્ટકર્મ કરનારા અને દક્ષિણાયનમાં મૃત્યુ પામેલા પુરૂષો, તથા બીજા યમના ચાકરો પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને યમની ઉપાસના કરેછે. હે રાજા, એ યમના સભાસદોનાં નામ તથા કર્મોની ગણના કેહેતાં પાર આવે એમ નથી. હે પાર્થ, તે સભા ઘણી મોહોટી, રમણિય અને ત્યાંના લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે તેમાં ફરી શકાય એવી છે, જેને ઘણા કાળ સૂધી તપશ્ચર્યા કરીને વિશ્વકર્માયે નિર્માણ કરી છે. તે સભામાં મોહોટા તપવાળા અને સુંદર વ્રતવાળા સત્યવાદિ પુરૂષો, સુંદર દેહવાળા, નિર્મળ વસ્ત્રો જેણે પેહેર્યાં છે એવા, વિચિત્ર બાજુ બંધથી શોભિતા અને પુષ્પની માળાઓ તથા પ્રકાશમાન કુંડળો જેમણે પેહેરયાં છે એવા શાંત શુદ્ધ પુણ્ય કર્મે કરીને પવિત્ર થયેલા સંન્યાસિયો, મહાત્મા ગંધર્વો તથા અપ્સરાઓના ગણો રહે છે વળી તે સભામાં ચોતરફ વાજીંત્ર, નૃત્ય, ગાયન અને હાસ્ય હમેશાં થયાં કરેછે. વળી પવિત્ર ચંદન તથા પુષ્પવાળી તે સભામાં અસંખ્ય ધર્મિષ્ટ, રૂપવાન અને મહાજ્ઞાની પુરૂષો પ્રજાના ઇશ્વર યમની ઉપાસના કરેછે. હે રાજા, એ પ્રકારની મહાત્મા પિતૃઓના રાજા યમની સભાછે, હવે વરૂણની પણ પુષ્કર માલિની નામની સભા કહીશ.

ईदृशीसासभाराजन् पितृराज्ञोमहात्मनः ॥
वरुणस्यापिवक्ष्यामि सभांपुष्करमालिनीं ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वाणि यमसभावर्णनंनाम गुर्जरभाषायां मष्टमोऽध्यायः ॥ ८ ॥

---

**नारदउवाच** ॥ युधिष्ठिरसभादिव्या वरुणस्यामितप्रभा ॥
॥ प्रमाणेनयथायाम्या शुभप्राकारतोरणा ॥

નારદજી કેહેછે—હે યુધિષ્ઠિર, દિવ્ય, અત્યંત કાંતિવાળી, શ્રેષ્ઠ, કિલ્લા તથા તોરણવાળી અને વિસ્તારમાં યમની સભા જેવી વરૂણની સભાછે, જેને

વિશ્વકર્માયે જળમાં રહીને નિર્માણ કરીછે, તે સભામાં નિલાં, પીલાં, સફેદ, શ્યામ તથા લાલ વર્ણનાં પાંદડાંઓ સહિત ચોફેર છવાઇ રહેલી ડાળખી- ઓવાળા અને ફળ તથા પુષ્પ આપનારા રત્ન સરખા વૃક્ષો છે, તથા વિ- ચિત્ર, મધુર સ્વરવાળા અને જેનાં સ્વરૂપ કહી પણ ન શકાય, એવાં હજારો પક્ષિયો ઉડી રહ્યાં છે. વળી તે સભા ઠંડી તથા ગરમી વગરની, સુખ આપનારી, સુંદર ઘરો તથા આસનોવાળી અને વરૂણે પાલન કરેલી સુફેત વર્ણનીછે. તેમાં દિવ્ય વસ્ત્રો, રત્નો તથા અલંકારો જેણે ધારણ કરેલાં છે એવા વરૂણની, તેની વારૂણિ નામની સ્ત્રિયે સહિત, ઉત્તમ સુગંધવાળા પુ- ષ્પની માળા તથા ચંદન જેમણે ધારણ કરેલાંછે એવા અદિતિના પુત્ર દેવ- તાઓ ઉપાસના કરેછે. વળી વાસુકિ, તક્ષક, ઐરાવત, કૃષ્ણ, લોહિત, પદ્મ, પરાક્રમી ચિત્ર, કંબળ, અશ્વતર, ધૃતરાષ્ટ્ર, બલાહક, મણિમાન, કુંડધાર, ક- ર્કોટક, ધનંજય, પાણિમાન, પ્રહ્લાદ મૂષિકાદ, અને મોહોટા દેહ તથા ઘણી ફણોવાળા અને પાપ વગરના જનમેજયાદિ સર્પો વરૂણની ઉપાસના કરેછે. વળી શ્રેષ્ઠ કુંડળ, પુષ્પની માળા, મુકુટ, વસ્ત્ર અને અલંકારો જેમણે ધા- રણ કરેલાં છે એવા, વરદાન પામેલા, શૂરવીર, અને મૃત્યુ વગરના વિરો- ચનના પુત્ર બલિ રાજા, પૃથ્વીને જીતનાર નરકાસુર સંહ્રાદ, વિપ્રચિત્તિ, કાલ- ખંજ, સુહનુ, દુર્મુખ; શંખ, સુમના, સુમતિ, ઘટોદર, મહાપાર્શ્વ, ક્રથન, પિઠર, વિશ્વરૂપ, સ્વરૂપ, વિરૂપ, મહાશિરા, રાવણ, વાળી, ટિટ્ટિભ, વિટભૂત, સંહ્રાદ અને ઇન્દ્રતાપનાદિ દૈત્ય તથા દાનવો વરૂણની ઉપાસના કરે છે, વળી ચાર સમુદ્ર ભાગીરથી, કાલિંદી, વિદિશા, વેણા, વેગથી વેહેનારી નર્મદા, વિપાશા, શતદ્રુ, ચંદ્રભાગા, સરસ્વતી, ઇરાવતી, વિતસ્તાર, સિંધુ, દેવનદી, ગોદાવરી, કૃષ્ણવેણા, કાવેરી, કિંપુના, વિશલ્યા, વૈતરણી, જ્યેષ્ટિલા, ચર્મણ્વતી, પર્ણાશા, સરયૂ, વારવતી, લાંગલી, કરતોયા, અત્રેયી, લંઘતી, ગોમતી, સં- ધ્યા અને ત્રિવેણી; ઇત્યાદિ જગતમાં પ્રસિદ્ધ તીર્થરૂપ નદિયો, શોણ અને લૌહિત્યાદિ ત્દદો, કૂવાઓ, થોડાં તથા ઘણાં જળવાળાં તળાવો, દિશાઓ, પૃથ્વી, સર્વ પર્વતો તથા જળમાં રહેનારા સર્વ જીવો દેહ ધારણ કરીને મહા- ત્મા વરૂણની ઉપાસના કરેછે. અને ગાયન કરવામાં તથા વિણાદિ વાજીંત્રો વગાડવામાં કુશળ ગંધર્વો તથા અપ્સરાઓના ગણો વરૂણની સ્તુતિ કરતાં તે સભામાં રેહેછે. વળી રત્નોની ખાણોવાળા મોહોટા પર્વતો તથા અનેક તરેહના રસો ત્યાં રહી સુંદર એવી મીઠી લાગે એવી વાતો કરેછે. વરૂણનો સુનાભ નામે

પ્રધાન પોતાના પુત્ર તથા પૌત્ર અને પુષ્કર નામના મિત્રે સહિત તેની ઉપાસના કરે છે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, એ મનને આનંદ આપે એવી વરૂણની સભા મેં અહીં આવતાં જોઇ છે; હવે કુબેરની સભા કહું તે તમો સાંભળો.

एषामयासंपतता वारुणीभरतर्षभ ॥

दृष्टपूर्वासभारम्या कुबेरस्यसभांशृणु ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि वरुणसभावर्णने गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

---

**नारदउवाच** ॥ सभावैश्रवणीराजन् शतयोजनमायता ॥

॥ विस्तीर्णासप्ततिश्चैव योजनानिसितप्रभा ॥

નારદજી કેહે છે—હે રાજા, સો યોજન લાંબી, સીતેર યોજન પોહોળી અને શ્વેત વર્ણની કુબેરની સભા છે, જેને કુબેરે પોતે તપશ્ચર્યા કરીને જીતી છે. તે સભા ચંદ્ર કરતાં પણ અધિક શ્વેત, કૈલાસ પર્વતના શિખર જેવી, ગુહ્યકોથી ભરેલી, અને જાણે આકાશને સ્પર્શ કરતી હોય એવી, સુવર્ણની ઉંચી અટારીઓથી શોભિતી, અમુલ્ય રત્નોવાળી, જેમાં વિચિત્ર પ્રકારની ઉત્તમ સુગંધ બેહેકી રહી છે એવી, શ્વેત વાદળાના શિખર સરખા આકારવાળી, જાણે ઉછળતી હોય એમ દેખાતી, અને સુવર્ણમય રંગોથી ચિત્રેલી છે. તે સભામાં શ્રેષ્ઠ ઘુઘરીઓવાળા વસ્ત્રથી ઢાંકેલી ગાદી જેના ઉપર બીછાવેલ છે એવા પ્રકાશમાન આસન ઉપર, હજારો સ્ત્રિયોથી વીંટાયલા, સુંદર સ્વરૂપવાળા અને પ્રકાશમાન કુંડળાદિ અલંકારો તથા વસ્ત્રો જેણે પેહેરેલાં છે એવા કુબેરજી બેઠા છે. તેને મંદ, સુગંધ, શીતળ અને મનને આનંદ આપે એવો વાયુ, નિત્ય મંદાર તથા નંદનાદિ વનોના વૃક્ષો અને કમળોને કંપાવતો ત્યાં આવી સેવે છે. વળી હે મહારાજ, અપ્સરાઓના ગણોથી વીંટાયલા ગંધર્વોએ સહિત દેવતાઓ તે સભામાં આવીને સુંદર તાનોથી ગાય છે. વળી મિશ્રકેશી, રંભા, સુંદર હાસ્યવાળી ચિત્રસેના, શ્રેષ્ઠ નેત્રવાળી ઘૃતાચી, મેનકા, પુંજીકસ્થલા વિશ્વાચી, સહજન્યા પ્રમ્લોચા, ઉર્વશી, ઇરા, વર્ગા, સૌરભેઇ, સમીચી, બુદબુદા, લતા અને બીજીયો પણ નૃત્ય તથા ગાયન કરવામાં કુશળ એવી હજારો અપ્સરાઓ

તથા ગંધર્વના ગણો કુબેર પાસે બેસીને ગાયન કરે છે. એ પ્રમાણે તે સભામાં દિવસ રાત્રી ગાયન, નૃત્ય અને વાદિત્રના શબ્દ થઇ રેહેવાથી તે રમણિય દેખાય છે. તેમાં કિન્નર જાતીના તેમજ મનુષ્ય જાતીના ગંધર્વો તથા અપ્સરાઓ રેહે છે. વળી હે રાજા, મણિભદ્ર, ધનદ, શ્વેતભદ્ર, કશેરક, ગંડકંડૂ, મહાબળવાન પ્રદ્યોત, કુસ્તુંબરૂ, પિશાચ, ગજકર્ણ, વિશાલક, વરાહકર્ણ, તામ્રૌષ્ઠ, ફલકક્ષ, ફલોદક, હંસચૂડ, શિખાવર્ત, હેમનેત્ર, બિભીષણ, પુષ્પાનન, પિંગલક, શોણિતોદ, પ્રબાલક, વૃક્ષવાસિ, અનિકેત, ચીરવાસા, અને બીજાપણ હજારો યક્ષો, ભગવતી લક્ષ્મી, નલકુબેર, હું પોતે, ને મારા સરખા બીજા પણ ઘણાક બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિયો, રાક્ષસો, અને મોહોટા બળવાન ગંધર્વો મહાત્મા લોકપાલ કુબેરની ઉપાસના કરે છે. હે રાજા, ટુંકા દેહવાળા, ભયંકર સ્વરૂપવાળા, કુબડા, ઉંડી આંખોવાળા, ચરબી અને માંસના ભક્ષણ કરનારા, મદોન્મત્ત, અનેક તરેહના હથીયારોવાળા, અને વાયુ સરખી ગતિ કરનારા હજારો ભૂતાદિકના ગણોથી વીંટાયલા મોહોટા ધનુષ્યવાળા, મહાબળવાન, ત્રિશૂલ ધારણ કરનારા, અને ભગદેવતાનાં નેત્ર જેણે હરણ કર્યાં છે એવા પાર્વતીના પતિ ત્ર્યંબક મહાદેવજી પાર્વતી સહિત, " આ કુબેર મારા સખા છે " એમ માની તે સભામાં આવીને બેસે છે. હે રાજાઓમાં સિંહરૂપ, વળી ગાયનોનાં સાહિત્યો સહિત વિશ્વાવસુ, હાહા,હુહુ, તુંબરૂ, પર્વત, શૈલૂષ, ચિત્રસેન, અને ચિત્રરથાદિ ગંધર્વોના રાજાઓ, પોતાના નાના ભાઇયો સહિત વિદ્યાધરોનો રાજા ચક્રધર્મા, કિન્નરો, ભગદત્તાદિ રાજાઓ, કિંપુરૂષોનો રાજા દ્રુમ, યક્ષ ગંધર્વ અને રાક્ષસો સહિત રાવણ અને ધર્મિષ્ટ બિભીષણ, કુબેરની ઉપાસના કરે છે. વળી હિમાલય, પારિયાત્ર, વિંધ્ય, કૈલાસ, મંદરાચલ, મલય, દર્દુર, મહેંદ્ર, ગંધમાદન, ઈંદ્રકીલ અને સુનાભ, ઇત્યાદિ મેરૂ જેમાં મુખ્ય છે એવા પર્વતો ધનપતિ કુબેરની ઉપાસના કરે છે. વળી નંદીશ્વર, મહાકાલ, શંકુકર્ણ, કાષ્ઠ, કુટીમુખ, દંતી, વિજય, તપોધિક, શ્વેત, અને મહાબળવાન વૃષભ ઇત્યાદિ મહાદેવજીના પાર્ષદો ત્યાં નિત્ય રેહે છે. વળી રાક્ષસો અને પિશાચો પણ કુબેરની ઉપાસના કરે છે. હે રાજા, દેવતાઓનો રાજા ઈંદ્ર અને તેના પણ ઇશ્વર ત્રણ લોકના કર્તા મહાદેવજી પાર્ષદોથી વીંટાઇને જ્યારે તે સભામાં આવે છે, ત્યારે કુબેર તેમને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ તેમની પાસે બેસે છે. વળી ધનના ભંડારવાળાઓમાં સૌથી મોહોટા

ધનવાળા શંખ અને પદ્મ બીજા ધનાઢયો સહિત કુબેરની ઉપાસના કરે છે. હે રાજા, તે આકાશમાં ઘણી ઉંચી ગયેલી અને રમણિય સભા મેં જોઇ, હવે બ્રહ્માની સભા કહું તે સાંભળો.

सासभाताद्दशीरम्या मयादृष्टांतरिक्षगा ॥

पितामहसभांराजन् कीर्तयिष्येनिबोधतां ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि धनदसभावर्णनंनाम गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

---

नारदउवाच ॥ पुरादेवयुगेराजन् आदित्योभगवान्दिवः ॥

॥ आगच्छन्मानुषंलोकं दिदृक्षुर्विगतक्लमः ॥

નારદજી કહેછે-હે રાજા, પૂર્વે સત્યયુગમાં સમર્થ અને પાપ રહિત સૂર્ય, બ્રહ્માની સભા જોઇ મનુષ્ય લોકને જોવા સારૂ મનુષ્યનું સ્વરૂપ ધારણ કરી આકાશ તરફથી પૃથી ઉપર આવીને ફરતા હતા. તેટલામાં તેમણે મને જોઇને, જેના વિસ્તારનું પ્રમાણ ન થઇ શકે એવી, દિવ્ય, મનને જે વિષે ઇચ્છા થાય તે દેખાડનારી, સર્વ ભૂત પ્રાણિના મનને આનંદ આપનારી, અને કોઇપણ સભાની ઉપમા ન આપી શકાય એવી બ્રહ્માની સભા કહી. ત્યારે હે પાંડવોમાં શ્રેષ્ટ, તે સભાના ગુણ સાંભળીને તે જોવાની ઇચ્છાથી મેં સૂર્યને કહ્યું કે હે સમર્થ, હું તે તાપ નાશ કરનારી અને ઉત્તમ એવી સભાને જોવા ઇચ્છુંછું. માટે કોઇ તપ, કર્મ, અથવા ઔષધિથી વા બીજા હરકોઇ ઉપાયથી તે સભા મારા જોવામાં આવે એવો રસ્તો બતાવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એવાં મારાં વચન સાંભળીને હજારો કિરણવાળા દિવાકર સૂર્યે મને કહ્યું કે હે નારદ, તમે એ સભા જોવા સારૂ સ્થિર ચિત્ત રાખી એક હજાર વર્ષ સુધી બ્રહ્માની ઉપાસના કરો. હે યુધિષ્ઠિર, એવું સાંભળી હિમાલય પર્વત ઉપર જઇને મેં તેમના કેહેવા પ્રમાણે બ્રહ્માની ઉપાસના કરી. ત્યારે મહાપરાક્રમી સૂર્ય મને તે સભામાં લઇ ગયા, ને મેં તે સભા જોઇ. માટે હે નરાધિપ, તે સભા ક્ષણ માત્રમાં અનેક રૂપે દેખાયછે, તેથી તેનું ચોકસ રૂપ કહી શકાય એમ નથી. વળી હે ભારત, તેના વિસ્તારનું પ્રમાણ, તેની ચોકસ જગ્યાયે સ્થિતિ,

તથા તેની આકૃતિ મારા જાણવામાં તથા દેખવામાં આવી નહીં. તે સભા સદૈવ સુખ આપનારી, તથા માફકસર ઠંડી તથા ગરમી વાળી છે. તેમાં રેહેનારા પુરૂષોને ક્ષુધા, તૃષા તથા મનમાં દુઃખ ઉત્પન્ન થતાં નથી. વળી તે સભા અનેક તરેહની મણિયોથી રચેલી, સ્તંભોના આધાર વગરની, કોઈ કાળે નાશ નહીં પામનારી અને વિચિત્ર પ્રકારના દેખાવે કરીને ચંદ્ર, સૂર્ય તથા કેતુથી પણ અત્યંત પ્રકાશવાળી છે. અને સ્વર્ગમાં રહીને જાણે સૂર્યની કાંતિનો તિરસ્કાર કરતી હોય એવી શોભેછે. તેમ નિરંતર સર્વ લોકના પિતામહ બ્રહ્માજી પોતાની માયાયે કરી સર્વ લોક ઉત્પન્ન કરીને રેહેછે. તેમની પાસે દક્ષ, પ્રચેતા, પુલહ, મરીચિ, કશ્યપ, ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, ગૌતમ, અંગિરા, પુલસ્ત્ય, ક્રતુ, પ્રહ્લાદ, કર્દમ, અથર્વ, આંગિરસ અને વાલખિલ્યો બેસેછે. વળી મન, દિશાઓ, વિદ્યા, વાયુ, તેજ, જળ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પ્રકૃતિ અને વિકારાદિ જગતનાં કારણો સ્વરૂપ ધારણ કરી બેસે છે. વળી મોહોટા તેજવાળા અગસ્ત્ય, માર્કંડેય, જમદગ્નિ, ભરદ્વાજ, સંવર્ત્ત, ચ્યવન, દુર્વાસા, મોહોટા ભાગ્યવાળા ઋષ્યશ્રુંગ, મહા સમર્થ તથા તપસ્વિ અષ્ટાંગ યોગના આચાર્ય સનત્કુમાર, આસિત, દેવલ, જૈગીષવ્ય, ઋષભ, મહા પરાક્રમી અજીતશત્રુ અને મણિ, એ સર્વ ઋષિયો પણ બેસે છે. વળી હે ભારત, પ્રત્યક્ષ દેહ ધરીને, આઠ પ્રકારની પરીક્ષાયે સહિત આયુર્વેદ, નક્ષત્રો સહિત ચંદ્રમા, સૂર્ય, વાયુ, યજ્ઞો, સંકલ્પ, પ્રાણ, અર્થ, ધર્મ, કામ, હર્ષ, દ્વેષ, તપ, અને દમ એ સર્વ ત્યાં બેસે છે. ત્યાં ગંધર્વ તથા અપ્સરાઓના વીશ ગણે સહિત હંસ, હાહા, હુહૂ, વિશ્વાવસુ, વરરૂચિ, વૃષણ, અને તુંબરૂ, એ સાત મુખ્ય ગંધર્વો આવેછે. વળી શુક્ર, બૃહસ્પતિ, બુધ, મંગળ, શનિશ્ચર, તથા રાહુ એ સર્વ ગ્રહો, મંત્ર, હરિમાન, વસુમાન, ઈંદ્રે સહિત દેવતાઓ, ઓગણપચાસ વાયુના ગણ, વિશ્વકર્મા, આઠ વસુ, પિતૃઓના ગણ, યજ્ઞમાં હોમવાનાં સર્વ પદાર્થો, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ, સર્વ શાસ્ત્રો, ઇતિહાસો, ઉપવેદ, વેદોનાં સર્વ અંગો, ગાયત્રિ, ઓંકાર, સાત પ્રકારની ભાષાઓ, મેધા, ધૃતિ, શ્રુતિ, પ્રજ્ઞા, બુદ્ધિ, યશ, ક્ષમા, દેવતાઓની સ્તુતિ કરવાનાં સ્તોત્રો, અનેક પ્રકારની ગાથાઓ, તર્કવાળાં ભાષ્ય, અને અનેક તરેહનાં નાટકો, તથા અનેક તરેહની આખ્યાયિકા વાળા કાવ્યના ગ્રંથો સ્વરૂપ ધારણ કરીને ત્યાં રેહેછે. વળી હે યુધિષ્ઠિર, ક્ષણ, અંશ, મુહુર્ત્ત, દિવસ, રાત્રિ, પક્ષ,

માસ, છ ઋતુ, પ્રભવાદિ આઠ સંવત્સરો, ચાર યુગ અને અવિનાશી કાળચક્ર તથા ધર્મચક્ર પણ ત્યાં નિરંતર રેહે છે. વળી અદિતિ, દિતિ, દનુ, સુરસા, વિનતા, ઇરા, કાલિકા, સુરભી, સરમા, ગૌતમી, પ્રભા અને કદ્રુ એ દેવતાઓની માતાઓ, રૂદ્રાણી, શ્રી, લક્ષ્મી, ભદ્રા, પુષ્ઠિ, અપરા, પૃથ્વી, હ્રી, સ્વાહા, કીર્તિ, સુરા, શચી, પુષ્ટિ, અરૂંધતી, સંવૃતિ, આશા, નિયતિ, સૃષ્ટિ, અને રતિ, ઇત્યાદિ દેવિયો બ્રહ્માની પાસે બેસે છે. બાર સૂર્ય, આઠ વસુ, અગીયાર રૂદ્ર, ઓગણપચાસ વાયુ બે અશ્વિની કુમાર, વિશ્વેદેવા, સાધ્યના ગણ, તથા મોહોટા ભાગ્યવાળા અને ચારે વર્ણની પ્રજા જેનું પૂજન કરે છે એવા વૈરાજ, અગ્નિષ્વાત્તા, ગાર્હપ્રત્ય, સોમપા, એક શૃંગા, ચતુર્વેદા, અને કલા, એ સાત મૂર્તિમાન પિતૃઓના ગણ, હર્ષ યુકત થઈ બ્રહ્માની પાસે બેસીને તેમની ઉપાસના કરે છે. વળી રાક્ષસો, પિશાચો, દાનવો, ગુહ્યકો, નાગો, ગરૂડો, જાનવરો, સ્થાવર, જંગમ, મહાભૂતો, ઈંદ્ર, વરૂણ, કુબેર, યમ અને બ્રહ્મવિદ્યા સહિત મહાદેવજી તે સભામાં સદૈવ આવે છે. ને હે રાજેંદ્ર, ત્યાં મહાસેન નિરંતર બ્રહ્માની ઉપાસના કરે છે. વળી ભગવાન નારાયણ, સર્વ દેવઋષિઓ, યોની સંભવ તથા અયોનિ સંભવ વાલખિલ્ય ઋષિયો, તથા ત્રણ લોકમાં જે સ્થાવર જંગમ પદાર્થો દેખાય છે તે સૌ મેં તે સભામાં જોયાં છે, એમ તમે જાણો. હે રાજા તે સભામાં અધિકારી એવા ઊર્ધ્વરેતા અઠ્યાશી હજાર ઋષિયો, તથા પ્રજાવાળા પચાસ હજાર રૂષિયો રેહે છે. વળી સર્વ દેવતાઓ તે સભામાં આવી ઇચ્છા પ્રમાણે તેને જોઇ મસ્તકે કરી બ્રહ્માને પ્રણામ કરીને પાછા જાય છે. અને તે પરોણા દાખલ આવેલા મોહોટા ભાગ્યવાળા દેવતાઓ, દૈત્યો, નાગો, બ્રાહ્મણો, યક્ષો, ગરૂડો, ગંધર્વો અને અપ્સરાઓનો સર્વ ભૂતપ્રાણિ ઉપર દયા રાખનારા બ્રહ્માજી, યથાયોગ્ય મેળાપ લઇ તેમને સાંત્વનાનાં વાકય કહી, માન દ્રવ્ય તથા ખાનપાનનાં પદાર્થો આપીને જવાની રજા આપે છે. હે ભારત, એ પ્રમાણે તે સૌ આવે છે ને જાય છે, તેથી તે સુખ આપનારી સભામાં મોહોટો મેલાવડો થાય છે. હે રાજાઓમાં સિંહરૂપ, જેમ મનુષ્યોમાં તમારી સભા શ્રેષ્ઠ છે, તેમ સર્વ લોકમાં શ્રેષ્ઠ એવી તે બ્રહ્માની સભા મેં જોઇ છે, હે ભારત, એ પ્રમાણે મેં દેવતાઓની સર્વ સભાઓ જોઇ છે, ને આ તમારી સભા મનુષ્ય લોકમાં સૌથી ઉત્તમ છે.

एतामयादृष्टपूर्वाः सभादेवेषुभारत ॥
समेयंमानुषेलोके सर्वश्रेष्ठतमामता ॥
इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि ब्रह्मसभावर्णनंनाम
गुर्जरभाषायां मेकादशोऽध्यायः ॥ ११ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ प्रायशोराजलोकस्ते कथितोवदतांवर ॥
॥ वैवस्वतसमायांतु यथावदासिमेप्रभो ॥

યુધિષ્ઠિર કેહે છે—હે બોલનારાઓમાં શ્રેષ્ઠ, હે સમર્થ નારદજી, તમોયે મને યમની સભામાં રાજાઓનો સમુદાય ઘણું કરીને યથાર્થ કહ્યો. વળી વરૂણની સભામાં નાગો, દૈત્યો, નદિયો, તથ સમુદ્રો, અને કુબેરની સભામાં યક્ષો, ગુહ્યકો, રાક્ષસો, ગંધર્વો, અપ્સરાઓ તથા મહાદેવજી કહ્યા તેમજ બ્રહ્માની સભામાં ઋષિયો તથા પ્રત્યક્ષ સ્વરૂપધારી સર્વ શાસ્ત્રો, અને ઈંદ્રની સભામાં દેવતાઓ, ગંધર્વો તથા ઋષિયો કહ્યા, પણ હે ઋષિ, તમે ઈંદ્રની સભામાં હરિશ્ચંદ્ર નામે એકજ રાજા કહ્યો, માટે તેણે એવું શું કર્મ કર્યું હતું કે જેથી ઈંદ્રે સહિત તે સુખ પામે છે? વળી હે નારદજી તમે જ્યારે પિતૃ લોકમાં ગયા હતા ત્યારે ત્યાં મહા ભાગ્યવાન મારા પિતા પાંડુને જોયા ? કે તમને તેનો સમાગમ થયો ? અને તેણે તમને કંઈકહ્યું છે ? હે સુંદર વ્રતવાળા, એ મને ઘણું આશ્ચર્ય લાગે છે, માટે તમારાથી હું સાંભળવા ઇચ્છું છું. નારદજીએ કહ્યું કે હે રાજેંદ્ર, જે બુદ્ધિમાન્ હરિશ્ચંદ્ર રાજાનું મહાતમ તમે મને પૂછો છો તે હું કહું તે સાંભળો. હે રાજા તે હરિશ્ચંદ્ર સર્વ રાજાઓમાં ચક્રવર્તિ અને મહાબળવાન હતો. જેના હુકમને સર્વ રાજાઓ તાબે થઇને રેહેતા હતા તે હરિશ્ચંદ્રે સુવર્ણના રથમાં બેસીને પોતાના શસ્ત્રોના પ્રતાપથી સાત દ્વીપવાળી પૃથ્વીને જીતી રાજસૂય નામનો મોહોટો યજ્ઞ કર્યો હતો. તે સમયે તેની આજ્ઞાથી સર્વ રાજાઓ ધન લઇ આવ્યા હતા, ને તે યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને ભોજન કરાવવા સારૂ પોતે પીરસનારા થયા હતા. તે વખતે હરિશ્ચંદ્ર રાજા માગણ પુરૂષોને તેઓ માગે તેનાથી પાંચઘણું આપતો હતો, ને તે યજ્ઞનો અગ્નિ વિસર્જન કરતી વખતે તેણે, સર્વ દિશાઓમાંથી આવેલા બ્રાહ્મણોને

અનેક તરેહનાં દ્રવ્ય, ભોજનનાં પદાર્થો તથા રત્નાદિકો આપ્યાં હતાં. જેથી તે સૌ બ્રાહ્મણો સંતોષ પામ્યા હતા, ને તે હરિશ્ચંદ્ર રાજા સર્વ રાજાઓ કરતાં તેજે તથા યશે કરીને અધિક થયો હતો. એવો તે હરિશ્ચંદ્ર યજ્ઞની સમાપ્તિ તથા અવભ્રથ સ્નાન કરીને રાજ્ય લક્ષ્મીથી અત્યંત શોભતો હતો. હે યુધિષ્ઠિર, એ પ્રમાણે સર્વ રાજાઓમાં એકજ હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો હતો, જેથી તે સ્વર્ગમાં રહીને શોભે છે. માટે જે રાજાઓ રાજસૂય યજ્ઞ કરે, તેઓ ઇંદ્રે સહિત સ્વર્ગમાં રહીને હર્ષ પામે. અથવા જેઓ યુદ્ધમાં શત્રુઓ સામે ઉભા રહીને નાશ પામે, વા ઉગ્ર તપશ્ચર્યા કરીને દેહનો ત્યાગ કરે તેમને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, ને તેઓ સમૃદ્ધિવાન થઇ નિત્ય શોભે છે. હે કુંતિના પુત્ર, હરિશ્ચંદ્ર રાજાની એવી સમૃદ્ધિ જોઇને વિસ્મય પામેલા તમારા પિતા પાંડુએ, મને મનુષ્ય લોકમાં જવા તૈયાર થયેલો જાણીને નમ્રતાથી કહ્યું કે "હે નારદજી, તમારે યુધિષ્ઠિરને કેહેવું કે, તારા સર્વ ભાઇઓ તને વશ છે તેથી સર્વ પૃથ્વી જીતવાને તું સમર્થ છે. માટે તું સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ રાજસૂય નામનો યજ્ઞ કર. કારણ તે યજ્ઞના ફળથી હું હરિશ્ચંદ્ર રાજાની પેઠે ઇંદ્રના ભુવનમાં ઘણો કાળ સુધી રહીને હર્ષ પામીશ." હે રાજા, એ પ્રમાણે મને તમારા પિતા પાંડુએ કહ્યું ત્યારે મેં તેને કહ્યું કે, જ્યારે હું પૃથ્વી ઉપર જઇશ, ત્યારે તમારા પુત્ર યુધિષ્ઠિરને તમારા કેહેવા પ્રમાણે કહીશ. માટે હે યુધિષ્ઠિર, તમારા પિતા પાંડુ રાજાની ઇચ્છા પ્રમાણે કરીને તમે તમારા પૂર્વજો સહિત ઈંદ્ર સરખા લોકને પામો. પણ હે રાજા, એ રાજસૂય યજ્ઞ ઘણા વિઘ્નવાળો કહ્યો છે, કારણ યજ્ઞના નાશ કરનારા બ્રહ્મરાક્ષસો તેમાં વિઘ્ન થવાની ઇચ્છા રાખે છે. વળી તે યજ્ઞ નિમિત્ત પૃથ્વી ઉપરના ક્ષત્રિયોનો નાશ થાય એવો યુદ્ધ થાય છે, અથવા બીજું પણ કંઇ નાશ થવાનું કારણ ઉત્પન્ન થાય છે. માટે હે રાજા, ચાર વર્ણની પ્રજાની રક્ષા કરવામાં સાવધાન એવા તમે, એ સર્વ વિચારી કરીને જેમ કલ્યાણ થાય તેમ કરો. હે રાજા, તમે મને જે પૂછ્યું તે બધું મેં વિસ્તારથી કહી સંભળાવ્યું. હવે તમે વૃદ્ધિ પામો, હર્ષયુક્ત થાઓ, ને દ્રવ્યે કરીને બ્રાહ્મણોને તૃપ્ત કરો હું શ્રીકૃષ્ણની દ્વારકાંપુરી પ્રત્યે જઇશ, તમારી રજા લઉં છું. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ પ્રમાણે પાંડવોને કહીને નારદજી, જે ઋષિયો સાથે આવ્યા હતા, તેઓ સહિત ત્યાંથી પાછા ગયા; ને કુરૂ વંશમાં ઉત્પન્ન થયેલા રાજા યુધિષ્ઠિર,

પોતાના ભાઇઓ સાથે યજ્ઞોમાં શ્રેષ્ઠ રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર કરવા લાગ્યા.

गतेतुनारदेपार्थो भ्रातृभिःसहकौरव ॥
राजसुयंक्रतुश्रेष्ठं चिंतयामासपार्थिवः ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि पांडुसंदेशकथने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

**॥ समाप्तंच लोकपालसभाख्यानपर्व ॥**

---

## ॥ अथराजसूयारंभपर्व ॥

**वैशंपायनउवाच** ॥ ऋषेस्तद्वचनंश्रुत्वा निशश्वासयुधिष्ठिरः ॥
॥ चिंतयन्राजसूयेष्टिं नलभेशर्मभारत ॥

વૈશંપાયન કેહે છે—હે ભારત, એ પ્રમાણે ઋષિ નારદજીનાં વચન સાંભળ્યા પછી નિશ્વાસ મૂકીને યુધિષ્ઠિર રાજા રાજસૂય યજ્ઞ કરવાના વિચારથી સુખ નહીં પામતા હતા. વળી નારદજીથી મહાત્મા પુરૂષોનો મહિમા સાંભળી, તથા યજ્ઞ કરનારા પુરૂષોનો યજ્ઞ કર્મના પુણ્યે કરીને સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ થાય છે અને રાજસૂય યજ્ઞ કરવાથી હરિશ્ચંદ્ર રાજા સ્વર્ગમાં રહીને શોભે છે, એમ જાણીને તેમને તે યજ્ઞ કરવાની ઈચ્છા બહુ થઈ. ત્યારે પોતાના સભાસદોનો સત્કાર કરી તેમણે, રાજસૂય યજ્ઞ કરવા વાસ્તે ઘણીવાર વિચાર કરી પોતાનું મન સ્થિર કરીને તે યજ્ઞ કરવામાં જોડયું. પછી તે અદ્દભૂત પરાક્રમી તથા મહા બળવાન યુધિષ્ઠિર, સર્વ ગરીબ લોકનું હિત વિચારી તેમના ઉપર કૃપા કરીને પોતાના પ્રધાનોને કેહેતા કે, ક્રોધ અને ગર્વનો ત્યાગ કરીને ભિક્ષુકોને જે દેવા યોગ્ય પદાર્થો હોય તે આપતા જાઓ. તેથી તેના રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ ધર્મ છે, એવા શબ્દો સિવાય બીજું કંઇ ભાષણ સંભળાતું નહીં. વળી સર્વ પ્રજા દુઃખ રહિત થઇને યુધિષ્ઠિરને પિતારૂપ માનતી હતી, ને કોઇ પણ તેનામાં શત્રુભાવ રાખતું ન હતું, તેથી તે શત્રુતા વગરના થયા હતા. તે યુધિષ્ઠિર સર્વ પ્રજાનો સત્કાર કરતા, ભીમસેન સર્વનું પાલન કરતા તથા અર્જુન શત્રુઓનો

નાશ કરતા હતા. અને સહદેવ સર્વને ધર્મનો ઉપદેશ કરતા તથા નકુલ સર્વને નમ્રતા અને સારો સ્વભાવ રાખવાનું કેહેતા હતા. તેથી કલેશ તથા ભય વગરની સર્વ પ્રજાને પોતાની ઇચ્છિત કામના પ્રાપ્ત થતી હતી. હે જનમેજય, એવું સુખી અને સમૃદ્ધિવાળું યુધિષ્ટિરનું રાજ્ય હતું. વળી યુધિષ્ઠિરના સારા આચરણથી વ્યાજવટાનો ધંધો, યજ્ઞ કરવાનું સામર્થ્ય, ગાયોની રક્ષા, ખેતિ, અને વ્યાપાર એ સર્વે ઘણાં વૃદ્ધિ પામેલાં હતાં. તેના રાજ્યમાં પ્રજાને ગરીબાઈથી રાજદ્રવ્ય વ્યાજે લેવાની અગત્ય, કર વાસ્તે પ્રજાને પીડા, અને પ્રજાના મનમાં ખોટો રાજ ભય, એ ત્રણેનો વધારો ન હતો. વળી ચોરો તથા છલ કરનારા પુરૂષો વિષે, તેમજ રાજા તથા પ્રધાનોથી અમુક કામ ખોટું થયું, એમ તેના રાજ્યમાં સંભળાતું નહીં. તેની પાસે તેના રાજ્યમાંના જૂદા જૂદા વર્ણના વ્યાપારિયો તથા ઘણાક રાજાઓ આવી બેસતા અને તેને કર આપતા, તેથી તેનો દેશ વૃદ્ધિ પામતો હતો. વળી તેના દેશમાં જેમની ઇચ્છિત કામના પૂર્ણ થઈ હતી એવા અને રજોગુણથી ઉત્પન્ન થતા લોભને વશ થયેલા મનુષ્યો ઘણા વસતા હતા, તેથી તેમાં સમૃદ્ધિનો વધારો થતો હતો; ને તે યુધિષ્ઠિરમાં તેની દશે દિશાની સર્વ પ્રજા તેને માતાપિતારૂપ માનીને પ્રીતિ રાખતી હતી. તેના રાજ્યમાં સર્વ બ્રાહ્મણોનું પાલન થતું હતું. વૈશંપાયન કહે છે-હવે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે, પોતાના મંત્રિઓ તથા ભાઇઓને બોલાવીને રાજસૂય યજ્ઞ કરવા તેમને વારંવાર પૂછ્યું, ત્યારે તેઓ બોલ્યા કે, તમને રાજ્યાભિષેક થવાથી રાજ્ય મળ્યું, ને હવે તમે રાજસૂય યજ્ઞ કરીને ચક્રવર્ત્તિ થવાની મરજી કરો છો, તે ઠીક છે, કારણ તેવા ગુણોએકરી તમે યુક્ત છો. અને તે યજ્ઞ કરવાનો હાલ સમય છે એમ અમે માનીએ છીએ. કેમકે જેમાં સામવેદના મંત્ર કરીને અગ્નિ વાસ્તે છ કુંડ કરવામાં આવે છે, એવા રાજસૂય યજ્ઞમાં ક્ષત્રિઓને બળરૂપી સમૃદ્ધિ જોઇએ, જે હાલ તમને સ્વાધિન છે. કારણ સર્વ અગ્નિહોત્ર તથા સોમાદિક યજ્ઞોથી શ્રેષ્ઠ અને જેની અંતે અભિષેક થયેથી સર્વજીતપણું પ્રાપ્ત થાય છે, એવો તે રાજસૂય યજ્ઞ કરવાને તમે સમર્થ છો, કેમકે અમે સૌ તમારે સ્વાધિન છીએ. તેથી થોડા કાળમાં તમે તે યજ્ઞ કરી શકશો. માટે તેનો કંઇ વિચાર કરો માં. ને તે યજ્ઞ કરવામાં મન પ્રવર્ત્ત કરો. વૈશંપાયન કહે છે-એ પ્રમાણે સર્વ સ્નેહિ જનોના શૌર્ય તથા ધર્મ યુક્ત વચનો પોતાને ગમતાં સાંભળીને

યુધિષ્ઠિરે ચક્રવર્તી થવાની ઇચ્છાથી પોતાના મનમાં લજ્જા પામીને, તે યજ્ઞ કરવાની મરજી કરી. અને તે યજ્ઞ કરવામાં પોતાનું સામર્થ્ય જાણી પોતાના મનમાં યજ્ઞ કરવા વાસ્તે ઉલ્લાસ રાખીને, વળી તેમણે પોતાના ભાઇઓ, મહાત્મા ધૌમ્યાચાર્ય, તથા વ્યાસજી આદિ બ્રાહ્મણો અને મંત્રિયો સાથે મનસુબો કરતાં પૂછ્યું કે ચક્રવર્તીપણું જેથી પમાય એવો, અને રૂડા કર્મોવાળો રાજસૂય યજ્ઞ કરવાની મને મરજી થઇ છે, પણ તે સફળ કેમ થાય તે કહો. વૈશંપાયન કેહે છે—હે કમળ સરખાં નેત્રવાળા, એ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછ્યું ત્યારે ધૌમ્યાચાર્ય તથા વ્યાસજી આદિ બ્રાહ્મણોએ કહ્યું કે હે ધર્મના જાણનાર યુધિષ્ઠિર, તમે રાજસૂય યજ્ઞ કરવાને યોગ્ય છો. એવાં તે બ્રાહ્મણો તથા ઋષિયોનાં વચન સાંભળી, યુધિષ્ઠિરના ભાઇઓ તથા પ્રધાનોએ તેમનાં વખાણ કર્યાં. પછી મહાબુદ્ધિમાન્ અને સ્થિર ચિત્તવાળા યુધિષ્ઠિર પોતાનું સામર્થ્ય, દ્રવ્યની સંપત્તિ, અને આવક તથા ખરચનો વિચાર કરી તથા દેશકાળ જાણીને, જગત્ના કલ્યાણ વાસ્તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, બુદ્ધિમાન્ પુરૂષ હરકંઇ કામ વિચાર કરીને કરે તો તેને તે કામમાં ખેદ થાય નહીં, માટે મારે કેવળ પોતાનાજ વિચારે કરીને યજ્ઞ કરવાનો પ્રારંભ કરવો એ યોગ્ય નથી. એમ વિચારી તેમણે તે યજ્ઞ કરવાનો ઉદ્યોગ સફળ થવા વાસ્તે સર્વ મનુષ્યોથી શ્રેષ્ઠ, જેના સ્વરૂપનું પ્રમાણ વાણિ તથા મનથી પણ થઇ શકતું નથી એવા, મહાબાહુ, અને પોતાની ઇચ્છાથી મનુષ્ય લોકમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણનું સ્મરણ કરી નિશ્ચય કર્યો કે, તે શ્રીકૃષ્ણે બાલકપણામાં પૂતનાદિકને નાશ કરીને દેવતાઓ સરખાં પરાક્રમ કર્યાં છે, માટે તેમનાથી કંઇ અજાણ્યું નહીં હોય. વળી તેઓ પાપ તથા ઇર્ષ્યા વગરના છે, વાસ્તે તેમને બોલાવું. એમ વિચારી યુધિષ્ઠિરે, જેમ વડીલ પુરૂષો આશિર્વાદનો સંદેશો કેહેવરાવે તેમ કેહેવરાવીને, સર્વ જગત્ના ગુરૂ શ્રીકૃષ્ણને બોલાવવા વાસ્તે દ્વારકાં પ્રત્યે દૂત મોકલ્યો. જેણે જલદીથી વેગવાળા રથે કરીને દ્વારકાં પ્રત્યે જઇ યાદવોને મળી શ્રીકૃષ્ણ પાસે જઇને, યુધિષ્ઠિરે કહેલો સંદેશો કહી સંભળાવ્યો. ત્યારે પોતાને મળવાની ઇચ્છા રાખનારા યુધિષ્ઠિરને પોતે મળવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણ, તેજ વખતે તે યુધિષ્ઠિરના ઇંદ્રસેન નામના દૂતેસહિત ઇંદ્રપ્રસ્થ પ્રત્યે જવા સારૂ દ્વારકાંથી રવાના થયા. ને રસ્તામાં ઘણાક દેશોનું ઉલ્લંઘન કરીને ઇંદ્રપ્રસ્થમાં યુધિષ્ઠિર પાસે આવ્યા; ત્યારે જેમ પિતા પોતાના

પુત્રનો સત્કાર કરે, તેમ યુધિષ્ઠિરે તથા ભીમસેને શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. પછી શ્રીકૃષ્ણ પોતાના પિતા વસુદેવનાં બેન કુંતીને મળ્યા, અને અર્જુન નકુળ તથા સહદેવે શ્રીકૃષ્ણનો પોતાના વડીલ પ્રમાણે સત્કાર કર્યો. અને શ્રીકૃષ્ણ ત્યાં સુખે કરી રહ્યા. પછી યુધિષ્ઠિરે શ્રેષ્ઠ આસન ઉપર વિરામ પામીને અવકાશથી બેઠેલા મહાસમર્થ શ્રીકૃષ્ણ પાસે આવીને પોતાનો અભિપ્રાય જણાવવા કહ્યું કે હે શ્રીકૃષ્ણ, હું રાજસૂય યજ્ઞ કરવા ધારૂં છું, પણ તે યજ્ઞ કેવળ પોતાની ઇચ્છાથી થતો નથી, કારણ તે યજ્ઞ જે હેતુથી થાય છે તે તમે જાણોજ છો, કે જેમાં સર્વ ગુણ હોય, જેનો સર્વત્ર સત્કાર થતો હોય અને જે સર્વનો રાજા હોય, તેજ એ યજ્ઞ કરી શકે. પણ મારા સ્નેહિજનોએ મારી પાસે આવીને તે યજ્ઞ કરવાનું મને કહ્યું, ત્યારે મેં નિશ્ચય કર્યો કે જેમ શ્રીકૃષ્ણ કેહેશે તેમ કરીશ. કારણ કેટલાક સ્નેહિયો દોષનો વિચાર કર્યા વગર કેવળ સ્નેહથી, કેટલાક પોતાના સ્વાર્થ વાસ્તે અને કેટલાક પોતાનો સ્નેહ દેખાડવા સારૂ કેહે છે. વળી કેટલાક પોતાના અંતઃકરણમાં જે સારૂં લાગે તેનીજ ઇચ્છા કરે છે. માટે હે શ્રીકૃષ્ણ, હરકંઇ કામમાં મનુષ્યોનું અનેક તરેહનું બોલવું હોય છે, વાસ્તે તે રીતિનો તથા કામ અને ક્રોધનો ત્યાગ કરીને તમે મને જગત્માં યોગ્ય હોય તે કેહેવા લાયક છો.

त्वंतुहेतूनतीत्यैतान् कामक्रोधौव्युदस्यच ॥
परमंयत्क्षमंलोके यथावद्वक्तुमर्हसि ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि वासुदेवागमने
गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

**कृष्णउवाच** ॥ सर्वैर्गुणैर्महाराज राजसूयंत्वमर्हसि ॥
॥ जानतस्त्वेवतेसर्वं किंचिद्वक्ष्यामिभारत ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે મહારાજ, સર્વ ગુણે કરીને તમે રાજસૂય યજ્ઞ કરવા યોગ્ય છો, પણ તે વિષે સર્વ બાબતમાં કુશળ એવા તમોને કંઇ કહું તે સાંભળો. પૂર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે જ્યારે ક્ષત્રિયોનો નાશ કર્યો ત્યારે જે બાકી ક્ષત્રિઓ રહ્યા તેઓએ મળીને નિશ્ચય કર્યો છે કે, જે રાજા સર્વ ક્ષત્રિયોને જીતશે તે આપણ રાજાઓનો પણ રાજા થશે. તે વાત આ પૃથ્વીમાં પરંપરાથી સંભળાય છે, જે હે ભરતકુલમાં શ્રેષ્ઠ, ત-

મને જાણવામાં છે, તથાપી હું તમને કહું છું કે, પ્રથમ શ્રાદ્ધદેવ મનુનાં ઇલા અને ઇક્ષ્વાકુ આદિ સંતાનો થયાં, તેમાં ઇલાના પુત્ર પુરૂરવાદિક અને ઇક્ષ્વાકુના પુત્ર નાભાગાદિક સામ્રાજ્ય પદ્દિને પામ્યા હતા. જેઓને પ્રજાની માફક સર્વ ક્ષત્રિઓ કર આપતા, ને તેઓની આજ્ઞામાં રેહેતા હતા. એ બે વંશના રાજાઓની સો પેઢી સૂધી સામ્રાજ્યપણું રહ્યું હતું. તે પછી યયાતિના વંશના રાજાઓ ભોજાદિકનું પણ પરંપરાથી ચક્રવર્તીપણું આજ દિન સૂધી ચાલ્યું આવતું હતું, તે ચારે દિશાઓમાં સંભળાય છે; જેઓના ચક્રવર્તીપણાની સમૃદ્ધિની સર્વ ક્ષત્રિઓ ઉપાસના કરતા હતા. પણ હે રાજા, હમણાં પૃથ્વીનો પતિ જરાસંધ, તે રાજાઓના સામ્રાજ્ય એટલે ચક્રવર્તીપણાનો પરાભવ કરી સર્વ રાજાઓને જીતી, તેઓની પદ્દિને પામી સર્વની ઉપર રહ્યો છે; ને તે મથુરાંદેશની પૃથ્વીને ભોગવતાં સર્વ રાજાઓને પરસ્પરે ભેદ પામેલા ઇચ્છે છે. હે રાજન્, હાલ તે પદ્દીને પામેલા જરાસંધનો આશ્રય કરીને મહાપ્રતાપિ, ક્રૂર, કપટથી યુદ્ધ કરનાર અને મહાબળવાન્ એવો શિશુપાળ તેનો સેનાપતિ થઇને તેની પાસે શિષ્યની પેઠે રહ્યો છે. વળી મહાપરાક્રમી અને મહાત્મા હંસ તથા ડિંભક પણ તે જરાસંધનો આશ્રય કરીને રહ્યા હતા. વળી ભયંકર દાંતવાળો, મેઘ સરખા વર્ણવાળા વાહનોવાળો, અને હાથી સરખો કરૂષ, તે જરાસંધના આશ્રયથી મસ્તક ઉપર એક અદ્ભૂત મણિ ધારણ કરે છે ! વળી અત્યંત બળવાન્ અને યવનોનો અધિપતિ જે આથમણી દિશામાં રેહે છે, ને જે ગુરૂ તથા નરકાસુરને શિક્ષા કરે છે, તે પણ જરાસંધનો આશ્રિત છે. વળી હે મહારાજ, અવસ્થાએ કરી વૃદ્ધ એવો તમારા પિતાનો સખા ભગદત્ત નામનો રાજા, તે જરાસંધના પરાક્રમ અને વાણિએ કરી નમ્રતાવાન થઇ તેની સાથે રહ્યો છે; પણ તે પોતાના મને કરી તમને પોતાના સખા પાંડુના પુત્રો માનીને તમારામાં સ્નેહથી પ્રીતિ રાખે છે. હે રાજા, જે પશ્ચિમ દિશાને આરંભીને દક્ષિણ દિશા પર્યંત રાજ્ય કરે છે, ને જેણે મહાશૂરવીર શત્રુઓનો નાશ કર્યો છે, તે એકજ તમારો મામો કુંતિભોજ તમારામાં સ્નેહથી તમારો પક્ષ કરનાર છે. વળી પૂર્વે જરાસંધના પક્ષમાં અમારી સાથે યુદ્ધ કરવા આવેલો જેને અમે નાશ કર્યો નહીં એવો પુરૂષોત્તમરૂપે પ્રસિદ્ધ, પોતાના સ્વરૂપને પુરૂષોત્તમરૂપ માનનાર, અજ્ઞાનથી નિરંતર મારા સ્વરૂપનાં ચિન્હ ધારણ કરનાર, ચેદિ વંશમાં દુષ્ટ મતિવાળો, અને મહાબ-

ળવાન્ એવો પૌંડ્રક, જે આ લોકમાં વાસુદેવ નામે પ્રસિદ્ધ છે, તે પણ જરાસંધનો આશ્રિત છે. વળી હે રાજા, આ સર્વ પૃથ્વીના ચોથા ભાગનું રાજ્ય કરનાર, ભોજ અને ઇંદ્રનો સખા મહાબળવાન્, જેણે વિદ્યારૂપી બળે કરીને પાંડ્ય, ક્રથ અને કૈશકાદિકને જીત્યા છે, અને જેનો ભાઇ કૃતિ પરશુરામ સરખો મહાશૂરવીર છે, એવો મારો શ્વસુર ભીષ્મક રાજા પણ જરાસંધનો પક્ષ કરનાર છે. અને જો કે તે ભીષ્મકના અમે સંબંધિયો હોવાથી તેનું પ્રિય ઇચ્છીએ છીએ, તથાપિ તે અમારૂં અપ્રિય ચડાયછે. તે પોતાના કુળ તથા બળ તરફ નજર કર્યા વગર જરાસંધનો યશ જોઇ તેનો પક્ષ કરીને રહ્યો છે. વળી હે સમર્થ રાજા, ઉત્તર દિશામાં રાજ્ય કરનારા ભોજના વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનાં અઢાર કુળ, પોતાના ભાઇઓ તથા ચાકરો સહિત શાલ્વાયન વંશના રાજાઓ, અને શૂરસેન, ભદ્રકાર, બોધ, શાલ્વ, પટચ્ચર, સુસ્થળ, સુકુટ્ટ, કુંતિ, અને કુલિંદ એ રાજાઓના વંશના સર્વ રાજાઓ જરાસંધના ભયથી ઉત્તર દિશાનો ત્યાગ કરી પશ્ચિમ દિશામાં જઇ રહ્યા છે. વળી દક્ષિણ દિશમાં આવેલા પાંચાલ દેશના તથા પૂર્વ દિશામાં આવેલા કુંતિ દેશમાં કોશલ દેશના પાલન કરનારા રાજાઓ પણ તેના ભયથી આથમણી દિશામાં જઇ રહ્યા છે. વળી મત્સ્ય દેશના રાજાઓ પણ તે જરાસંધના ભયથી પીડા પામી પોતાના દેશનો ત્યાગ કરીને દક્ષિણ દિશામાં જઈ રહ્યા છે. તેમજ પાંચાલ દેશના રાજાઓ પણ તેનાજ ભયથી પોતાનાં રાજ્ય મૂકી દઇને દિશા દિશા પ્રત્યે નાસી ગયા છે. વળી પૂર્વે અવળી મતિવાળો કંસ કોઈ કાળમાં યાદવોનો અનાદર કરીને, સહદેવની નાની બેનો અને જરાસંધની દીકરીઓ અસ્તિ અને પ્રાપ્તિ નામે બે સ્ત્રિઓ પાન્યો. પછી જરાસંધના પક્ષના બળે કરીને તે કંસે પોતાની જ્ઞાતિને દુઃખ આપી કેટલાક મોહોટા અન્યાય કરવા માંડ્યા. ત્યારે પોતાની જ્ઞાતિની રક્ષા થવાને ઇચ્છતા એવા ભોજકુળના શ્રેષ્ઠ વૃદ્ધ પુરૂષોએ, આહુકની સુતનું નામની કન્યા અક્રૂરને આપી, ને અમને કંસને મારવાનું કહ્યું. એટલે મેં તથા બળદેવજીએ મળી કંસ અને સુનામાને નાશ કરીને, અમારી જ્ઞાતિનું પ્રિય કર્યું. એ પ્રમાણે કંસનો ભય નિવૃત્ત થયો તેટલામાં વળી જરાસંધે યુદ્ધનો ઉદ્યોગ કર્યો. ત્યારે અમોએ મુખ્ય પ્રધાન તથા પુરોહિતાદિક અઢાર પ્રધાનો સાથે મનસુબો કર્યો કે, આપણે એ જરાસંધનો ત્રણ વર્ષ સુધી નાશ કરવો નહીં; જો

કે તે એ ત્રણ વર્ષમાં એ સો વર્ષ સરખું દુઃખ દેશે, કારણ તેના બળ-વાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ, દેવતા સરખા અને શસ્ત્રેકરી નહીં નાશ પામે એવા હંસ તથા ડિંભક નામે બે મિત્રો હતા, જેઓ બેને તથા તે જરાસંધને સર્વ પૃથ્વીના રાજા તથા અમે પણ ત્રણ લોકમાં સૌથી મોહોટા પરાક્રમી માનતા હતા. પછી તે જ્યારે સત્તરમી વખતે અમારી સાથે યુદ્ધ કરવા આવ્યો, ત્યારે હે ભારત, તે હંસ નામનો રાજા બળદેવજી સાથે યુદ્ધ કરતો હતો તેવામાં કોઈ પુરૂષે ડિંભકની પાસે જઈને કહ્યું કે હંસ મૃત્યુ પામ્યો. એવું સાંભળી ડિંભકે યમુના નદીના જળમાં પ્રવેશ કરીને પોતાનો ઘાત કર્યો. પછી ડિંભકનું મૃત્યુ સાંભળીને હંસ પણ હું ડિંભક વગર જીવવા ઇચ્છતો નથી એવો નિશ્ચય કરી, તેનીજ પેઠે યમુનાના જળમાં પ્રવેશ કરીને મૃત્યુ પામ્યો. એ પ્રમાણે તે બેઉ નાશ પામ્યા તે સાંભળી દુઃખી થઇને જરાસંધ પાછો પોતાના પુર પ્રત્યે ગયો. પછી હે શત્રુઓનો નાશ કરનાર, અમે સૌ હર્ષ પામી પાછા મથુરાંમાં આવી રહ્યા. તે પછી પતિના નાશથી દુઃખીત થયેલી કંસની અસ્તિ નામની સ્ત્રી, પોતાના પિતા જરાસંધની પાસે જઇને વારંવાર કેહેતી કે મારા પતિનો નાશ કરનારને તમે મારો. હે રાજા, તેની અમને ખબર પડવાથી અમે નિશ્ચય કર્યો કે, આપણે આ મોહોટી સમૃદ્ધિનો ત્યાગ કરીને, પશ્ચિમ દિશામાં રૈવતક પર્વતે કરી શોભાયમાન અને જેને ફરતો કિલ્લો હોવાથી જેમાં દેવતાઓ પણ દુઃખે કરી પ્રવેશ કરી શકે નહીં, એવી દ્વારકાંપુરીમાં પુત્રો, જ્ઞાતિ અને સંબંધિઓ સહિત જઇ રહીએ. એમ વિચારી અમે ત્યાં જઇ નિર્ભય થઈને રહ્યાં. જે દ્વારકાંપુરીમાં રહીને સ્ત્રિઓ પણ યુદ્ધ કરે, ત્યારે મહારથી યાદવો યુદ્ધ કરે એમાં શું આશ્ચર્ય ? પછી સર્વ યાદવો તે રૈવતક પર્વતને જોઇ આપણે જરાસંધના ભયને તર્યા એમ માનીને હર્ષ પામવા લાગ્યા. એ પ્રમાણે જરાસંધના અપરાધી અને ઘણા સંબંધિઓએ કરી બળવાન અમોએ પણ તે રૈવતક પર્વતનો આશ્રય કર્યો છે। જે પર્વત ત્રણ યોજન લાંબો છે, અને જેના એક એક યોજન જેટલા ઉંચા ત્રણ શિખરો છે. તે પર્વતથી એક યોજન છેટે સો દ્વારવાળું અને યુદ્ધમાં મદોન્મત્ત દેવતાઓ સરખા અઢાર યાદવોએ રક્ષા કરેલું યાદવોના શૂરવીર પુરૂષોને પરાક્રમ કરવાનું એક સ્થાનક છે. વળી અમારા કુળમાં અઢાર હજાર ભાઇઓ છે, ને એક આહુકના સો પુત્રો છે, જેઓ

એક એકને તેર તેર પુત્રો છે, વળી ભાઇઓ સહિત ચારૂદેષ્ણ, ચક્રદેવ, સાત્યકી, હું, બળદેવજી, સાંબ, પ્રદ્યુમ્ન, કૃતવર્મા, અનાધૃષ્ટિ, સમીક, સમિતિંજય, કંક, શંકુ, કુંતિ, અંધક, ભોજના બે પુત્રો અને અવસ્થાયે કરીને વૃદ્ધ એવા રાજા ઉગ્રસેન, એ સૌ વજ્ર સરખા દઢ અંગવાળા, શૂરવીર અને પરાક્રમી છૈયે. તે છતાં પણ જરાસંધના ભયથી અમારા મથુરાં દેશને મૂકીને યાદવો સહિત દ્વારકાપુરીમાં આવી રહ્યા છીએ. માટે હે ભરત કુળમાં શ્રેષ્ઠ, સદૈવ સામ્રાજ પદ્દિને લાયક એવા તમો સર્વ ક્ષત્રિયોમાં પોતાના દેહને સામ્રાજપદ્દિ મળવા વાસ્તે ઉદ્યોગ કરવા યોગ્ય છો. પણ હે રાજા, મહાબળવાન્ જરાસંધ રાજા જીવતે છતે તમે રાજસૂય યજ્ઞ કરવા સમર્થ નથી, એવી મારી મતિ છે. કારણ તેણે ઘણા રાજાઓને જીતીને જેમ સિંહ ઘણા હાથિયોને પકડી કોઇ ગુફામાં પૂરે, તેમ પોતાની પુરી ગિરિવજ્રમાં પૂર્યા છે. વળી પૃથ્વીના રાજાઓરૂપ બળીએ કરી યજ્ઞ કરવાની ઇચ્છાવાળા તે જરાસંધે, ઉમાપતિ મહાત્મા મહાદેવજીનું તપે કરીને આરાધન કરીને સર્વ રાજાઓને જીત્યા, ને પોતાની પ્રતિજ્ઞા ખરી કરવા સારૂ જે રાજાઓ પ્રથમ તેના ભયથી પોતાના દેશોનો ત્યાગ કરીને નાસી ગયા હતા, તેઓ જેમ જેમ પાછા પોતાના દેશો પ્રત્યે આવતા ગયા, તેમ તેમ તેઓને જીતી પકડી અને બાંધીને પોતાના પુર પ્રત્યે લાવી એક પુરૂપ વ્રજ નામના કેદખાનામાં નાંખ્યા છે. વળી હે રાજા, અમે પણ તે જરાસંધના ભયથી મથુરાંપુરીનો ત્યાગ કરીને દ્વારકાંપુરીમાં આવી રહ્યા છીએ, માટે હે રાજા, જો તમે રાજસૂય યજ્ઞ કરવા ઇચ્છતા હો તો, તેણે બંધીખાને નાખેલા રાજાઓને છોડાવવાનો તથા તે જરાસંધને નાશ કરવાનો યત્ન કરો; એ વિના યજ્ઞ કરવાનો બીજો કંઇ ઉપાય થઇ શકશે નહીં. હે નિષ્પાપ રાજા, એ પ્રમાણે મારી મતિ છે, હવે તમે જે માનતા હો તે હેતુ સહિત વિચાર કરીને કહો.

इत्येषामेमतीराजन् यथात्वामन्यसेनघ ॥

एवंगतेममाचक्ष्व स्वयंनिश्चित्यहेतुभिः ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि कृष्णवाक्ये

गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

**युधिष्ठिरउवाच** ॥ उक्तंत्वयाबुद्धिमता यन्नान्योवक्तुमर्हति ॥
॥ संशयानांहिनिर्मोक्ता त्वन्नान्योविद्यतेभुवि ॥

યુધિષ્ઠિર કેહે છે—હે શ્રીકૃષ્ણ, બુદ્ધિમાન્ એવા તમોએ જે કહ્યું તે પ્રમાણે કહેનારો અને સંશય નિવર્ત્ત કરનારો તમારા વિના પૃથ્વીમાં બીજો કોઇ નથી. હે શ્રીકૃષ્ણ, ઘેર ઘેર જે રાજાઓ છે તે પોતાનુંજ પ્રિય કરનારા છે, તેઓ કંઈ સામ્રાજ્ય પદ્વિને પામ્યા નથી, કારણ તે પદ્વિ ઘણી મેહેનતથી મળે છે. વળી જે શત્રુઓનો મહિમા જાણતો હોય તે પોતાનું વખાણ કરવાને કેમ યોગ્ય થાય ? પણ જેણે શત્રુઓ સાથે યુદ્ધ કર્યાં હોય તેજ વખાણવા લાયક થઈને જગતમાં વખાણાય છે. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, ઘણા રત્નોથી ભરેલી અને ઘણા વિસ્તારવાળી આ પૃથ્વી છે, જે ઘણે દૂર સૂધી જીતેથી પોતાની શ્રેષ્ઠતા જાણવામાં આવે છે ! ત્યારે તો સ્વસ્થ થઇ બેસી રેહેવું એજ સારૂં છે, ને તેથીજ મારૂં કલ્યાણ થશે; કેમકે સામ્રાજ પદ્વિ મેળવવાનો આરંભ કર્યાથી પણ તે મળશે નહીં એવી મારી મતિ છે. હે જનાર્દન, વળી આ મોહોટા કુળમાં ઉત્પન્ન થયેલા મારા બુદ્ધિમાન્ સભાસદો તથા ભીમસેનાદિ ભાઇઓ એમ માને છે કે, આપણમાંથી કોઇપણ સર્વને જીતનારો નીકળી આવશે. પણ હે મહાભાગ્યવાન્, હે નિષ્પાપ, હું દુષ્ટાત્મા જરાસંધની શંકા પામું છું, કારણ તમે જ્યારે તેનાથી ભય પામો છો, ત્યારે હું તો કેવળ તમારી ઉગ્ર ભુજાના પરાક્રમનો આશ્રય કરનાર છું, તેથી મારા આત્માને બળવાન્ માનતો નથી. હે મહાબાહો માધવ, તમથી, બળદેવજીથી, વા ભીમસેનથી અથવા અર્જુનથી જરાસંધ નાશ પામે કે નહીં, તેનો હું વારંવાર વિચાર કરૂં છું; પણ હે કેશવ, સર્વ કાર્યમાં તમે મને પ્રમાણ રૂપ છો. વૈશંપાયન કેહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને બોલવામાં ચતુર એવા ભીમસેન બોલ્યા કે, દુર્બળ અને આળસુ રાજા જો ઉદ્યોગ વગરનો થઈ બળવંત શત્રુની પાસે જઇ ઉભો રેહે તો દુઃખ પામે છે, પણ પોતે દુર્બળ હોય તોય પણ જો આળસ રહિત થઇને સારી રીતે ઉપાય કરે તો, બળવાન શત્રુને જીતીને ઇચ્છિત અર્થને પામે છે. ત્યારે આ તો શ્રીકૃષ્ણમાં નમ્રતા, મારામાં બળ, અર્જુનમાં જય રહ્યા છે, તેથી જેમ દક્ષિણાગ્નિ, ગાર્હપ્રત્ય અને આહૂનીય એ ત્રણ અગ્નિએ કરી યજ્ઞ થાય છે, તેમ અમે એ ત્રણ સાધનોએ કરી તે જરાસંધને જીતશું. તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, જે પુરૂપ અજ્ઞાનિ

હોય તે પોતાની મતલબ સાધવાનો વિચાર કરે, પણ તેના પરિણામનો તથા સામે શત્રુ પણ અજ્ઞાનિ અને મતલબી હોય તેનો વિચાર કરે નહીં. હે યુધિષ્ઠિર જીતવા યોગ્ય શત્રુઓને જીતવાથી માંધાતા, શરણે આવેલાનું પાલન કરીને ભગીરથ, તપના બળે કરી સહસ્રાર્જુન, પોતાના બળથી ભરત, અને સમૃદ્ધિએ કરી મરૂત રાજા, એ પાંચ જણાઓ ઉપર કહ્યા એક એક ગુણે કરીને સામ્રાજ પદ્વિને પામ્યા હતા, એમ મેં સાંભળ્યું છે. પણ તમે તો એ પાંચે ગુણોએકરી સામ્રાજ પદ્વિ મેળવવાની ઇચ્છા રાખો છો, ત્યારે કેવળ જરાસંધજ તમારી સામે થાય એમ લાગે છે. તે જરાસંધને એકસો કુળના રાજાઓ પણ જીતી શકયા નહીં, તેથી તે પોતાના બળેકરીજ સામ્રાજપણું ભોગવે છે; ને તેને કેટલાક રાજાઓ રત્નો આપીને તેની ઉપાસના કરે છે, તોયપણ તે બાળપણથીજ અન્યાયથી વર્તનારો જરાસંધ સંતોષ પામતો નથી. તેને રાજ્યાભિષેક થયેલા નાના રાજાઓમાંથી કોઈપણ વશ નહીં થયેલો જોવામાં આવતો નથી. એ પ્રમાણે એકસો રાજાઓ વગર બાકીના સર્વે દુર્બળ રાજાઓને તેણે વશ કર્યા છે. કારણ તેની સાથે તેઓ યુદ્ધ કેમ કરી શકે? હે ભરતકુળમાં શ્રેષ્ઠ, રૂદ્રના યજ્ઞમાં રાજાઓરૂપ બળી આપવા વાસ્તે તે બંધીખાનામાં રાખી મૂકેલા રાજાઓને હાલ જીવવાની આશા શું હશે? ક્ષત્રિઓને તો એવા મરણ કરતાં શત્રુ સાથે વઢીને મરવું, એ શ્રેષ્ઠ છે. માટે તે જરાસંધની સાથે અમે જો યુદ્ધ કરીએ, તો તેઓનો હાલ બચાવ થાય, વળી પેલા એકસો રાજાઓમાંથી પણ છ્યાશી રાજાઓને તો તેણે ઘણુંકરી પોતાને વશ કર્યા છે, ને બાકીના જે ચઉદ રાજાઓ રહ્યા છે, તેઓ જ્યારે તેને વશ થશે ત્યારે તે રૂદ્રયજ્ઞ કરશે. માટે તે જરાસંધને જીતીને જે પુરૂષ તેને રૂદ્ર યજ્ઞ કરવામાં વિઘ્ન કરશે, તેને યશ તથા સામ્રાજ પદ્વિની પ્રાપ્તિ થશે.

प्राप्नुयात्सयशोदीप्तं तत्रयोविघ्नमाचरेत् ॥

जयेद्यश्चजरासंधं ससम्राण्नियतोभवेत् ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥



युधिष्ठिरउवाच ॥ सम्राड्गुणमभीप्सन्वै युष्मान्स्वार्थपरायणः ॥
॥ कथंप्रहिणुयांकृष्ण सोहंकेवलसाहसात् ॥

યુધિષ્ઠિર કેહે છે—હે શ્રીકૃષ્ણ, મારા સ્વાર્થમાં તત્પર એવો હું, સાશ્રાજ પદ્દીની ઈચ્છા રાખીને તમોને જરાસંધ પાસે સાહસથી કેમ મોકલું? કેમકે ભીમસેન તથા અર્જુન મારાં નેત્ર છે; ને તમે મારૂં મન છો, ત્યારે નેત્ર અને મન વગરનું જીવવું કેવું હોય! જો કે તે જરાસંધના બળને જોઇને ભીમસેનનું પરાક્રમ ઘણું વધે એમ છે, પરંતુ યુદ્ધમાં જેને યમ પણ જીતી શકે નહીં તેની પાસે તેનું પરાક્રમ તે શું! માટે જે કાર્યનું પરિણામ ઉલટું લાગે, તેનો ઉદ્યોગ કરવામાં જે પુરૂષ મન કરે, તેને અનર્થ પ્રાપ્ત થાય, તેથી તે કાર્ય કરવાનો ઉદ્યોગ કરવો નહીં. માટે મારે રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા રાખવી અયોગ્ય છે, તેથી હે જનાર્દન, હું જે વિચાર કરૂંછું તે સાંભળો-એ રાજસૂય યજ્ઞ કરવાના ઉદ્યોગનો ત્યાગ કરવો મને ઠીક લાગે છે, કારણ એ યજ્ઞ બહુ કષ્ટથી થાય એમ છે, માટે મારૂં મન એ યજ્ઞ કરવાથી નિવૃત્ત પામેછે. વૈશંપાયન કેહેછે—પછી શ્રેષ્ઠ ધનુષ ધરનારો, અક્ષય બાણોના ભાથાવાળો, સુંદર ધ્વજાએ સહિત રથ જેણે મેળવ્યોછે અને જેણે સભા રચાવીછે, એવો અર્જુન બોલ્યો કે હે રાજન્, મારી પાસે પોતાને ઈચ્છિત અને દુઃખે કરીને પણ ન મળે એવાં ધનુષ, શસ્ત્ર, બાણો, યશ, ઉત્સાહ, શ્રીકૃષ્ણનો પક્ષ, હર કંઇ કામ કરવાનો નિશ્ચય, અને શરીરનું તથા સેનાનું બળછે. અને જ્યારે શ્રેષ્ઠ વિદ્વાન્ પુરૂષો, સારા કુળમાં જન્મ થવો તથા હરકાંઇ કામ કરવામાં ઉત્સાહ રાખવો, તેને વખાણેછે, ત્યારે તો પરાક્રમ કરવું એજ મને સારૂં લાગેછે. પણ જો કોઇ પરાક્રમવાળા કુળમાં ઉત્પન્ન થયો હોય, પણ પોતે પરાક્રમ વગરનો હોય તો તે શું કરે? પરંતુ જે પરાક્રમ વગરના કુળમાં ઉત્પન્ન થયો હોય, પણ પોતે પરાક્રમી હોય તો તે સૌથી શ્રેષ્ઠ થાયછે. અને કોઈ બળવાન ક્ષત્રિયો કોઈ દુર્બળની વૃત્તિનો લોપ કરે, તો તે પુરૂષ જોકે બીજા સર્વ ગુણોથી રહિત છે; તોયપણ પરાક્રમ કરવામાં ઉત્સાહવાન હોવાથી તે બળવાન ક્ષત્રિઓને જીતેછે. પરંતુ જે પુરૂષ બીજા સર્વ ગુણે યુક્ત હોય, પણ પરાક્રમ કરવામાં ઉત્સાહ વગરનો હોય તો તે શું કરી શકે? કારણ સર્વ શ્રેષ્ઠ ગુણો પરાક્રમમાંજ રહ્યાછે. વાસ્તે શત્રુઓને જીતવાની સિદ્ધિ ઉદ્યોગ અને દૈવને આધિન છે, માટે કોઇ બળવાન પુરૂષે ઉદ્યોગ કરવામાં ગાફલ રેહેવું નહીં, કેમકે તેમ

રહેથી પોતે શત્રુઓને હાથે નાશ પામે. વળી બળવાન પુરૂષમાં દીન થવાના તથા મોહ પામવાના અવગુણો હોય તો તેનો પણ શત્રુઓથી નાશ થાય છે; માટે પોતાનો જય થાય એવી ઇચ્છા રાખનારા રાજાએ એ બેઉનો ત્યાગ કરવો. હવે હે રાજન્, આપણે યજ્ઞ કરવા સારૂ જો તે જરાસંધને જીતીયે અને તેણે બંધીખાનામાં નાખેલા રાજાઓને છોડાવિયે, તો એ ઉપરાંત બીજું શ્રેષ્ઠ શું છે? પણ તેનો ઉદ્યોગ ન કરીએ તો ધારેલા કામમાં કંઇ ફાયદો થાય નહીં. વળી આપણી પાસે મેં પ્રથમ કહેલાં સર્વે ધનુષાદિ સાહિત્યોછે, ત્યારે તમે યજ્ઞ ન કરવો એમ કેમ માનોછો? પરંતુ જ્યારે તે ઉપાય કરવામાં આપણે શક્તિમાન નથી એવો નિશ્ચય થાય, ત્યારેજ તમારે સમતાને ઇચ્છતા એવા મુનિયોની પેઠે, ગેરૂથી રંગેલાં ભગવાં વસ્ત્ર પેહેરવાં યોગ્યછે, પણ હાલ નથી. માટે અમે શત્રુઓ સાથે યુદ્ધ કરશું, ને તમને સામ્રાજ્યપણું પ્રાપ્ત થવું સુલભ થશે.

काषायंसुलभंपश्चात् मुनीनांशममिच्छतां ॥
साम्राज्यंतुभवेच्छश्यं वयंयोत्स्यामहेपरान् ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधवधमंत्रणे गुर्जरभाषायां शोडशोऽध्यायः ॥ १६ ॥



**वासुदेवउवाच** ॥ जातस्यभारतेवंशे तथाकुंत्याःसुतस्यच ॥
॥ यावैयुक्तामतिःसये मर्जुनेनप्रदर्शिता ॥

શ્રીકૃષ્ણ કેહેછે—હે ભરતકુળમાં ઉત્પન્ન થએલા કુંતીના પુત્ર યુધિષ્ઠિર, તમોને આ અર્જુને જે વિચાર કહ્યો તેજ યોગ્ય છે. કેમકે મનુષ્યને રાત્રિએ અથવા દિવસેજ મૃત્યુ થાય, એવો કંઈ ચોકસ નિયમ આપણે જાણતા નથી, ને જે યુદ્ધ ન કરે તે અમર રહે એવું પણ સાંભળ્યું નથી. માટે રાજાઓએ જેમ પોતાના મનને સંતોષ થાય, તેમ શાસ્ત્રમાં કહેલી નીતિથી મનસુબો કરીને શત્રુઓને જીતવા; કારણ કોઇપણ પુરૂષ જો સારી રીતે મસલત કરીને હરકંઇ કામ કરે, ને દૈવ વિપરીત ન હોય તો તે કામ સિદ્ધ થાય છે. વળી બે શત્રુઓ યુદ્ધ કરતા હોય તેમાં એકનો જય અને એકનો પરાજય થાયછે, કંઇ બેઉનો જય થતો નથી. તેમજ દૈવ જેનો વિ-

પરીત હોય, ને મસલત પણ જેણે સારી રીતિથી ન કરી હોય, તેનો યુદ્ધમાં નાશ થાયછે. કદી બેઉ શત્રુઓનો ઉદ્યોગ સરખો હોય તો તે બેમાંથી કેનો જય અને કેનો પરાજય થશે તેનો નિશ્ચય કરવામાં સંશય રેહેછે, પણ અંતે એકનો જય અને એકનો પરાજય થાયછે. માટે આપણે સારો વિચાર કરી શત્રુનાં છિદ્ર ઉઘાડાં પાડવામાં, અને પોતાનાં છિદ્ર ઢાંકવામાં સાવધાન થઇને શત્રુની પાસે જશું તો, જેમ વૃક્ષ પાસે આવેલું જળનું પૂર તેને નાશ પમાડેછે, તેમ તેને કેમ નાશ નહીં પમાડીએ? વળી બળવાન શત્રુ હોય તેની સામે સેના લઇ જઇને યુદ્ધ કરવું નહીં, એવી જે બુદ્ધિમાન્ પુરૂષોની નીતિછે તે મને ઘણી સારી લાગેછે. માટે જગત્માં અપયશ વગરના અને આજ દિવસ સુધી કોઇથી પણ નહીં જીતાયલા અમે ત્રણે તે શત્રુની પાસે જશું, તો તેનો નાશ કરીને આપણે ઇચ્છિત કામનાને પામશું. કારણ ઘણા રાજાઓનું સારૂં કરનાર શ્રેષ્ઠ રાજા, જેમ સર્વમાં રહીને એક વ્યાપક આત્મા સર્વ સમૃદ્ધિ ભોગવે છે, તેમ ચક્રવર્ત્તીપણાની સમૃદ્ધિને ભોગવે. પણ કદી તે બંધિખાનામાં પડેલા રાજાઓની રક્ષા કરવામાં તત્પર એવા અમે તે જરાસંધની પાસે જશું, ને તે અમારો નાશ કરશે તો અમને સ્વર્ગની પ્રાપ્તિ થશે. યુધિષ્ઠિરે કહ્યું કે હે શ્રીકૃષ્ણ, એ જરાસંધ કોણ છે, ને તેમાં વીર્ય અને પરાક્રમ કેવાં છે તે કહો. તેની સાથે તમે યુદ્ધ કર્યું, પણ જેમ અગ્નિનો સ્પર્શ કરીને પતંગીઓ નાશ પામે, તેમ નાશ પામ્યા નહીં? શ્રીકૃષ્ણ કેહેછે—હે રાજા, તે જરાસંધમાં જે વીર્ય અને પરાક્રમછે તે, તથા તેણે અમારો અપરાધ કર્યા છતાં પણ અમે તેનો નાશ ન કર્યો તેનું કારણ કહું તે સાંભળો. હે ભારત, મગધ દેશનો ત્રણ અક્ષૌહિણી સેનાવાળો, યુદ્ધમાં ગર્વિષ્ટ, રૂપવાન, વીર્યવાન, ઘણી સમૃદ્ધિ અને પરાક્રમવાળો, નિત્ય યજ્ઞ કરનાર, જાણે બીજો ઇન્દ્રજ હોય એવો, સૂર્ય સરખો તેજસ્વિ, પૃથ્વી સરખો ક્ષમાવાન, યમ તથા કાળ સરખો ક્રોધી અને કુબેર સરખો બ્રહદ્રથ નામે રાજા હતો. જેના સારા ગુણે કરીને સર્વ પૃથ્વી જેમ સૂર્યના કિર્ણોએ કરી વ્યાપ્તછે તેમ વ્યાપ્ત હતી. તે બ્રહદ્રથ રાજા કાશિ રાજાની સાથેજ ઉત્પન્ન થએલી એવી સ્વરૂપવાળી બે કન્યાઓને પરણ્યો. અને તેણે પોતાની સ્ત્રિયો પાસે નિશ્ચય કર્યો કે, હું તમારી સાથે વિપરીતપણાને બદલે સમપણાથી વર્તીશ. પછી તે સ્ત્રિયો સહિત બ્રહદ્રથ રાજા, જેમ બે હાથણિએ સહિત હાથી તથા ગંગા અને યમુનાની

મધ્યમાં મૂર્તિમાન સમુદ્ર શોભે, તેમ શોભતો હતો. હવે વિષય ભોગવતાં તે બ્રહદ્રથ રાજાની યુવા અવસ્થા નિવૃત્ત થઇ, ને તેણે પોતાના વંશના વિસ્તાર માટે પુત્ર ઉત્પન્ન થવા સારૂ પુત્રકામેષ્ટ્યાદિ ઘણા યજ્ઞો કર્યાં તોયપણ પુત્રની પ્રાપ્તિ થઇ નહીં. તેવામાં તેણે સાંભળ્યું કે કક્ષીવાનના વંશમાં ઉત્પન્ન થયેલા મહાત્મા ગૌતમના પુત્ર ઉદારમનવાળા ચંડકૌશિક ઋષિ તપશ્ચર્યાથી થાકી રહ્યા છે, એવું સાંભળી તે પોતાની બે સ્ત્રિયોને સાથે લઇ તે ઋષિ પાસે વનમાં ગયો. ત્યાં એક વૃક્ષની નીચે તે ઋષિને બેઠેલા જોઇ તેણે તેમની પાસે જઇ તેમણે ઘણાં રત્નો આપીને સંતોષ પમાડ્યા. ત્યારે તે સત્યવાદિ ચંડકૌશિક ઋષિએ તેને કહ્યું કે હે રાજેંદ્ર, હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે તને ગમતું વરદાન માગ. એવું સાંભળી પોતાને પુત્ર ઉત્પન્ન થાય તે નજરે જોવાની આશા પણ જેને ટળી ગઈ હતી એવો તે બ્રહદ્રથ રાજા, પોતાની બે સ્ત્રિયો સહિત નમ્રતાવાન થઇને, નેત્રમાંથી અશ્રુ પાડી ગદ્દગદ્દ વાણીએ કરી કેહેવા લાગ્યો કે હે સમર્થ ઋષિ હું પોતાના રાજ્યનો ત્યાગ કરીને તપોવન પ્રત્યે આવું છું, કારણ હું પુત્ર વગરનો અલ્પ ભાગ્યવાળો છું. હવે મને રાજ્ય તથા વરદાને કરીને શું? શ્રીકૃષ્ણ કેહેછે—એ પ્રમાણે રાજાનાં વચન સાંભળીને ઈંદ્રિયો જેની સંતાપ પામી એવા તે ચંડકૌશિક ઋષિયે, પોતાના મનમાં તે રાજાને પુત્રની પ્રાપ્તિ થવાનો વિચાર કરવા માંડ્યો. તેવામાં તે આંબાના વૃક્ષમાંથી વાયુના ધક્કા વગર, પક્ષીઓએ નહીં ખાધેલું એવું એક આંબાનું ફળ તેના ખોળામાં આવી પડ્યું. ત્યારે તેને હાથમાં લઇ તે ઋષિએ મંત્રીને, તે રાજાને આપી કહ્યું કે હે રાજા, તું કૃતાર્થ થયો, તને પુત્ર થશે, ને હવે તું વનથી નિવૃત્ત પામ. શ્રીકૃષ્ણ કેહે છે—એવાં તે ઋષિનાં વચન સાંભળી બ્રહદ્રથ રાજા, તેના પગમાં મસ્તકે કરી નમસ્કાર કરીને પાછો પોતાના ઘર પ્રત્યે ગયો; ને તેણે તે ફળ પોતાની બે સ્ત્રિઓને આપ્યું ત્યારે તેમણે તેના બે ભાગો કરી એક એક લઇને ખાધું, એટલે તેમને ગર્ભ રહ્યા, જેથી તે બ્રહદ્રથ રાજા ઘણો હર્ષ પામ્યો. પછી જ્યારે તે સ્ત્રિયોને જણવાનો સમય આવ્યો, ત્યારે તે એક એકને, એક આંખ, એક હાથ, એક પગ તથા અર્ધા પેટવાળું અને તેથી નીચેના પણ અર્ધા ભાગવાળું મનુષ્ય શરીરનું એક એક ફાડિયું ઉત્પન્ન થયું? તે જોઈ બ્રહદ્રથ રાજાની બેઉ સ્ત્રિઓએ ઘણો ખેદ કર્યો, ને પછી મસલત કરીને તે અર્ધા શરીરનો ત્યાગ કર્યો. ત્યારે

તેમની દાસિઓએ તે બે ફાડિયાંને કપડામાં વીંટી ઘરની બહાર રસ્તામાં નાખી દઇ પાછો ઘરમાં પ્રવેશ કર્યો. તેવામાં ત્યાંથી માંસ અને રૂધિરનું ભોજન કરનારી જરા નામની રાક્ષસી દેખાઇ તેણે તે મનુષ્ય શરીરનાં બે ફાડિયાં જોઇને ઉપાડી લીધાં. પછી તેણે વિચાર્યું કે, એ બેઉને ભેગાં કરીશ તો સુખેથી લઇ જવાશે. એમ વિચારી તેણે તે બે ફાડિયાં જેવાં ભેગાં કર્યાં કે તેજ વખતે દૈવ ઇચ્છાથી તે બેઉ સંધાઇ જઇને એક મહાશૂરવીર બાલક થઈ રહ્યો ! તે જોઇ તે જરા રાક્ષસી વિસ્મય પામી, ને તે વજ્ર સરખા દૃઢ અંગવાળા બાળકને ઉપાડી લઈ જવા સમર્થ થઇ નહીં ! પછી તે બાળકે ત્રાંબા સરખી લાલ હાથેળીવાળા પોતાના બે હાથની મુઠી વાળી મોહોઢામાં ઘાલીને મેઘ સરખો શબ્દ કર્યો, જે સાંભળી ઉદ્વેગ પામીને અંતઃપુરનાં મનુષ્યો બ્રહદ્રથ રાજાએ સહિત ત્યાં આવ્યાં, ને જેમને ફરી પુત્ર પ્રાપ્ત થવાની આશા ન હતી અને દૂધે કરીને જેમનાં સ્તનો ભરાઇ ગયાં હતાં, એવી તે બ્રહદ્રથ રાજાની બેઉ સ્ત્રિયો પણ ત્યાં આવી. પછી તે જરા રાક્ષસી, તે બે સ્ત્રિયો અને બ્રહદ્રથ રાજા તથા તે બાલકને જોઇને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, હું આ રાજાના દેશમાં રેહેનારી છું, માટે મારે એ પુત્રની ઇચ્છાવાળા, ધર્મિષ્ટ અને મહાત્મા રાજાના બાળકને મારવો યોગ્ય નથી. એમ વિચારી તે રાક્ષસીએ, પોતાનું મનુષ્યની સ્ત્રી સરખું સ્વરૂપ કરી વીજળી સરખા પ્રકાશમાન તે બાળકને લઇને બ્રહદ્રથને કહ્યું કે હે રાજા, બ્રાહ્મણના વરદાનથી તમારી બે સ્ત્રિઓને વિષે ઉત્પન્ન થયેલો, દાસિઓએ રસ્તામાં ત્યાગ કરેલો અને મારાથી સંધાયલો આ બાળક હું તમને આપું છું તે લ્યો. શ્રીકૃષ્ણ કેહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, પછી તે રાજાએ પોતાના તે બાળકને લઇ પોતાની સ્ત્રિઓને આપ્યો, ત્યારે તેમણે પોતાના સ્તનના દૂધથી તેને અભિષેક કર્યો, પછી હર્ષ પામેલા બ્રહદ્રથ રાજાએ તે જરા રાક્ષસીને પૂછ્યું કે હે કમળના ગર્ભ સરખી કાંતિવાળી, હે મને પુત્ર આપનારી, હે પોતાનીજ ઇચ્છા પ્રમાણે ગતિ કરનારી, હે કલ્યાણી, મને તું દેવતા સરખી જણાય છે માટે તું કોણ છે તે કેહે.

कात्वंकमलगर्भाभे ममपुत्रप्रदायिनी ॥
कामयाब्रूहिकल्याणि देवताप्रतिभासिमे ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधोत्पत्तौ गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

**राक्षस्युवाच** ॥ जरानामास्मिभद्रंते राक्षसीकामरूपिणी ॥
॥ तववेश्मनिराजेंद्र पूजितान्यत्रसंसुखं ॥

રાક્ષસી કેહે છે—હે રાજા, તમારૂં કલ્યાણ થાઓ, હું ઇચ્છિત સ્વરૂપ ધારણ કરવાવાળી જરા નામની રાક્ષસી છું, ને તમારા ઘરમાં પૂજા પામીને સુખે કરી રહું છું. તેમ મનુષ્યોના ઘરોને વિષે પણ રહું છું, કારણ પૂર્વે બ્રહ્માએ મને ગૃહદેવી નામે ઉત્પન્ન કરીને દાનવોનો નાશ થવા સારૂ મારૂં સર્વત્ર સ્થાપન કર્યું છે, માટે જે પુરૂષ ભક્તિથી પોતાના ઘરની ભીંત ઉપર પુત્રે સહિત મારૂં ચિત્ર કાઢશે, તેના ઘરમાં સમૃદ્ધિનો વધારો થશે, ને જે તેમ નહીં કરે તેનો વિનાશ થશે. પણ હે સમર્થ રાજા, તમારા ઘરની ભીંત ઉપર તો હું પુત્રે સહિત ચિત્રરૂપે રહેલી છું, અને તમારાથી ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અને ખાનપાનનાં પદાર્થોએ કરી નિત્ય પૂજાઉં છું, તેથી તમારો પ્રતિઉપકાર કરવા સારૂ નિરંતર વિચાર કરતી હતી. તેટલામાં હે ધર્મિષ્ટ રાજા, આ તમારા પુત્રના શરીરનાં બે ફાડિયાં જોઈ મેં લઈને ભેગાં કર્યાં, કે દૈવ ઇચ્છાથી અને તમારા ભાગ્યથી તે સંધાઈને આ બાળક થયો; પણ તેનું નિમિત્ત કારણ હું થઈ. હે રાજા, મેરૂ પર્વતને ખાઈ જવામાં સમર્થ એવી હું આ તમારા બાળકને ભક્ષ્ય કરી જાઉં, એમાં શું આશ્ચર્ય? પણ તમારા ઘરમાં નિત્ય મારૂં પૂજન થાય છે, તેથી પ્રસન્ન થઈને મેં આ બાળક તમને પાછો આપ્યો. શ્રીકૃષ્ણ કેહેછે—એ પ્રમાણે કહીને તે જરા રાક્ષસી અંતર્ધ્યાન થઈ ગઈ. પછી બ્રહદ્રથ રાજાએ પોતાના પુત્રને લઈને ઘરમાં પ્રવેશ કર્યો, ને તે બાળકને જન્માદિ સંસ્કાર કરાવીને, પોતાના મગધદેશમાં તે જરા રાક્ષસીનો મોહોટો ઉત્સવ કરાવ્યો. પછી તે બાળકના પિતા બ્રહ્મા સરખા બ્રહદ્રથ રાજાએ, જરા રાક્ષસીએ સાંધ્યો, તેથી તેનું નામ જરાસંધ પાડ્યું. હવે તે બાળક જેમ શુક્લપક્ષમાં ચંદ્ર સર્વ પ્રજાને આનંદ આપે તેમ પોતાનાં માતાપિતાને આનંદ આપતો હતો. અને જેમ આહુતિ હોમવાથી અગ્નિ વૃદ્ધિ પામે તેમ તે તેજસ્વિ તથા બળવાન બાળક નિત્ય વૃદ્ધિ પામતો હતો.

सोत्रर्धतमहातेजा मागधाधिपतेःसुतः ॥
प्रमाणबलसंपन्नो हुताहुतिरिवानलः ॥
इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधोत्पत्तौ
गुर्जरभाषायां मष्टादशोऽध्यायः ॥१८॥

---

**कृष्णउवाच** ॥ कस्यचित्त्वथकालस्य पुनरेवमहातपाः ॥
॥ मगधेषूपचक्राम भगवांश्चंडकौशिकः ॥

શ્રીકૃષ્ણ કેહેછે—હવે કોઇ દિવસે તે મહા તપસ્વી અને સમર્થ એવા ચંડકૌશિક ઋષિ મગધ દેશમાં ફરતા હતા, તેમને નજીક આવેલા સાંભળીને, હર્ષ પામી બ્રહદ્રથ રાજાએ, પોતાના પ્રધાન, સ્ત્રિયો અને પુત્રને સાથે લઈ શેહેરમાંથી બાહાર નીકળી તેમની પાસે જઇને, તેમની પાદ્ય, અર્ધ્ય અને આચમને કરીને વિધિયુક્ત પૂજા કરી. અને કહ્યું કે, તમારી કૃપાયે કરીને રાજ્ય તથા પુત્ર કુશળ છે. એવું સાંભળી તે રાજાની પૂજાથી હર્ષ પામેલા ચંડકૌશિક ઋષિ બોલ્યા કે હે બ્રહદ્રથ રાજા, મેં એ સર્વે દિવ્ય દ્દષ્ટિથી જાણ્યું છે, ને હવે આ તમારા પુત્રમાં જેવા ગુણો થશે તે હું કહું તે સાંભળો—નિરંતર જેની કાંતિ વૃદ્ધિ પામેછે એવા આ તમારા પુત્રમાં રૂપ, પરાક્રમ, અને બળ ઘણું થશે, ને તે પોતાના પરાક્રમે કરીને સર્વ પદાર્થો મેળવશે. વળી આ મહા પરાક્રમી તમારા બાળકના પરાક્રમને બીજા રાજાઓ, જેમ ગરૂડની ગતિને બીજા પક્ષિઓ પામતા નથી, તેમ પામશે નહીં; ને જે કોઇ એની સાથે વૈર કરશે તે વિનાશને પામશે. હે પૃથ્વીના પતિ, આ તમારા પુત્ર ઉપર જો દેવતાઓ પણ શસ્ત્ર મૂકશે, તો જેમ નદીની લેહેરો પર્વતને વ્યથા કરતી નથી; તેમ તે એને વ્યથા કરશે નહીં. વળી એ રાજ્યાભિષેક થએલા સર્વ રાજાઓનો ઉપરી થઇને શોભશે, ને જેમ સૂર્ય સર્વની કાંતિને હરેછે, તેમ એ સૌની કાંતિ હરણ કરશે. વળી જે કોઈ સેનાયે સહિત એની સાથે યુદ્ધ કરશે, તે જેમ અગ્નિએ કરી પતંગીયા નાશ પામે, તેમ નાશ પામશે. વળી આ તમારો બળવાન્ પુત્ર સર્વ રાજાઓની સમૃદ્ધિને, જેમ વર્ષાદના દિવસોમાં નદિઓના પ્રવાહને સમુદ્ર ગ્રહણ કરે છે, તેમ ગ્રહણ કરશે, અને ચાર વર્ણની સર્વ પ્રજાનું, જેમ સર્વ ધાન્યાદિક પદાર્થોથી ભરેલી આ શ્રેષ્ટ પૃથ્વી સારા

નરસા સર્વ પ્રાણીયોનું પાલન કરેછે, તેમ પાલન કરશે; ને સર્વ રાજાઓ પણ એની આજ્ઞામાં રેહેશે. અને એ ત્રિપુરાસુરને નાશ કરનારા મહાદેવજીને સાક્ષાત્ રૂપે જોશે. શ્રીકૃષ્ણ કહેછે—હે યુધિષ્ઠિર, એ પ્રમાણે કહીને ચંડકૌશિક ઋષિયે બ્રહદ્રથ રાજાને, ત્યાંથી તેના ઘર પ્રત્યે જવાની રજા આપી. ત્યારે જ્ઞાતિ તથા સંબંધીઓથી વિંટાયલો તે રાજા પોતાની પુરીમાં આવ્યો, ને તેણે પોતાના પુત્ર જરાસંધને રાજ્યાભિષેક કર્યો. પછી તે બ્રહદ્રથ પોતે સંસારથી વૈરાગ્ય પામી પોતાની બે સ્ત્રિઓ સહિત વનમાં ચાલી નીકળ્યો ને ત્યાં તપ કરી ઘણેક કાળે સ્વર્ગને પામ્યો. હે રાજા, હવે તે જરાસંધ પોતાના પરાક્રમે કરીને સર્વ રાજાઓને વશ કરી સર્વ પૃથ્વીનું પાલન કરે છે. અને જ્યારથી મેં કંસને માર્યો, ત્યારથી તેને મારી સાથે વૈર બંધાયું છે. તે જરાસંધ એવો તો બળવાન છે કે તેણે પોતાની પુરી ગિરિવ્રજમાં રહી, નવાણું વખત ફેરવીને એક ગદા ફેંકી, જે તેની પુરીથી નવાણું યોજન છેટે જેમાં હું રેહેતો હતો એવી મથુરાંપુરીની નજીક આવી પડી! તેને જોઈ મથુરાંપુરીની રેહેવાસી પ્રજાએ તે મને દેખાડી. માટે હે મહારાજ, બળવાન સાથે અદેખાઇ ન કરવી એવી નીતિ છે, તેથી મહા બળવાન કુકુર, અંધક, અને વૃષ્ણિકુળના યાદવોએ તે જરાસંધને યુદ્ધમાં મૂકી આપ્યો છે.

एवमेषतदावीर बलिभि:कुकुरांधकैः ॥
वृष्णिभिश्चमहाराज नीतिहेतोरुपेक्षितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधप्रशंसायां गुर्जरभाषायां मेकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

**॥ समाप्तंच राजसूयारंभपर्व ॥**

---

## ॥ अथजरासंधवधपर्व ॥

**वासुदेवउवाच** ॥ पतितोहंसडिंभकौ कंसश्चसगणोहतः ॥
॥ जरासंधस्यनिधने कालोयंसमुपागतः ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાજા, હંસ, ડિંભક, અને ચાકરે સહિત કંસ એ ત્રણે નાશ પામ્યા, ને હવે આ જરાસંધના મૃત્યુનો સમય આવ્યો છે,

તે જરાસંધ યુદ્ધમાં દેવતા તથા દૈત્યોથી પણ જીતાય નહીં એવો છે, તેને આપણે દ્વંદ્વ એટલે એ જણાયેજ સામસામે વઢવું એવા યુધ્ધે કરીને જીતવો, એમ હું ધારૂંછું. કારણ મારામાં નીતિ, ભીમસેનમાં બળ અને અમોએ રક્ષા કરેલા અર્જુનમાં જય રહ્યો છે. તેથી જેમ ત્રણ અગ્નિએ કરી યજ્ઞ થાય છે, તેમ અમે એ ત્રણ સાધનોએ કરી જરાસંધને જીતશું. તે એવી રીતે કે જ્યારે તે એકાંતમાં બેઠો હશે ત્યારે તેની પાસે જઇશું, ને અમારામાંથી એકની સાથે પણ તે યુદ્ધ કરશે એમાં મને સંદેહ નથી. તેમાં પણ તે પોતાની ભુજાના બળે કરીને ગર્વિષ્ટ હોવાથી ભીમસેન સાથે તો અવશ્ય યુદ્ધ કરશે જે મોહોટી ભુજાવાળો અને મહાબળવાન ભીમસેન, જેમ કાળ સર્વ લોકને નાશ કરવામાં સમર્થ છે તેમ નાશ કરવામાં સમર્થ છે. માટે હે રાજા, જો તમે મારા અંતઃકરણનો અભિપ્રાય જાણતા હો, ને તમને મારામાં વિશ્વાસ હોય, તો જલદીથી ભીમસેન તથા અર્જુન મને ઉધાર દાખલ આપો. વૈશંપાયન કેહેછે—એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી હર્ષયુક્ત થઇને, પાસે બેઠેલા ભીમસેન તથા અર્જુન સામે જોઇને યુધિષ્ઠિરે કહ્યું કે હે શત્રુઓને નાશ કરનાર અચ્યુત, તમે એમ નહીં બોલો. કારણ અમારા નાથ તમેજ છો, ને અમોએ તમારોજ આશ્રય કર્યો છે. હે ગોવિંદ, તમે જેમ વારંવાર કહોછો તેમજ અમને પ્રાપ્ત થાય છે, ને જેમને પ્રથમ તમારો આશ્રય નથી, તેમની સામે લક્ષ્મી પણ જોતી નથી. માટે હે શ્રીકૃષ્ણ, તમારી આજ્ઞામાં વર્તનારો હું “ જરાસંધ નાશ પામ્યો, સર્વ રાજાઓ બંધીખાનામાંથી છૂટ્યા, અને રાજસૂય યજ્ઞ પણ થયો ” એમ માનું છું. વાસ્તે તમે જેમ કહો છો તેમ ગાફલતા રહિત થઇને જલદીથી કરો. પણ હે જગત્પતિ, ભીમસેન, અર્જુન અને તમારા વિના, જેમ ધર્મ, કામ તથા દ્રવ્ય વગરનો અને રોગે કરીને પીડાયલો દુઃખી મનુષ્ય જીવવામાં ઉત્સાહ રાખે નહીં તેમ હું ઉત્સાહ રાખતો નથી. તેમજ તમારા વગર અર્જુન અને અર્જુન વગર તમે પણ જીવવામાં ઉત્સાહ રાખો તેમ નથી. અને તમે બેઉ જણાથી ત્રણલોકમાં કોઇ ન જીતાય, એમ હું માનતો નથી. વળી બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ, શૂરવીર, અને તમારી બેઉની સહાયતાવાળો ભીમસેન શું નહીં કરે ? કરણ પોતાનું બળ સારી રીતે વાપરવાથી ઉત્તમ કાર્ય થાયછે; માટે ચતુર પુરૂષોએ પોતાનું બળ વાપરવું ; ને કદાચ તેઓ ન વાપરે તો આંધળા અને મૂર્ખ પુરૂષની પેઠે કંઈ કાર્ય કરી શકે નહીં.

વાસ્તે જેમ ખેડુત લોકો મોહોટી અથવા નાની નદીના જળને ક્યારા બાંધીને પોતાની વાડીમાં લઈ જઈ ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરેછે, તેમજ ઉત્તમ પુરૂષોએ પણ નીતિથી પોતાનું બળ વાપરીને ઉત્તમ કાર્ય કરવાં. હે શ્રીકૃષ્ણ, નીતિમાર્ગ જાણનાર અને જગતમાં પ્રસિદ્ધ એવા તમારો આશ્રય કરીને અમે રાજસૂય યજ્ઞ કરવાનો યત્ન કરશું. હે ભીમસેન તમે કાર્યની સિદ્ધિ વાસ્તે આ બુદ્ધિ નીતિ અને બળે કરી યુક્ત તથા હરકંઇ કામ કરવાના ઉપાયને જાણનારા શ્રીકૃષ્ણને સર્વ કાર્યમાં મુખ્ય કરો. હે યદુકુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, જે કંઈ કાર્ય હોય તે સિદ્ધ કરવા સારૂ અર્જુને તમારી સાથે રહેવું, અને ભીમસેને અર્જુનની સાથે રેહેવું. કારણ તમો ત્રણેમાં નીતિ, બળ અને જય રહ્યાં છે, જેથી કાર્યની સિદ્ધિ થશે. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે યુધિષ્ઠિરના કેહેવાથી ભાઇઓ જેવા, મહા તેજસ્વી શ્રીકૃષ્ણ, ભીમસેન અને અર્જુન મગધદેશ પ્રત્યે જવા તૈયાર થયા. અને પોતાના સ્નેહીઓનાં શ્રેષ્ઠ વચન સાંભળી હર્ષયુક્ત થઇને તેમણે, મોહોટા તેજવાળા અને બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારા સંન્યાસિઓની પેઠે, મૃગચર્મ, દંડ, કમંડલુ, અને ગેરૂથી રંગેલાં વસ્ત્રાદિક ધારણ કરીને પોતાનાં સ્વરૂપ છૂપાવ્યાં. તે સમય તેઓનાં શરીર સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ સરખાં અત્યંત પ્રકાશમાન લાગતાં હતાં. ત્યારે ત્યાં બેઠેલા સભાસદોએ માન્યું કે હવે જરાસંધ નાશ પામશે. પછી ભીમસેન જેઓમાં મુખ્ય છે એવા, હરકંઈ કામ કરવામાં એક વિચારવાળા, યુદ્ધમાં કોઇથી ન જીતાય એવા સમર્થ, સર્વને પ્રિય, મહાત્મા, સર્વ પ્રજાને સર્વ કાર્યમાં પ્રવૃત્ત કરનાર, અને દર્ભનાં વસ્ત્રે કરી ઢાંકેલા શરીરવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન કુરૂ દેશથી રવાના થયા. તે કુરૂ અને જાંગલ દેશના મધ્ય રસ્તાએ કરી શ્રેષ્ઠ પદ્મસર પ્રત્યે ગયા. ત્યાંથી કાલકૂટ પર્વતનું ઉલ્લંઘન કરી ગંડકી અને શોણાદિ નદિયોને ઉતર્યા, પછી સરયુ નામની નદીને જોઇ, પૂર્વ દિશામાં કોશલ દેશનું ઉલ્લંઘન કર્યું, અને મિથિલા, માળા, ચર્મણ્વતી તથા ગંગાજીને પાછળ મૂકીને મગધદેશ પ્રત્યે આવી પોહોંચ્યા. ત્યાં તેમણે ગોરથ નામના પર્વત ઉપર ઉભા રહીને, ગાયોનાં ટોળાંએ કરી સાંકડું, ઘણા જળના સ્થાનકો અને શ્રેષ્ઠ વૃક્ષોવાળું જરાસંધનું શેહેર જોયું.

तेगोधनाकीर्णं मंबुमंतंशुभद्रुमं ॥
गोरथंगिरिमासाद्य ददृशुर्मागधंपुरं ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि कृष्णपाडवमागधयात्रायां गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

---

**वासुदेवउवाच** ॥ एषपार्थमहान्भाति पशुमान्नित्यमंबुमान् ॥
॥ निरामयःसुवेश्माढ्यो निवेशोमागधःशुभः ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે અર્જુન, આ ઘણાં પશુઓ તથા જળનાં સ્થાનકોવાળું રોગવગરનું અને સુંદર ગૃહોથી શોભાયમાન શેહેર જરાસંધને રેહેવાનું છે. એ શેહેરની આસપાસ શીતળ હવાવાળા એક બીજાને વળગેલા, સુગંધી પુષ્પોથી શોભિતા, મનને આનંદ આપનારા અને વિષયી પુરૂષોને પ્રિય એવાં લોધ્રાદિ વૃક્ષોનાં વનોથી વિંટાયલા વૈહાર, વરાહ, વૃષભ, -ઋષિગિરિ, અને ચૈત્યક નામે પાંચ પર્વતો છે, જે કિલ્લારૂપે રહીને તેની રક્ષા કરે છે. જ્યાં શ્રેષ્ઠ વ્રતવાળા મહાત્મા ગૌતમ ઋષિયે ઔશીનરી નામની શૂદ્રિને વિષે કાક્ષીવાનાદિ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. જેઓના વંશે ગૌતમની સમૃદ્ધિ નાશ થવાથી ત્યાંજ રહીને માગધવંશિ રાજાઓનો આશ્રય કર્યો છે, ને તે રાજાઓ ઉપર ઘણો સ્નેહ રાખ્યો છે. હે અર્જુન, પૂર્વે મહા બલવાન અંગ અને વંગાદિ રાજાઓ નિરંતર અહીં ગૌતમના આશ્રમ પ્રત્યે આવીને અનેક તરેહની રમતો કરતા હતા. તે આશ્રમની આસપાસ પીપલ તથા લોધ્રનાં વૃક્ષોની શ્રેષ્ઠ પંક્તિયો છે, ને ત્યાં શત્રુઓને તાપ પમાડનારા અર્બુદ તથા ચક્રવાપી નામના નાગો નિરંતર આવી રેહે છે અને સ્વસ્તિક તથા મણિ નાગ નામના બે નાગોને રેહેવાનાં સ્થાનકો છે. વળી મનુષ્યે મગધ દેશના શેહેરોમાં કોઇ કાળે દુષ્કાળ ન પડે તેમ કર્યું છે, ને તે શેહેરોનું કૌશિક ઋષિ તથા મણિમાન પણ સારૂ થવા ઇચ્છે છે. હવે આ ચારે બાજુથી જેને શત્રુઓ જીતી ન શકે એવા શેહેરને પામીને જરાસંધ પોતાને ઇચ્છિત પ્રાપ્ત થયેલું માને છે, તેની પાસે જઇને આપણે આજે તેનો ગર્વ નિવૃત્ત કરશું. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે વાતો કરીને મહા પરાક્રમી શ્રીકૃષ્ણ, ભીમસેન અને અર્જુન તે જરાસંધની પુરિ ગિરિવ્રજ તરફ ચાલ્યા, જેમાં શરીરે પુષ્ટ એવી ચારે વર્ણની પ્રજા હર્ષથી રેહેતી હતી. પછી જ્યારે તેની પાસે આવ્યા ત્યારે તે ઠેકાણે તેનો દરવાજો નહીં હોવાથી તેમણે, ત્યાં જરાસંધના ચાકરોયે તથા તે શેહેરની પ્રજાયે

માન્ય કરેલો, મગધવંશિ રાજાઓને ઘણો પ્રિય અને અહીં શેહેર છે એમ પોતાના ચિન્હથી જણાવી આપનાર કિલ્લારૂપી ચૈત્યક પર્વત હતો, તેની ઉપર ચઢીને તેને ભાંગવા માંડ્યો. જેના ઉપર જરાસંઘે, માંસ ભોજન કરનાર બળદ સરખા શરીરવાળા ઋષભ નામના દૈત્યને નાશ કરી, તેના ચર્મના ત્રણ ઢોલ કરાવીને રાખ્યા હતા; જેનો અવાજ એક મહીના સૂધી સંભળાતો હતો. તેઓના તથા તે ચૈત્યક કિલ્લાના શિખર અને તેની પાસેની ભિંતો તોડી તેમાં દરવાજો પાડીને, અનેક તરેહનાં આયુધો ધારણ કરનારા શ્રીકૃષ્ણ ભીમસેન અને અર્જુન તે શેહેરમાં દાખલ થયા. તે સમય ત્યાં ઘણાં અપશકુન થવા લાગ્યાં, જે હાથી ઉપર બેઠેલા જરાસંઘને તેના પુરોહિતે બતાવ્યાં. ત્યારે તેમની શાંતિ કરવા સારૂ જરાસંઘ, હવન નિયમ અને ઉપવાસ કરવાને તત્પર થયો. હવે અહીં સન્યાસિયો સરખા વ્રતવાળા પોતાની ભુજાઓરૂપ શસ્ત્રોવાળા, હથિયાર વગરના અને જરાસંઘ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણ, ભીમસેન, અને અર્જુન, શેહેરની ગલીઓમાં તરેહવાર અનાજ તથા પુષ્પની દુકાનોની સમૃદ્ધિ જોઇને રાજમાર્ગમાં ચાલ્યા, જ્યાં તેમણે માળીઓ પાસેથી બળાત્કાર કરી પુષ્પની માળાઓ લઇને ધારણ કરી. પછી ભગવાં વસ્ત્રો, પુષ્પની માળાઓ તથા કુંડળો જેમણે પેહેરેલાં છે એવા તેઓ, જેમ સિંહો ગાયોને રેહેવાના ઠેકાણાને ખોળતા જાય, તેમ બુદ્ધિમાન્ જરાસંઘના ઘરને ખોળતા ખોળતા ગયા. તે વખતે તેમની યુદ્ધમાં કુશળ એવી સાગ વૃક્ષો સરખી અને ચંદને ચોપડેલી ભુજાઓ અત્યંત શોભતી હતી. એવા તેમને મોહોટી ભુજા અને પોહોળી છાતીવાળા જોઇને મગધદેશની સર્વ પ્રજા અત્યંત વિસ્મય પામતી હતી. પછી જ્યાં ઘણા મનુષ્યો ચોકી કરતા હતા એવા ત્રણ દરવાજાને મૂકીને નિર્ભય અને ગર્વિષ્ટ એવા તેઓ જરાસંઘ પાસે જઇ ઉભા. ત્યારે તેમને પૂજા કરવા યોગ્ય જાણીને તે ઉભો થયો, ને સતકાર પૂર્વક બોલ્યો કે તમે ભલે આવ્યા. તે સમય ભીમસેન તથા અર્જુન તો બોલી શક્યા નહીં, ત્યારે મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ બોલ્યા કે હે રાજા, એ બેઉ જણાનો નિયમ છે, માટે અર્ધ રાત્રી જશે ત્યાર પછી તમારી સાથે ભાષણ કરશે. એમ શ્રીકૃષ્ણે કહ્યું ત્યારે જરાસંઘે તેમને પોતાના યજ્ઞ કરવાના ઘરમાં રાખીને પોતાના ઘરમાં પ્રવેશ કર્યો. હવે જરાસંઘનો " સન્યાસિયો અથવા બ્રાહ્મણો અર્ધ રાત્રિયે આવે તોય પણ તેમની પાસે જવું, " એવો જગતમાં

પ્રસિદ્ધ નિયમ હતો, તેથી તે અર્ધરાત્રી થઇ ત્યારે તેમની પાસે ગયો; ને તેમને પ્રથમ પ્રમાણેજ જોઇ વિસ્મય પામીને તેઓની પાસે બેઠો. ત્યારે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, મનુષ્યોમાં સિંહ સરખા તેઓએ જરાસંધને જોઇને કહ્યું કે હે રાજા, તમે કુશળ છો? તમારૂં કલ્યાણ થાઓ. એમ કહી તેની પાસે ઉભા રહી તેઓ તેની સામે વારંવાર જોવા લાગ્યા. ત્યારે જરાસંધે તેમને બેસવાનું કહ્યું એટલે તેઓ બેઠા. પછી હે કૌરવ્ય, સત્યવાદી જરાસંધ તેમની નિંદા કરતો કરતો કેહેવા લાગ્યો કે, સંન્યાસિયોનાં વ્રત ધારણ કર્યાં છે એવા તમે બ્રાહ્મણો નથી, કેમકે બહાર દેખાડવા સારૂ ચંદન અને પુષ્પની માળા ધારણ કરનારા કપટીયો પણ હોય છે, એમ હું જાણું છું. કારણ ધનુષોની પ્રત્યંચા ખેંચવાનાં થઇ રહ્યાં છે ચિન્હ જેમાં એવી તમારી ભુજાઓથી તમે ક્ષત્રિયોનું બળ ધારણ કરનારા લાગો છો! માટે તમે કોણ છો? તે સત્ય બોલો, કારણ રાજાઓ પાસે સત્ય બોલવું ઘટે છે. વળી તમે ચૈત્યક પર્વતના શિખરને ભેદી મારો અપરાધ કરીને ભય પામ્યા વગર, દરવાજા વિનાના સ્થાનકથી શેહેરમાં પ્રવેશ કરી અહીં આવ્યા છો! એ બ્રાહ્મણોથી બને નહીં, કારણ તેમનામાં માત્ર બોલવાનું ઘણું પરાક્રમ હોય છે. અને આ તમારો વેશ તો જૂદી તરેહનો છે, ને ચેષ્ટા પણ જૂદી રીતની છે, એમ મારા જોવામાં આવે છે; કારણ હું તમારી પૂજા કરવા લાગ્યો, તે તમે ગ્રહણ કરી નહીં. માટે તમોને મારી પાસે આવવાનું શું પ્રયોજન છે? તે કહો. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે જરાસંધે કહ્યું ત્યારે બોલવામાં ચતુર અને ઉદાર મનવાળા શ્રીકૃષ્ણ ગંભીર વાણીથી બોલ્યા કે હે નરાધિપ, અમે સંન્યાસિરૂપ બ્રાહ્મણો છીએ એમ તમે જાણો, કારણ સંન્યાસિઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો હોય છે. તેમાં કેટલાક ઘણા અને કેટલાક થોડા નિયમ પાળનારા હોય છે; પણ તેમાં જો ક્ષત્રિયો ઘણા નિયમ પાળે તો તે ઘણી સમૃદ્ધિને પામે, ને જે પુષ્પ ધારણ કરે તેની પાસે તો લક્ષ્મી સ્થિર થઇને રેહે છે, વાસ્તે અમે પણ પુષ્પો ધારણ કર્યાં છે. વળી ક્ષત્રિઓમાં જેવું ભુજાનું બળ હોય છે, તેવું વાણીનું બળ હોતું નથી, માટે હે બ્રહદ્રથના પુત્ર જરાસંધ, અમોએ પણ તને ક્ષત્રિઓ જેવાં વચન કહ્યાં. પણ વિધાતાએ પોતાનું બળ જે ક્ષત્રિઓની ભુજામાં રાખ્યું છે, તે જો તું જોવા ઇચ્છશે તો જોઇ શકશે. વળી દુનિયામાં એવી રીતિ છે કે, ધીર પુરૂષોએ શત્રુના ઘરમાં દરવાજા વિના બીજે રસ્તેથી

ને સ્નેહિના ઘરમાં દરવાજેથી પ્રવેશ કરવો. તેજ પ્રમાણે અમે કાર્ય વાસ્તે શત્રુના ઘર પ્રત્યે જઇને, તેની પૂજા ગ્રહણ કરતા નથી, કારણ એતું અમારૂં હમેશનું વ્રત છે, એમ તું જાણ.

कार्यवंतोगृहानेत्य शत्रुतोनार्हणांवयं ॥

प्रतिगृह्णीमतादृद्धि एतन्नःशाश्वतंव्रतं ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि कृष्णजरासंधसंवादे

गुर्जरभाषायां मेकाविंशोऽध्यायः ॥ २१ ॥

---

**जरासंधउवाच** ॥ नस्मरामिकदावैरं कृतयुष्माभिरच्युत ॥

॥ चिंतयंश्चनपश्यामि भवतांप्रातिवैकृतं ॥

જરાસંધ કેહે છે—મેં તમારી સાથે વૈર ક્યારે કર્યું છે, તે મને સાંભરતું નથી, ને કદાચ તમારૂં અપ્રિય કર્યું હશે, પણ તેનો વિચાર કરતાં મને કંઇ યાદ આવતું નથી. માટે મેં કંઇ તમારૂં અપ્રિય ન કર્યું હોય તો તમે મને શત્રુ કેમ કહો છો? કેમકે સત્પુરૂષોએ સાચું બોલવું એવી મર્યાદા છે, જેને તોડનારા પુરૂષો ઘણા ખેદને પામે છે. વળી જો કોઇ ધર્મને જાણનારો મહારથિ ક્ષત્રિય, કોઇ નિરપરાધિને અપરાધિ ઠેરવી, તેની સાથે વૈર રાખીને વર્તે તો તે ખરાબ હાલતને પામે છે, ને તેના શરીરનો પણ વિનાશ થાય છે. વળી ધર્મને જાણનાર પુરૂષો, સર્વ ધર્મોથી ક્ષત્રિઓનો ધર્મ શ્રેષ્ઠ માનીને, બીજા કોઇ ધર્મને વખાણતા નથી, માત્ર એજ ધર્મને વખાણે છે, માટે હું એવા ક્ષત્રિયના ધર્મમાં સ્થિર ચિત્તથી વર્ત્તનારો અને કોઇનો પણ અપરાધ નહીં કરનારો છું, જેની પાસે આવીને તમે ગાફલતાથી કેમ ખોટું બોલો છો? શ્રીકૃષ્ણ કેહે છે—હે મોહોટી ભુજાવાળા જરાસંધ, કોઇએક પોતાના કુળને વૃદ્ધિ પમાડનારો પુરૂષ છે, જે કોઇથી ન થએલું કાર્ય કરવા ઇચ્છે છે, તેની આજ્ઞાથી અમે અહીં આવીને તારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છીએ. હે રાજા, તું સર્વ પૃથ્વીમાં રેહેનારા રાજાઓને બંધીખાનામાં નાંખીને, કેમ માને છે કે મારો કંઇ અપરાધ નથી? હે રાજાઓમાં શ્રેષ્ઠ, કોઇ પણ બળવાન રાજા, નિરપરાધિ રાજાઓને મારતો નથી, ને તું તો દુર્બળ રાજાઓને બંધીખાનામાં નાખીને

રૂદ્ર યજ્ઞ કરવાની ઇચ્છા રાખે છે। એજ તેં અમારો અપરાધ કર્યો છે, પણ અમે ધર્મમાં વર્તનારા પુરૂષોની રક્ષા કરવામાં સમર્થ છીએ। અમે કોઈ દિવસે યજ્ઞમાં મનુષ્યો હોમાયાં દીઠાં નથી, ને તું તો મનુષ્યોરૂપ બળીએ મહાદેવજીનો યજ્ઞ કરવાની ઇચ્છા રાખે છો પણ હે રાજા, યજ્ઞમાં તો પશુઓનો વધ થાય છે, તેમાં કોઇ પણ મનુષ્ય તારીપેઠે માણુસોનો વધ કરી બળી આપવાની અવળી મતિ કરતો નથી કારણ જે મનુષ્ય જેવી હાલતમાં રહીને જેવું કર્મ કરે છે, તેને તેવા ફળની પ્રાપ્તિ થાય છે. માટે દુ:ખી મનુષ્યોની રક્ષા કરનારા અમે, તે ક્ષત્રિઓને બચાવવા અને તેમને હોમવાની ઇચ્છા રાખનારો જે તું, તેને નાશ કરવા વાસ્તે અહીં આવ્યા છીએ. અને તું આ જગતને વિષે "ક્ષત્રિઓમાં મારા સરખો કોઇ નથી" એમ જે માને છે, તે તારી બુદ્ધિ નાશ પામેલી જણાય છે. વળી હે રાજા, જો કોઈ બળવાન ક્ષત્રિય, પોતાની જ્ઞાતિની રક્ષા કરવા સારૂ તેના શત્રુ સાથે યુદ્ધ કરીને કદી મૃત્યુ પામે, તો તે સ્વર્ગમાં રહીને સર્વ લોકને પામે છે, એમ તું જાણ. કારણ જેમ વેદ ભણવાથી, યશ સંપાદન કરવાથી અને તપ કરવાથી સ્વર્ગ મળે છે, તેમ ક્ષત્રિઓને પણ યુદ્ધમાં મૃત્યુ થાય તો ઘણા સુખવાળા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે, જે સ્વર્ગમાં રહીને ઇંદ્ર સર્વ દૈત્યોને જીતી સર્વ જગતનું પાલણ કરેછે. હે રાજા, મગધદેશની મોહોટી સેના તથા પોતાની ભુજાના બળેકરી ગર્વિષ્ટ એવો તું, તેને સ્વર્ગ પ્રત્યે જવા સારૂ અમારી સાથે જેવું વૈર થયું છે, તેવું બીજા કોઇની સાથે થાય નહીં. હે રાજા, આ જગતમાં સર્વ મનુષ્યોને વિષે સરખું બળ હોતું નથી, તેથી કોઇ મનુષ્ય તારા સરખો અથવા તારાથી વિશેષ બળવાન પણ હોય છે. આ અમે તારા શત્રુઓ છીએ, જેને તારે એમ ન માનવું કે એ મને શું કરશે? કારણ જ્યાં સુધી તેં અમારૂં બળ જોયું નથી, ત્યાંસુધી તું એમજ માનીશ, પણ જ્યારે અમારી સાથે યુદ્ધ કરીશ, ત્યારે તને ખબર પડશે. આ અમારૂં બળ તારાથી સહન થાય એમ નથી, ને તારૂં બળ અમે સહન કરી શકશું. તેથી હે રાજા, હું તને કહુંછું કે અમે બળે કરીને તારા બરોબરીઆ વા અધિક છીએ; વાસ્તે તું પોતાના ગર્વનો ત્યાગ કર. અને જેમ પૂર્વે પોતાનું કલ્યાણ નહીં વિચારનારા દંભોદ્દભવ, સહસ્ત્રાર્જુન, ઉત્તર, અને બ્રહદ્રથ રાજા સેનાએ સહિત નાશ પામ્યાછે, તેમ તું પોતાના પુત્ર, પ્રધાન, અને સેના-

એ સહિત નાશ પામીને યમલોકને પામો, કારણ તને મારવાની ઇચ્છાવાળા અને કપટથી વેશ ધારણ કરેલા અમે બ્રાહ્મણો નથી. આ હું એમના મામા વસુદેવનો પુત્ર અને તારો શત્રુ કૃષ્ણ છું, ને એઓ મનુષ્યમાં મહા શૂરવીર પાંડુ રાજાના પુત્ર પાંડવો છે. હે જરાસંધ રાજા, અમે તને યુદ્ધ કરવા કહીયે છીએ, વાસ્તે તું સ્થિર થઇને અમારી સાથે યુદ્ધ કર, ને મૃત્યુ પામી યમ લોકમાં જા, અથવા બંદીખાનામાં નાખેલા રાજાઓને છોડી દે. જરાસંધે કહ્યું કે, હું કોઇ ક્ષત્રિઓને જીત્યા વગર રહ્યો નથી, ત્યારે પૃથ્વીમાં મારાથી જીતાયા વગરનો કોણ છે ? કદી કોઇ હશે તો તે મારો શત્રુ છે. હે કૃષ્ણ, ક્ષત્રિઓની એવી પણ રીતિ છે કે પોતાના બળથી શત્રુઓને જીતી વશ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે કરવું. તે પ્રમાણે રૂદ્ર યજ્ઞ કરવા વાસ્તે મેં ક્ષત્રિઓને જીત્યા છે, તેમને હું કેમ મૂકી આપું ? વાસ્તે તમે જો તમારી સેનાએ સહિત યુદ્ધ કરવા ઇચ્છતા હો તો તેમ, અથવા કહો તો હું એકલો તમારામાંથી એક સાથે, વા બેઉ સાથે, અથવા ત્રણે સાથે યુદ્ધ કરૂં ? તમે જેમ કહેશો તેમ હું યુદ્ધ કરવાને તૈયાર છું. વૈશંપાયન કેહે છે— હે જનમેજય, એમ કહીને અત્યંત ભયંકર પરાક્રમથી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા જરાસંધે પોતાના પુત્ર સહદેવને રાજ્યગાદિ ઉપર અભિષેક કરવાની પ્રધાનોને આજ્ઞા આપી. પછી તે બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ સિંહ સરખો પરાક્રમી, યુદ્ધમાં યાદવોથી નહીં નાશ પામેલો, અને બ્રહ્માની આજ્ઞાથી જેને શ્રીકૃષ્ણે નાશ નહીં પમાડ્યો હતો, એવા જરાસંધે યુદ્ધ કરવાનો સમય આવ્યો, ત્યારે પોતાના સેનાપતિને અને કૌશિક તથા ચિત્રસેનને યાદ કર્યા, જેમને મનુષ્ય લોકમાં શ્રેષ્ઠ પુરૂષો, હંસ અને ડિંભક નામથી જાણતા હતા, ને જેઓ વિષે મેં તને પૂર્વે કહેલું છે.

યયોસ્તેનામનીરાજન્ હંસેતિડિંભકેતિચ ॥

પૂર્વંસંકથિતંપુંભિં નૃલોકેલોકસત્કૃતે ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि जरासंधयुद्धोद्योगे
गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततस्तंनिश्चितात्मानं युद्धाययदुनंदनः ॥
॥ उवाचवाग्मीराजानं जरासंधमधोक्षजः ॥

વૈશંપાયન કેહે છે—પછી યદુનંદન શ્રીકૃષ્ણે યુદ્ધ કરવા વારતે સ્થિર મનવાળા જરાસંધને કહ્યું કે હે રાજા, અમે ત્રણ જણામાંથી તારે કેની સાથે યુદ્ધ કરવાની મરજી છે? તે કેહે. એમ શ્રીકૃષ્ણે કહ્યું ત્યારે મહા કાંતિમાન્ જરાસંધ બોલ્યો કે હું ભીમસેન સાથે યુદ્ધ કરીશ. વૈશંપાયન કેહે છે—જરાસંધનું એવું બોલવું સાંભળી તેનો પુરોહિત તેજ વખતે એક સુંદર પુષ્પની માળા અને બીજા પણ મંગળનાં પદાર્થો, તથા યુદ્ધમાં થતાં દુઃખ અને મૂર્છાને ટાળનારી ઔષધિયો લઈ આવી તેની પાસે ઉભો. પછી તેણે જરાસંધને સ્વસ્તિવાચન કર્યું. એટલે તે મહાબુદ્ધિમાન્ અને ભયંકર પરાક્રમવાળો જરાસંધ, પોતાના ક્ષત્રિય ધર્મનું સ્મરણ કરી, કવચ પેહેરી અને પોતાનો મુકુટ ઉતારી મસ્તકના કેશ સરખા બાંધીને, જેમ સમુદ્ર ક્ષોભ પામી લેહેરોએ કરી ઉઠે તેમ ઉઠ્યો, ને ભીમસેન પ્રત્યે બોલ્યો કે હે ભીમસેન, હું તારી સાથે યુદ્ધ કરીશ. એ પ્રમાણે ભમસેનને કહીને, તે મહા તેજસ્વિ જરાસંધ તેની સાથે યુદ્ધ કરવા સારૂ, જેમ બલિરાજા ઈંદ્ર સાથે યુદ્ધ કરવા તૈયાર થયો હતો, તેમ તૈયાર થયો. ત્યારે મહાબળવાન ભીમસેન પણ સ્વસ્તિવાચન કરાવી શ્રીકૃષ્ણ સાથે મનસુબો કરીને તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. પછી તે મનુષ્યોમાં સિંહસરખા ભુજાઓરૂપ શસ્ત્રોવાળા, મહાશૂરવીર, અને પરસ્પરે એકબીજાને જીતવાની ઇચ્છાવાળા ભીમસેન તથા જરાસંધ મોહોટા હર્ષથી સામસામે ઉભા. અને તેમણે પ્રથમ એક બીજાના હાથ ઝાલી ખૂબ લાવી નમસ્કાર કરી, પોતાના ખભાઓ ઠોકયા. પછી હે સમર્થ રાજા, તેઓ પરસ્પરે એકબીજાની કાંધમાં ભુજાઓ મારી બથોબથ આવીને વારંવાર અનેક રીતે હાથ ગગના પ્રહારો કરવા લાગ્યા. તેઓ પરસ્પરે બગલોમાં હાથની આંટી નાખી હાથો બાંધી લેતા, ને કપાળો પછાડતા, તેથી જેમ બે પથ્થરો સામેસામે પછડાય ને મોહોટા અવાજ થાય, તેમ અવાજ થતા હતા. પછી પ્રરસ્પરે પગની લાતો વાગવાથી શિથળ થઇ ગઇ હતી નાડીઓ જેમની, એવા તે ભીમસેન અને જરાસંધ, એકબીજાની છાતિયોમાં મુષ્ટિઓ મારતા ને પરસ્પર મસ્તકોના કેશ પકડીને યુદ્ધ કરતા હતા. તે સમય તેઓ મોહોટા હાથિઓ સરખા શબ્દ કરતા, ને મેઘ સરખી ગર્જના કરતા હતા. પછી તેઓ એક બીજાની સામે જોઇ પરસ્પરે ખેંચીને યુદ્ધ કરવા લાગ્યા. તેમાં હાથની બથોથી એક બીજાને પીડા પમાડી, પેટ, કેડ, અથવા પડખાઓમાંથી પકડ-

ડીને છેટે ફેંકી નાખતા, ને એ પગ વચ્ચેથી પકડી પોતાના ગળા સૂધી ઉંચે ઉપાડીને જમીન ઉપર પછાડતા હતા વળી કમરમાંથી પકડીને જમીનમાં દાબતા પણ હતા. અને વારંવાર ભુજાઓના ઘણા પ્રહાર કરતા તેથી તેમને મૂર્ચ્છા પણ આવી જતી હતી; પણ પાછા ઉઠીને વળી પરસ્પરે મસ્તકો પછાડતા હતા. એ પ્રમાણે ભયંકર યુદ્ધ થતું હતું તે જોવાસારૂ, ગિરિવ્રજ શેહેરમાં રેહેનારા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર અને સ્ત્રિયો, સર્વે ત્યાં આવી ઉભાં હતાં; જેમનાથી તે રણભૂમિ ભરાઇ ગઇ હતી. હવે તે બેઉજણા એક બીજાની કાંધમાં હાથ નાખી પોતપોતાની તરફ ખેંચતા, પગ ઝાલીને છેટે નાખી દેતા, ને હાથના ઘણા પ્રહાર કરતા જેના મોહોટા વજ્ર સરખા શબ્દ થતા હતા. તે સમય પરસ્પરે જીતવાની ઇચ્છાવાળા તે બેઉજણા એક બીજાને મારવાનાં છિદ્રો જોયા કરતા હતા. તેવામાં યુદ્ધ જોવા વાસ્તે આવેલાં મનુષ્યોથી તે યુદ્ધભૂમિ સંકડાઇ ગએલી જોઇને, ભીમસેને જરાસંધના હાથમાંથી પોતાના હાથ છોડાવી લઇ તે મનુષ્યોને દૂર કર્યાં, ને પાછું યુદ્ધ કરવા માંડ્યું. તે સમયનું તેમનું યુદ્ધ, જેવું ઈંદ્ર અને વત્રાસુરનું યુદ્ધ થયું હતું તેવું થયું. તેમાં એક બીજાને તેઓ છેટે ફેંકી નાખતા, પોતાની તરફ ખેંચી લેતા, અને જમીન ઉપર પછાડી નાખતા હતા. વળી ગોઠણોથી પણ મારતા અને એક બીજાને મોહોટા શબ્દે કરી તિરસ્કારનાં વચનો કહી, પથ્થર તથા ગદા સરખી ભુજાઓથી પ્રહાર કરતા ને બાથમાં બાથ ઘાલી પરસ્પરે પીડા કરતા હતા. હે રાજા, એ પ્રમાણે તેમણે ખાધાપીધા વગર કાર્તિક શુકલ પ્રતિપદા એટલે એકમથી તે ત્રયોદશિ પર્યંત, દિવસ રાત્રિમાં કંઇપણ વિશ્રામ લીધા વગર યુદ્ધ કરયું, ને જયારે ચતુર્દશિની રાત્રિ થઇ ત્યારે જરાસંધ થાકી ગયો. તે જોઇને શ્રીકૃષ્ણે નીતિના વાકયે કરી જરાસંધને મારવાનો સમય બતાવવા ભીમસેનને કહ્યું કે હે કુંતીના પુત્ર ભીમસેન, યુદ્ધમાં થાકી ગયેલા શત્રુને પીડા પમાડવો યોગ્ય નથી, કારણ તેમ કરેથી તે મૃત્યુ પામેછે। વાસ્તે તમારે જરાસંધને પીડા પમાડવો નહીં, પણ એની સાથે સારી રીતિથી ભુજાએ કરી યુદ્ધ કરવું. વૈશંપાયન કેહેછે—એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તથા થાકી ગએલા જરાસંધને જોઈને, શત્રુઓના બળને નાશ કરનાર ભીમસેને તેને મારવાની મરજી કરી. પછી તે કુરૂવંશમાં ઉત્પન્ન થએલા અને બળવાનોમાં શ્રેષ્ઠ, એવા વૃકોદર ભીમસેને કોઇથી ન જીતાય એવા તે જરાસંધને જીતવા સારૂ મોહોટો ક્રોધ કર્યો.

ततस्तमजितंजेतुं जरासंधंवृकोदरः ॥
संरंभंबलिनांश्रेष्ठो जग्राहकुरुनंदनः ॥
इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वाणि जरासंधक्रांतौ गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

**वैशंपायनउवाच** ॥ भीमसेनस्ततःकृष्ण मुवाचयदुनंदनं ॥
॥ बुद्धिमास्थायविपुलां जरासंधवधेप्सया ॥

વૈશંપાયન કેહેછે—પછી ભીમસેને જરાસંધને મારવા વાસ્તે વિચાર કરી યદુનંદન શ્રીકૃષ્ણને કહ્યું કે હે યાદવોમાં સિંહરૂપ, હું આ પાપરૂપ જરાસંધને મારા બળે કરીને મારવા સમર્થ નથી. ત્યારે જરાસંધને મારવાની ઉતાવળથી શ્રીકૃષ્ણે કહ્યું કે હે ભીમસેન, તમારો અવતાર વાયુના અંશથી છે તેથી તમારામાં તેનું બળ રહ્યું છે. જે તમે જરાસંધને આજે જલદીથી દેખાડો, ને તેમાં વિલંબ કરો માં. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી શત્રુઓને જીતનારા ભીમસેને, તે જરાસંધને ઉપાડી સો વાર ફેરવીને પૃથ્વી ઉપર નાખ્યો, ને તેની કમરમાં પોતાના ગોઠણો ભરાવી તેને ખુબ દાબીને મોહોટો શબ્દ કર્યો. ત્યારે જરાસંધે પણ પ્રહારની વેદનાથી મોહોટી ચીસ પાડી. એ બેઉના શબ્દો ઘણા ભયંકર થયા, જે સાંભળીને મગધદેશની સર્વ પ્રજા ત્રાશ પામી, ગર્ભવંતી સ્ત્રિયોના ગર્ભો કવખતે સ્ત્રવી ગયા, ને સર્વ પ્રજાએ ધાર્યું કે, શું આ ભીમસેનના શબ્દે કરી હિમાચળ પર્વત અથવા પૃથ્વી ભેદ પામશે! પછી જરાસંધને, ભીમસેને તેનો એક પગ પોતાના પગેથી દાબી અને બીજો પગ પોતાના હાથેથી ખેંચીને ચીરી નાખ્યો. ને તેનાં બે ફાડિયાં મેળવી જાણે તે સુતોજ હોય તેમ કરીને, તેને રાજદ્વાર પ્રત્યે નાખી દીધો. પછી ત્યાંથી તેઓએ રાત્રીમાંજ જવાનો વિચાર કર્યો. ત્યારે શ્રીકૃષ્ણે, જરાસંધનો જે શ્રેષ્ઠ ધ્વજા પતાકાવાળો રથ હતો, તે જોડી તેમાં ભીમસેન તથા અર્જુનને બેસાડ્યા, ને પોતે તે રથ હાંકવા બેઠા. પછી બંધીખાનામાં પડેલા રાજાઓ પાસે જઇને, તેમને બંધનમાંથી છોડાવ્યા, ત્યારે તેમણે શ્રીકૃષ્ણને ઘણાં રત્નો આપ્યાં. પછી શ્રીકૃષ્ણ તે રથમાં બેસીને તે રાજાઓ સહિત ગિરિવ્રજમાંથી બાહાર નીકળવા લાગ્યા. તે સમય શ્રીકૃષ્ણરૂપ સારથીવાળા શત્રુઓને નાશ કરનારા દર્શન કરવા યોગ્ય,

અને કોઇ રાજાઓથી ન જીતાય એવા ભીમસેને સહિત અર્જુન ઘણા શો-ભતા હતા. ને તેઓ સહિત શ્રીકૃષ્ણ જેમાં બેઠા હતા એવો તે દૃઢ રથ ઘણો શોભતો હતો. અને જેમ પૂર્વે બૃહસ્પતીની સ્ત્રી તારાને ચંદ્રે હરણ કરી હતી, તે નિમિત્ત દેવતાઓ તથા દૈત્યોનું યુદ્ધ થયું હતું, ત્યારે ઈંદ્ર અને વિષ્ણુ રથમાં બેસીને ફરતા હતા તેમ શ્રીકૃષ્ણ તે સમય રથમાં બેસીને શેહેરની બહાર જતા હતા ત્યારે તેઓ, તપાવેલા સુવર્ણ સરખી કાંતિવાળા, ચોતરફ ઘુઘરીઓથી શોભાયમાન, મેઘ સરખી ગર્જનાવાળા શત્રુઓને ભય ઉત્પન્ન કરનાર, અને જેમાં બેસીને ઈંદ્રે નવાણું દૈત્યોનો નાશ કર્યો હતો, એવા તે રથને પામીને બહુ હર્ષ પામતા હતા, ને તેમને જોઇને મગધ દેશની પ્રજા બહુ વિસ્મય પામતી હતી. પછી શ્રીકૃષ્ણે, તે રથને નહીં સ્પર્શ કરે એટલી ઉંચી, ઈંદ્રના વજ્ર સરખી પ્રકાશમાન, અને એક યોજન છેટેથી દેખાય એવી તે રથની ધ્વજાને જોઇને, સર્પોને ભૃક્ષણ કર-નારા ગરૂડને યાદ કર્યો, કે તેજ વખતે તે તેમની પાસે આવી ઉભો. પછી તે ધ્વજામાં રહેલા ઉઘાડેલા મોહોઢાવાળા અને મોહોટા શબ્દ કર-નારા સર્વ પ્રાણિઓની સાથે ગરૂડ તે રથની ધ્વજામાં બેઠો, ને જેમ મધ્યા-ન્હકાળમાં સૂર્ય કિરણોએ કરી શોભે તેમ શોભવા લાગ્યો. અને તે વૃક્ષોમાં ન અટકે તથા શસ્ત્રોથી પણ નાશ ન પામે એવી ધ્વજા મનુષ્યોમાં ઘણી સું-દર દેખાવા લાગી. હવે તે રથ ઈંદ્ર પાસેથી વસુ રાજાને મળ્યો હતો, ને તેની પાસેથી બ્રહદ્રથ રાજાને પ્રાપ્ત થયો, અને તેણે જરાસંધને આપ્યો હતો. એવા તે રથમાં બેઠેલા ભીમસેન તથા અર્જુન સહિત શ્રીકૃષ્ણ, તે ગિરિ-વ્રજ શેહેરમાંથી બાહાર આવીને એક મોહોટું મેદાન હતું ત્યાં ઉભા. ત્યારે તે શેહેરમાં રેહેનારા બ્રાહ્મણાદિ પુરૂષો શ્રીકૃષ્ણને વિધિયુક્ત સત્કાર કરવા સારૂ ત્યાં આવ્યા, ને બંદીખાનામાંથી છૂટેલા રાજાઓ શ્રીકૃષ્ણની પૂજા કરીને કેહેવા લાગ્યા કે, હે મોહોટી ભુજાવાળા શ્રીકૃષ્ણ, જરાસંધરૂપી ભયંકર તળાવમાં અને તેણે આપેલા દુઃખરૂપી કાદવમાં પડેલા અમોને ત-મે બાહાર કાઢીને દુઃખી પુરૂષોનાં દુઃખને ટાળવાનું કામ કર્યું. તે ભીમ-સેન તથા અર્જુનના બળે કરી યુક્ત અને દેવકીના પુત્ર એવા તમે કરી શકો, તેમાં કંઇ આશ્ચર્ય નહીં. માટે હે શ્રીકૃષ્ણ, તમે ગિરિવ્રજ નામના કિલ્લા રૂપી બંધીખાનામાંથી અમોને છોડાવ્યા, એ અમારા ભાગ્યનો ઉદય થયો એમ અમે માનીએ છીએ, ને તેથી હે યાદવોને આનંદ આપનારા, તમને

પણ યશ મળ્યો એ ઘણું સારૂં થયું છે. હવે અમે નમ્રતાવાન થઇ તમારી પાસે ઉભા છીએ, વાસ્તે તમે અમોને હરકંઇ કામ કરવાની આજ્ઞા આપો. જે કામ કદાચ દુઃખે કરીને પણ નહીં થાય એવું હશે, તોયપણ અમે સર્વ રાજાઓએ મળી તે કર્યુંજ છે એમ તમે જાણજો. ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા કે, હમણાં યુધિષ્ઠિર રાજા રાજસૂય યજ્ઞ કરી ચક્રવર્તી થવાની ઈચ્છા રાખે છે, માટે તમે સૌ તેની સહાયતા કરજો. વૈશંપાયન કેહે છે—એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને સર્વ રાજાઓએ કહ્યું કે ઘણું સારૂં. પછી તેમણે શ્રીકૃષ્ણને ઘણાંક રત્નો આપ્યાં, જે શ્રીકૃષ્ણે ઘણી ખેંચથી તેમના ઉપર કૃપા કરીને ગ્રહણ કર્યાં. તેટલામાં ત્યાં જરાસંધનો પુત્ર ઉદાર મનવાળો સહદેવ ભય પામીને, પોતાના ચાકરો, પ્રધાનો તથા પુરોહિતે સહિત શ્રીકૃષ્ણ પાસે આવ્યો, ને નમ્રતાવાન થઈ તેણે તેમને ઘણાંક અમુલ્ય રત્નો આપ્યાં. જે શ્રીકૃષ્ણે તેને અભય આપીને ગ્રહણ કર્યાં, ને તેજ વખતે તેને ખુશીથી રાજ્યાભિષેક કર્યો. ત્યારે સહદેવે, શ્રીકૃષ્ણ, ભીમસેન તથા અર્જુન સાથે ઐક્ય એટલે દૃઢ સંપ કરી તેમનાથી સત્કાર પામીને, પોતાના ગિરિવ્રજ નામના શેહેરમાં પ્રવેશ કર્યો. અને ભીમસેન તથા અર્જુને સહિત શ્રીકૃષ્ણ ઘણાં રત્નો લઇ મોહોટી શોભા પામીને ત્યાંથી ચાલ્યા. તે ઈંદ્રપ્રસ્થમાં આવી યુધિષ્ઠિરને મળ્યા, ને તેને પ્રસન્ન કરી બોલ્યા કે હે રાજાઓમાં શ્રેષ્ઠ, આ ભીમસેને મહાબળવાન જરાસંધ રાજાનો નાશ કરીને સર્વ રાજાઓને બંધીખાનામાંથી છોડાવ્યા છે ! અને હે ભારત, આ તમારા ભાઇઓ ભીમસેન તથા અર્જુન કંઈપણ શસ્ત્રાદિ લાગ્યા વગર કુશળતાથી પાછા પોતાના શેહેર પ્રત્યે આવ્યા છે ! વૈશંપાયન કેહે છે – એવું સાંભળી હર્ષ પામીને યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની યથા યોગ્ય પૂજા કરી, ને ભીમસેન તથા અર્જુનને પોતાના હૃદયની સાથે મેળવ્યા. પછી યુધિષ્ઠિર રાજા, જરાસંધ નાશ પામ્યો, ને ભીમસેન તથા અર્જુને જય મેળવ્યો તે વિસ્તારથી જાણીને પોતાના ભાઇઓ સહિત હર્ષ પામવા લાગ્યા. અને બંધીખાનામાંથી છૂટેલા સર્વ રાજાઓ જે શ્રીકૃષ્ણ સાથે આવ્યા હતા, તેમને યથા યોગ્ય મળ્યા, ને તેમનો સત્કાર કરીને તેઓએ તે સર્વને જવાની રજા આપી. ત્યારે હર્ષ પામી અનેક તરેહનાં વાહનોમાં બેસીને તે સૌ રાજાઓ પોતપોતાના દેશો પ્રત્યે ગયા. હે જનમેજય, એ પ્રમાણે પુરૂષોમાં સિંહરૂપ અને મહાબુદ્ધિમાન્ શ્રીકૃષ્ણે પાંડવોથી પોતાના શત્રુ જરાસંધનો નાશ કરાવીને, દ્વારકાં જવા માટે યુધિ-

ષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, ધૌમ્યાચાર્ય, કુંતી, દ્રૌપદી અને સુભદ્રાની રજા લીધી. પછી યુધિષ્ઠિરાદિ પાંડવોથી સન્માન પામી તેમણે આપેલા રથમાં બેસીને તેઓ દ્વારકાં પ્રત્યે ગયા. હવે હે ભારત, તે પાંડવો જય પામી રાજાઓને અભય આપીને તથા જરાસંધને મારવાથી મોહોટો યશ મેળવીને, દ્રૌપદીને અત્યંત ખુશી કરતા હતા. અને યુધિષ્ઠિર રાજા તે સમય ધર્મ અર્થ અને કામ જેમાં રહ્યાં છે, એવી રીતિથી પ્રજાને પાલન કરવા યોગ્ય વાતો કરતા હતા.

तस्मिन्कालेतुयद्युक्तं धर्मकामार्थसंहितं ॥

तद्राजाधर्मतश्चक्रे प्रजापालनकीर्त्तनं ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि जरासंधवधे

गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

॥ समाप्तंच जरासंधवधपर्व ॥

---

॥ अथदिग्विजयपर्व ॥

**वैशंपायनउवाच** ॥ पार्थप्राप्यधनुः श्रेष्ठमक्षय्यौचमहेषुधी ॥

॥ रथंध्वजंसभांचैव युधिष्ठिरमभाषत ॥

વૈશંપાયન કેહેછે—પછી જેણે મયદાનવ પાસેથી શ્રેષ્ઠ ધનુષ, અક્ષય બાણોનાં બે ભાથાં, ધ્વજાએ સહિત રથ અને સભા મેળવીછે એવા અર્જુને યુધિષ્ઠિર રાજાને કહ્યું કે હે રાજન્, મને મારી ઇચ્છા પ્રમાણે બીજા કોઇને દુઃખે કરી પણ ન મળે એવાં ધનુષ્, શસ્ત્રો, બાણો, વીર્ય, શ્રીકૃષ્ણનો પક્ષ અને યશ મળ્યાંછે, માટે હું આપણા ભંડારોમાં દ્રવ્ય વધારવા ઇચ્છુંછું. તેથી હે રાજાઓમાં શ્રેષ્ઠ, હું જય મેળવવા વાસ્તે, જે દિવસે સારૂં મુહૂર્ત અને નક્ષત્ર હશે, તે દિવસે ઉત્તર દિશા પ્રત્યે જઇશ, ને ત્યાંના સર્વ રાજાઓને જીતીને તેમના પાસેથી કર લઈ આવીશ. એવાં અર્જુનનાં વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે સ્નેહયુક્ત ગંભીર વાણીએ કરી કહ્યું કે હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તમે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને, શત્રુઓને ખેદ ઉત્પન્ન કરવા તથા આપણા સ્નેહિઓને આનંદ પમાડવા વાસ્તે જ્યાં જશો, ત્યાં તમોને જય અને ઇચ્છિત કામના પ્રાપ્ત થશે. વૈશંપાયન કેહે

છે, એમ યુધિષ્ઠિરે આજ્ઞા આપ્યા પછી અર્જુન પોતાની સાથે મોહોટું સૈન્ય લઇ અગ્નિએ આપેલા રથમાં બેસીને, દિગ્વિજય કરવા સારૂ ઉત્તર દિશા તરફ ચાલ્યો. તેમજ હે રાજા, ભીમસેન પણ સેનાસહિત પૂર્વદિશામાં, અસ્ત્રવિદ્યા જાણનારા નકુલ પશ્ચિમદિશા તરફ, તથા સહદેવ દક્ષિણદિશામાં દિગ્વિજય વાસ્તે ગયા અને સ્નેહિઓના સમુદાયથી વીંટાયલા સમર્થ એવા ધર્મરાજ યુધિષ્ઠિર સુંદર શોભાથી ઇંદ્રપ્રસ્થમાં રહ્યા.

खांडवप्रस्थमध्यस्थो धर्मराजोयुधिष्ठिरः ॥

आसीत्परमयालक्ष्म्या सुहृद्गणवृतप्रभुः ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि दिग्विजयसंक्षेपकथने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

---

**जनमेजयउवाच** ॥ दिशामाभिजयंब्रह्मन् विस्तरेणानुकीर्त्तय ॥

॥ नहितृप्यामिपूर्वेषां शृण्वानश्चरितंमहत् ॥

જનમેજય કહેછે—હે બ્રહ્મન્, પાંડવોનો દિગ્વિજય મને વિસ્તારથી કહો, કારણ હું તે મારા વૃદ્ધ પ્રપિતામહોનાં શ્રેષ્ઠ ચરિત્ર સાંભળતાં તૃપ્ત થતો નથી. વૈશંપાયન કેહે છે—હે રાજા, જેણે એકદમ પૃથ્વીના ઘણાક રાજાઓને જીત્યા, એવા અર્જુનનો દિગ્વિજય પેહેલાં કહું તે સાંભળો. પ્રથમ મહાબાહુ અર્જુને થોડા પરાક્રમે કરી કુલિંદદેશના સર્વ રાજાઓને વશ્ય કર્યા. પછી તેણે આનર્ત્ત તથા કાલકૂટ દેશના રાજાઓને જીતી પોતાની સેનાનું બળ કોઇથી ન જીતાય એવું કર્યું. પછી તે સેનાએ સહિત અર્જુન શાકલદ્વીપ તથા પ્રતિવિંધ્ય નામના રાજાને જીત્યો. અને તે શાકલદ્વીપના બીજા રાજાઓ તથા સાત દ્વીપોમાં રેહેનારા રાજાઓની સેનાઓ સાથે અર્જુનને મોહોટું યુદ્ધ થયું. તેમાં હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, તે મોહોટા બાણોવાળા સર્વ રાજાઓને જીતી અર્જુન તેમને પોતાની સાથે લઇને, જેમાં પાહાડી લોકો, ચીનાઓ અને સમુદ્રને કિનારે રેહેનારા મોહોટા યોદ્ધાઓ રેહેતા હતા એવા પ્રાગ્જ્યોતિષ પુર પ્રત્યે ગયો, જ્યાં ભગદત્ત નામનો મોહોટો રાજા રાજ્ય કરતો હતો. તેની સાથે મહાત્મા અર્જુનને આઠ દિવસ સૂધી મોહોટું યુદ્ધ થયું. ત્યારે તેણે હસીને અર્જુનને

કહ્યું કે હે કુરૂવંશને આનંદ આપનાર, હે મહાબાહુ અર્જુન, ઈંદ્રના અંશથી ઉત્પન્ન થએલો અને યુદ્ધમાં પોતાના પરાક્રમે કરી શોભાયમાન એવો તું યુદ્ધમાં પણું પરાક્રમ કરે, એ તને યોગ્ય છે. હે અર્જુન, હું ઈંદ્રનો સખા છું ને યુદ્ધમાં બળે કરીને ઈંદ્રથી ઓછો ઉતરૂં એમ નથી તોપણ આ યુદ્ધમાં તારી સામે ઉભા રેહેવાને સમર્થ નથી. માટે હે પાંડુરાજાના પુત્ર, હું તારૂં શું પ્રિય કરૂં? તું જે કેહેશે તે કરીશ? અર્જુને કહ્યું કે હે રાજા હું સર્વ ધર્મ જાણનારા, સત્ય વચન બોલનારા, ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરનાર અને કુરૂવંશમાં શ્રેષ્ઠ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને ચક્રવર્ત્તી કરવાની ઇચ્છા રાખું છું, માટે તમે તેને કર આપો. તમે મારા પિતાના સખા છો, તેથી મારે તમોને પ્રસન્ન કરવા જોઇએ; માટે આટલોજ કર આપો, એમ હું તમોને કહેતો નથી. પણ તમારી ઇચ્છા પ્રમાણે આપવાનું કહું છું. ભગદત્તે કહ્યું કે હે કુંતિના પુત્ર અર્જુન, મને જેમ તું છે તેમ યુધિષ્ઠિર રાજા પણ છે, માટે હું તારા કહ્યા પ્રમાણે તો કરીશ, પણ એ ઉપરાંત બીજું તારૂં શું પ્રિય કરૂં?

कुंतीमातर्यथामेत्वं तथाराजायुधिष्ठिरः ॥
सर्वमेतत्करिष्यामि किंचान्यत्करवाणिते ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि अर्जुनादिग्वजयेभगदत्तजये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥



**वैशंपायनउवाच** ॥ एवमुक्तःप्रत्युवाच भगदत्तंधनंजयः ॥
॥ अनेनैवकृतंसर्वं भविष्यतनुजानता ॥

વૈશંપાયન કેહેછે—એવું સાંભળી અર્જુને ભગદત્તને કહ્યું કે, તમે કર આપશો એટલે અમારૂં સર્વ પ્રિય કર્યું એમ અમે સમજશું. એમ કહી તે મહાબાહુ કુંતીનો પુત્ર અર્જુન તે ભગદત્તની પાસેથી કર લઇ ત્યાંથી આગળ ઉત્તર દિશામાં ચાલ્યો. ત્યાં અંતગિરિ, બહિર્ગિરી અને ઉપગિરિ નામે પર્વતોના સર્વ રાજાઓને જીતી તેઓ પાસેથી કર લઇ, અર્જુને તેમને ખુશી કરી પોતાની સાથે લીધા. અને ત્યાંથી વાજીંત્રના શબ્દે કરી, રથોની ગર્જનાથી તથા હાથીના શબ્દે કરી પૃથ્વીને કંપાવતો કંપાવતો તે અર્જુન,

ઉલૂક નામના પાહાડી દેશમાં બૃહંત રાજા પાસે ગયો. ત્યારે તે રાજા પોતાની ચતુરંગિણી સેના સહિત પોતાના પુરમાંથી બાહાર નીકળીને અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો; જેથી તે બેઉનું ઘણું ભયંકર યુદ્ધ થયું. પછી બૃહંતરાજાએ પોતાથી અર્જુનનું પરાક્રમ સહન નહીં થવાથી વિચાર્યું કે, આ અર્જુન જીતાય એમ નથી. એમ વિચારી તેણે અર્જુનને ઘણાંક રત્નો આપીને યુદ્ધ કરવું બંધ કર્યું, ને પોતાના રાજ્યની વ્યવસ્થા કરીને તે પોતાના ઉલૂક નામના મિત્રે સહિત અર્જુનની સાથે ગયો. પછી તે ચતુરંગિણી સેના સહિત મહાબળવાન અર્જુને, ત્યાંથી સેનાબિંદુ નામના રાજાના દેવપ્રસ્થ શેહેર પ્રત્યે જઇ ત્યાં નિવાસ કરી તે રાજાને પદભ્રષ્ટ કર્યો, ને ઉલૂક પર્વતની ઉત્તરે આવેલા મોદાપુર, વામદેવ, સુદામા અને સુસંકુલ નામના શેહેરોના રાજાઓને બોલાવી મંગાવ્યા. પછી હે કુરૂવંશમાં શ્રેષ્ઠ તે રાજાઓને સાથે લઇ ત્યાંથી મોહોટા તેજવાળો અર્જુન, રસ્તામાં વિષ્વગશ્વ નામના રાજાને જીતીને પૌરવ રાજાના દેશપ્રત્યે ગયો, ને તે રાજાના શેહેરની રક્ષા કરનારા પાહાડી લોકોને જીતીને તે રાજાને પણ જીત્યો. વળી તેણે તે દેશના પર્વતોમાં રેહેનારા, અને પરસ્પરે સંપથી વર્તનારા ચોરોના સાત ગણોને વશ કર્યા. પછી તે કાશ્મીર દેશના ક્ષત્રિઓને જીતીને બીજા નાના દશ રાજાઓ સહિત લોહિત નામના રાજાને જીત્યો. ત્યારે ત્રિગર્ત, દાર્વ અને કોકનદ દેશના સર્વ ક્ષત્રિઓ પોતાની મેળેજ અર્જુનને આવી નમ્યા. પછી તેણે મોહોટી કાંતિવાળા ઉરગાવાસ નામના રાજાને જીતીને તેની શ્રેષ્ઠ અભિસારી નામની પુરી લીધી. અને ત્યાંથી ચિત્રયુદ્ધ રાજાએ રક્ષા કરેલા સુંદર સિંહપુર પ્રત્યે જઇને, તે રાજા સાથે યુદ્ધ કરી તે પુરનો નાશ કર્યો. પછી પોતાની સેના સહિત તે પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુને કેટલાક સુહ્મ અને ચોર લોકોનો નાશ કર્યો, અને દુઃખે કરીને પણ જેમની સામે ઉભા રેહેવાય નહીં એવા બાલ્હીકોને ઘણા પ્રહારોએ કરી પોતાને વશ્ય કર્યા. ત્યાંથી તે પોતાની શ્રેષ્ઠ સેનાએ સહિત કાંબોજ દેશના લોક તથા દરદ નામે જંગલીઓને જીત્યો. પછી ત્યાંથી ઇશાન દિશામાં જઇને અર્જુન, ત્યાંના વનમાં રેહેનારા સર્વ ચોરોને જીતી, ઉત્કૃષ્ટ એવા કાંબોજ, લોહ તથા ઋષિક દેશોને ક્રમથી જીત્યો. તેમાં ઋષિક દેશમાં તો અર્જુન અને તે દેશના યોદ્ધાઓ સાથે, જેવું દેવતા અને દૈત્યોને યુદ્ધ થાય તેવું અત્યંત ભયંકર યુદ્ધ થયું. પણ અર્જુને તેઓને જીતીને તેઓ પાસેથી કરને પેટે

પોપટના પેટ સરખા વર્ણવાળા આઠ અશ્વો તથા બીજા પણ મોરના વર્ણ સરખા અને ઘણા વેગવાળા અશ્વો લીધા. પછી તે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુને યુદ્ધમાં ઘણી ટંડીવાળા નિષ્કુટ નામે પર્વતના દેશોને જીતીને શ્વેત પર્વત પ્રત્યે જઈ ત્યાં વિશ્રામ કર્યો.

सत्रिनिर्जित्यसंग्रामे हिमवंतंसनिष्कुटं ॥

श्वेतपर्वतमासाद्य न्यविशत्पुरुषर्षभः ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि फाल्गुनदिग्विजये नानादेशजये गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥



**वैशंपायनउवाच** ॥ सश्वेतंपर्वतंवीरः समतिक्रम्यवीर्यवान् ॥

॥ देशंकिंपुरुषावासं द्रुमपुत्रेणरक्षितं ॥

વૈશંપાયન કેહે છે—પછી મહાપરાક્રમી અને શૂરવીર અર્જુને શ્વેત-પર્વતને મૂકીને કિન્નર લોકો જેમાં રેહેતા હતા, અને દ્રુમપુત્ર જેની રક્ષા કરતો હતો, એવા દેશ પ્રત્યે જઈ ત્યાં ક્ષત્રિઓને નાશ કરનારા, શસ્ત્રે કરી દ્રુમપુત્રને જીતી તેની પાસેથી કર લઈને, તે પ્રમાણે દર વર્ષે લેવાનો ઠરાવ કર્યો. પછી સેના સહિત તે અર્જુન ગુહ્યકોએ રક્ષા કરેલા હાટક દેશ પ્રત્યે જઇ, મીઠીવાણીએ કરી તે ગુહ્યકોને જીત્યો, ને તેની આગળ ઉત્તમ એવા માનસરોવર તથા ઋષિકુલ્યા નામની નદી પ્રત્યે ગયો. ત્યાં તેણે ગંધર્વોએ રક્ષા કરેલા દેશને જીતીને, તેઓ પાસેથી તેતરપક્ષિ તથા દેડકા સરખા વર્ણવાળા ઉત્તમ ઘોડા કરને પેટે લીધા. પછી ત્યાંથી આગળ ઉત્તર દિશામાં અર્જુન હરિવર્ષ નામના પુર પ્રત્યે ગયો, જેના દરવાજાની રક્ષા મોહોટા શરીરવાળા અને મહાબળવાન પુરૂષો કરતા હતા. જેમણે તે અર્જુનને જોઇ હર્ષ પામીને કહ્યું કે હે કલ્યાણરૂપ અર્જુન, આ પુર તમારાથી કદી જીતાશે નહીં, માટે તમે જીતવાનો આગ્રહ છોડી દો; ને તમે અહીંસુધી આવ્યા એટલે આ પુર જીત્યું એમ માની લ્યો. કારણ જે કોઈ પુરૂષ આ પુરમાં પ્રવેશ કરે, તે પાછો જીવતો જાય એમ નથી. માટે હે અર્જુન, અમે તને જોઈ ઘણા ખુશી થઇ તારા હિત વાસ્તે કહીએ છીએ કે અહીં કંઈ જીતવાનું દેખાતું નથી, કેમકે પૃથ્વીનો આ ઉત્તર કુરૂખંડ છે, જેમાં

કદી યુદ્ધ થતું નથી. એ અમારાં વચન નહીં માનીને કદી તમે એ પુરમાં પ્રવેશ કરશો, પણ કોઇને નજરે દેખશો નહીં; કેમકે મનુષ્ય દેહે કરીને અહીં કંઇ જોવામાં આવતું નથી. માટે હે પુરૂષોમાં સિંહરૂપ, તમને બીજી કંઇ ઇચ્છા હોય તો કહો, અમે તમારા કેહેવા પ્રમાણે કરશું. વૈશંપાયન કેહે છે—હે રાજા, એવું સાંભળી અર્જુને હસીને તેમને કહ્યું કે મહાબુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાને ચક્રવર્તી કરવાની ઇચ્છા રાખનારો હું, મનુષ્યો જેમાં પ્રવેશ કરી શકતા નથી એવા આ તમારા દેશમાં પ્રવેશ નહીં કરૂં, પણ તમે યુધિષ્ઠિર રાજા વાસ્તે કંઇ પણ કર આપો. ત્યારે તેમણે રેશમી તથા મૃગચર્મનાં બનાવેલાં સુંદર વસ્ત્રો અને અલંકારો કરને પેટે આપ્યાં. હે રાજા, એ પ્રમાણે પુરૂષોમાં સિંહરૂપ અર્જુને ઉત્તર દિશામાં ક્ષત્રિઓ તથા ચોરો સાથે ઘણાંક યુદ્ધો કરી, સર્વ રાજાઓને જીતી તેમની પાસેથી દર વર્ષે કર લેવાનો બંદોબસ્ત કરી, તેઓ પાસેથી દ્રવ્ય, અનેક તરેહનાં રત્નો, તથા તેતર, પોપટ અને મોર પક્ષીના શરીર સરખા વર્ણવાળા અને વાયુ સરખા વેગવાળા અશ્વો લીધા. પછી હે રાજા, પોતાની ચતુરંગિણી સેનાએ કરી વીંટાયલો તે શૂરવીર અર્જુન એ પ્રમાણે ઉત્તર દિશા જીતીને, પાછો ઈંદ્રપ્રસ્થમાં આવ્યો. ને તે વાહનો સહિત સર્વ દ્રવ્ય યુધિષ્ઠિરને નિવેદન કરીને, તેમની આજ્ઞા લઇ પોતાના ભવનોમાં ગયો.

धर्मराजायतत्पार्थो धनंसर्वंसवाहनं ॥
न्यवेदयदनुज्ञात स्तेनराज्ञागृहान्ययौ ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि अर्जुनोत्तरदिग्विजये गुर्जरभाषायां मष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

---

**वैशंपायनउवाच** ॥ एतस्मिन्नेवकालेतु भीमसेनोपिवीर्यवान् ॥
॥ धर्मराजमनुज्ञाप्य ययौप्राचींदिशंप्रति ॥

વૈશંપાયન કેહે છે—હવે પરાક્રમી ભીમસેન યુધિષ્ઠિરની રજા લઇને પૂર્વ દિશા તરફ ગયા હતા. તે પોતાની સાથે શત્રુના દેશને પીડા પમાડનારા યોદ્ધાઓ તથા હસ્તિ, અશ્વ અને રથો જેમાં ઘણા છે એવી ચતુરંગિણી સેના લઇ ગયા હતા. તેનાથી વીંટાઇને તે ભરતકુળમાં સિંહરૂપ અને શ-

ત્રુઓને પીડા પમાડનારા શૂરવીર ભીમસેને પ્રથમ પંચાલ દેશના રાજાઓ પ્રત્યે જઇ તેમને અનેક તરેહના ઉપાયથી વશ્ય કર્યા. પછી થોડા દિવસોમાં ગંડક અને વિદેહ દેશોને જીતીને તે દશાર્ણ દેશ પ્રત્યે ગયા ત્યારે તે દેશના સુધર્મા રાજાએ ભીમસેન સાથે બાહુયુદ્ધ કર્યું, જેમાં ભીમસેને તેને જીતીને તેનું પરાક્રમ જાણી તેને પોતાના સેનાપતિઓમાં મુખ્ય કર્યો. પછી ત્યાંથી તે ભયંકર પરાક્રમવાળા ભીમસેન, પોતાની સેનાએ કરી પૃથ્વીને કંપાવતા કંપાવતા પૂર્વ દિશા પ્રત્યે જઇ, અશ્વમેધ દેશના રાજા રોચમાનને તેની સેનાએ સહિત પોતાના બળે કરી જીત્યા. હે રાજા, એ પ્રમાણે કુંતિના પુત્ર શૂરવીર ભીમસેને થોડા પરાક્રમે કરીને પૂર્વ દિશાના દેશોને જીતી લીધા. પછી દક્ષિણ દિશામાં પુલિંદ નામે શેહેર પ્રત્યે આવીને તેણે સુકુમાર અને સુમિત્ર નામના રાજાઓને જીત્યા. પછી હે જનમેજય, યુધિષ્ઠિરની આજ્ઞાથી તે શ્રેષ્ઠ ભીમસેન મહાશૂરવીર શિશુપાળ રાજાના ચેદિ દેશ પ્રત્યે ગયા. ત્યારે તે શિશુપાળે ભીમસેનને આવેલા સાંભળી પોતાના શેહેરમાંથી બાહાર નીકળી ભીમસેનનો ઘણો સત્કાર કર્યો, ને તે બેઉયે પરસ્પરે મળીને કુશળ સમાચાર પૂછ્યા. પછી હસીને શિશુપાલે ભીમસેનને કહ્યું કે, આ દેશ તમારોજ છે, માટે તમારી ઇચ્છામાં આવે ત્યાં સૂધી અહીં નિવાસ કરો, પણ આ સેના સહિત તમે અહીં આવ્યા છો! તે શું કરવાની ઇચ્છા છે? તે સાંભળી ભીમસેને યુધિષ્ઠિરની ચક્રવર્તી થવાની ઇચ્છા કહી સંભળાવી. ત્યારે શિશુપાળ રાજાએ ભીમસેનને યુધિષ્ઠિર વાસ્તે કેટલાક પદાર્થો કરને પેટે આપ્યા. પછી હે રાજા, શિશુપાળથી સત્કાર પામેલા ભીમસેન ત્યાં પોતાની સેનાએ સહિત તેર દિવસો રહીને પાછા રવાને થયા.

ततोभीमस्तत्रराजन् उषित्वात्रिदशा क्षपाः ॥

सत्कृतःशिशुपालेन ययौसबलवाहनः ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि भीमदिग्विजये

गुर्जरभाषायां मेकोनात्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततःकुमारविषये श्रेणिमंतमथाजयत् ॥

॥ कोसलाधिपतिंचैव बृहद्बलमरिंदमः ॥

વૈશંપાયન કહે છે—પછી શત્રુઓને જીતનારો ભીમસેન, કુમાર દેશના શ્રેણિમંત નામના રાજા તથા કોસલ દેશના બૃહદ્બળ રાજાને જીત્યો, તે પછી થોડા પરાક્રમથી અયોધ્યાના ધર્મિષ્ટ અને મહાબળવાન્ દીર્ઘયજ્ઞ રાજાને જીતી તે સમર્થ ભીમસેન, ગોપાલકક્ષ નામના રાજા તથા મલ્લોના અધિપતિને જીત્યા. ત્યાંથી હિમાદ્રી પર્વત પાસે જઇ તેણે ઉત્તર કોશલ દેશના ઘણાક રાજાઓને તથા જલોદ્ભવ નામના દેશને જીતી પોતાને વશ્ય કર્યા. એ પ્રમાણે ઘણાક દેશોને જીત્યા પછી તે ભરતકુળમાં શ્રેષ્ઠ મહાબળવાન ભીમસેને ભલ્લાટ તથા શુક્તિમંત નામે પાહાડી દેશોને વશ્ય કર્યા. વળી તેણે યુદ્ધમાં કાશિરાજાયે સહિત સુબાહુ રાજાને જીતી પોતાને વશ્ય કર્યો, ને પછી સુપાર્શ્વ રાજાને જીતીને, પોતાની સામે યુદ્ધ કરવા આવેલા ક્રથ નામના રાજાને અત્યંત બળે કરી જીત્યો. પછી મત્સ્ય દેશના રાજાઓને જીતી તેણે કેટલાક અપરાધિ અને કેટલાક નિરપરાધિ રાજાઓ વશ્ય કર્યા. પછી તે ભીમસેન, મદધાર નામના પર્વતને મૂકી સોમધેય નામે રાજાઓના દેશ પ્રત્યે ગયા, ને તે રાજાઓને જીતી ત્યાંથી ઉત્તર તરફ જઇને ઘણા બળે કરી વત્સભૂમી નામના રાજાને જીત્યા. વળી ભર્ગો તથા નિષાદોના અધિપતિયોને જીતી તેણે મણિમાનાદિ ઘણા રાજાઓને જીત્યા. પછી તે પુરૂષોમાં સિંહ સરખા ભીમસેને દક્ષિણ દિશાના મલ્લોને તથા ભોગવાન્ નામે પર્વતના રાજાને અલ્પ પરાક્રમથી વશ્ય કર્યા. અને શર્મકો તથા વર્મકોને સાંત્વના પૂર્વક વશ્ય કરી વિદેહ દેશના અધિપતિ જનક રાજાને થોડા પરાક્રમથી જીત્યા. પછી શક તથા બર્બર લોકોને કપટથી જીતીને કુંતીના પુત્ર ભીમસેન, જનક રાજાના દેશમાં રહી ઇંદ્ર નામે પર્વતમાં રેહેનારા કિરાતોના સાત રાજાઓને જીત્યા, ને પછી યુદ્ધમાં સુહ્મ અને પ્રસુહ્મ લોકોને જીતીને માગધવંશિ રાજાઓ પાસે જઈ તેમની પાસેથી તેણે કર લીધો. પછી તે દંડ અને દંડધાર નામના બે રાજાઓને જીતી તેમને પોતાની સાથે લઇને ગિરિવ્રજ પ્રત્યે ગયા, ને ત્યાંના રાજા જરાસંધના પુત્ર સહદેવની અનેક રીતે આશ્વાસન કરીને તેની પાસેથી દર વર્ષે કર લેવાનો નિયમ બાંધી, તેને પણ પોતાની સાથે લઇને પોતાની ચતુરંગિણી સેનાથી પૃથ્વીને કંપાવતો કંપાવતો શત્રુઓને જીતનારા કર્ણ પાસે ગયા. અને તેની સાથે યુદ્ધ કરી તેને જીતીને પોતાને વશ્ય કર્યો. વળી તેણે કેટલાક પર્વતોમાં રેહેનારા રાજાઓને પણ જિત્યા, જેમાં મોદાગિરિ નામના પર્વતનો રાજા ઘણો બળવાન્ હતો, તેને

યુદ્ધમાં પોતાની ભુજાના બળથી નાશ કર્યો. પછી હે જનમેજય, તે ભીમસેન, પુંડ્રક દેશના રાજા પૌંડ્રક અને કુશિકના વંશમાં ઉત્પન્ન થએલા કૌશિકી રાજાને યુદ્ધમાં જીતી, વંગદેશ પ્રત્યે જઈ તે દેશના રાજાને સમુદ્રસેન તથા ચંદ્રસેન અને કર્વટ દેશના રાજા તામ્રલિપ્તને જીત્યા. એ પ્રમાણે ઘણા દેશોને જીતીને તે લૌહિત્ય દેશ પ્રત્યે ગયા, અને ત્યાં તેણે સમુદ્રની પાસે રેહેનારા મ્લેચ્છ રાજાઓને જીતી તેમની પાસેથી કર માગ્યો. ત્યારે તેમણે તેને અનેક તરેહનાં રત્નો, અગરૂચંદન, વસ્ત્રો, વિદ્રુમાદિ મણિયો, મોતી, સુવર્ણ, રૂપું, અને અસંખ્યાત દ્રવ્ય આપ્યાં. પછી તે ભયંકર પરાક્રમી ભીમસેને ઈંદ્રપ્રસ્થ પ્રત્યે આવીને તે સર્વ દ્રવ્ય યુધિષ્ઠિરને અર્પણ કર્યું.

इंद्रप्रस्थमुपागम्य भीमोभीमपराक्रमः ॥

निवेदयामासतदा धर्मराजायतद्धनं ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि भीमप्राचीदिग्विजये गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

---

**वैशंपायनउवाच** ॥ तथैवसहदेवोपि धर्मराजेनपूजितः

॥ महत्यासेनयाराजन् प्रययौदक्षिणांदिशं ॥

વૈશંપાયન કેહે છે—હવે એજ પ્રમાણે સહદેવ પણ યુધિષ્ઠિર રાજાથી સત્કાર પામીને મોહોટી સેના લઈ દક્ષિણ દિશા પ્રત્યે ગયો હતો, તે પ્રથમ શૂરસેન દેશના રાજાઓને જીત્યો. પછી તે પોતાના બળથી મત્સ્યરાજાને વશ્ય કરીને અધિરાજાધિપ નામના રાજાને જીત્યો. અને તે પછી તેણે મહાબળવાન દંડવકલને જીતી તેની પાસેથી દર વર્ષે અમુક કર લેવાનો બંદોબસ્ત કરીને તેને રાજ્યગાદિ ઉપર બેસાડ્યો. પછી તેણે સુકુમાર અને સુમિત્ર નામના રાજાઓને જીતી, ચોર જેમાં રેહેતા હતા એવા દેશોના અધિપતિઓને અને મત્સ્ય દેશના બીજા રાજાઓને જીતીને વશ કર્યા. પછી જ્યાં ભિલ્લ લોકો રેહેતા હતા એવી પૃથ્વીને, તથા સુંદર ગોશૃંગ નામના પર્વતને જીતીને તે શ્રેણિમાન નામના રાજાને જીત્યો. તે પછી સહદેવ નરરાષ્ટ્ર રાજાને જીતીને કુંતીભોજ રાજાને પીડા પમાડ્યો, કે તરત તેણે પ્રીતિથી તેની આજ્ઞા માનીને તેને કર આપ્યો. પછી તેણે ચર્મણ્વ-

વતી નદીને કિનારે, પૂર્વે વિષ્ણુંયે જેને નાશ નહીં કર્યો હતો, એવા જંભક દૈત્યના પુત્રને જોઇ, તેની સાથે યુદ્ધ કર્યું. તેમાં મહાબળવાન સહદેવ તેને જીતીને ત્યાંથી આગળ દક્ષિણ દિશા તરફ ચાલ્યો, અને સેક તથા અપરસેક નામના લોકોને જીતીને, તેઓ પાસેથી કર તથા અનેક તરેહનાં રત્નો લઇને, નર્મદા પ્રત્યે ગયો. ત્યાં તે અશ્વિનીકુમારના અંશથી ઉત્પન્ન થયેલા મહાપ્રતાપિ, સહદેવે, યુદ્ધમાં મોહોટી સેનાથી વીંટાયલા વિંદ અને અનુવિંદને જીતી તેઓ પાસેથી ઘણાં રત્નો લીધાં. પછી ત્યાંથી તે ભોજકટપુરી પ્રત્યે જઇ બે દિવસ સુધિ યુદ્ધ કરીને દુઃખે કરીને પણ ન જીતાય એવા ભીષ્મક રાજાને જીત્યો. તે પછી કોશલ દેશના રાજાને જીતી તેણે વેણા નદીના કિનારા આગળના દેશના રાજાને વશ્ય કર્યો. પછી યુદ્ધ કરીને તે કાંતારક, પ્રાકોટક, નાટકેય અને હેરંબક નામના લોકોને જીત્યો. વળી મારૂદ્ધ અને રમ્યગ્રામ નામના રાજાઓને જીતીને તે રસ્તામાં નાચીન અને અર્બુદ લોકને પણ જીત્યો. પછી વાતાધિપ નામના રાજાને વશ્ય કરી તથા પુલિંદોને જીતીને તે મહાબળવાન સહદેવ ત્યાંથી દક્ષિણ દિશામાં આગળ ચાલ્યો, તે પાંડ્ય રાજા સાથે એક દિવસ યુદ્ધ કરી તેને જીતીને કિષ્કિંધાપુરી પ્રત્યે ગયો. ત્યાં તેણે મૈંદ અને દ્વિવિદ નામના બે વાનરો સાથે સાત દિવસ સૂધી યુદ્ધ કર્યું, પણ તે વાનરોને કંઇ પણ વ્યથા થઇ નહીં. પછી તે યુદ્ધથી સંતોષ પામીને તે મહાત્મા વાનરોયે હર્ષથી સહદેવને કહ્યું કે હે પાંડવોમાં સિંહરૂપ સહદેવ, તમે બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞ વાસ્તે સર્વ રાજાઓ તથા અમારી પાસેથી રત્નો લઇને જાઓ ને તેમાં તમને કંઇ વિઘ્ન થાઓ માં. ત્યારે સહદેવે તેઓ પાસેથી રત્નો લઇને, ત્યાં માહિષ્મતીપુરી પ્રત્યે જઇ નીલ નામના રાજા સાથે યુદ્ધ કર્યું. તે યુદ્ધ બીકણ પુરૂષોને ભય ઉત્પન્ન કરે એવું, સેનાને નાશ કરનારૂં અને પ્રાણ રેહે વા ન રેહે એવી શંકા ઉત્પન્ન કરનારૂં થયું. કારણ તે નીલ રાજાની સહાયતા અગ્નિએ કરી, તેથી સહદેવની સેનામાં રથ, ઘોડા, હસ્તિ, પ્યાદા અને કવચાદિકો બળવા લાગ્યાં. હે જનમેજય, તે વખતે સહદેવનું મન ભ્રાંત થઇ ગયું, તેથી તેને કોઇ પૂછતો તો તેને ઉત્તર દેવાને પણ તે સમર્થ થતો નહીં. જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ, મહા સમર્થ અગ્નિ રાજસૂય યજ્ઞ કરવા વાસ્તે યુદ્ધ કરનાર સહદેવનો, યુદ્ધને સમય શત્રુ કેમ થયો? તે કહો. વૈશંપાયન કેહે છે—હે રાજા, તે માહિષ્મતીપુરમાં રેહે-

નારો સમર્થ અગ્નિ પરસ્ત્રિયોમાં આસક્ત હોવાથી પોતાને વશ નહીં. એમ મેં સાંભળ્યું છે; જે હું કહું તે સાંભળો—ને નીલ રાજાની એક અત્યંત સ્વરૂપવાળી કન્યા હતી, જેણે પોતાના પિતાને અગ્નિહોત્ર લેવાનો બોધ કરવા વાસ્તે પોતે અગ્નિહોત્ર કરીને અગ્નિની ઉપાસના કરવા માંડી. તેમાં પ્રથમ તે કન્યાએ અગ્નિને પોતાના હોઠથી ફુંક્યો નહીં, ને પંખાથી ધમવા માંડ્યું, પણ તે પ્રજ્વલિત થયો નહીં, અને ઉલટું બ્રાહ્મણનું સ્વરૂપ લઇને તેણે તે સુંદર સ્વરૂપવાળી કન્યાને અનેક તરેહનાં વાક્યથી લોભ પમાડી. ત્યારે તે કન્યાયે અગ્નિને ગૃહણ કર્યો, તેની નીલ રાજાને ખબર ન હતી. પછી એજ પ્રમાણે બ્રાહ્મણના સ્વરૂપે કરી અગ્નિયે તે શેહેરમાં સર્વ લોકોના ઘરની સ્ત્રિયો સાથે વર્તવા માંડ્યું. પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે રમણ કરનાર અગ્નિ સુંદર કેશવાળી અને કમળ સરખાં નેત્રવાળી તે કન્યાને મોહ પમાડતો હતો, તેની ધર્મિષ્ટ નીલ રાજાને ખબર પડતાં તેણે તેને શાસ્ત્ર પ્રમાણે શિક્ષા કરી ત્યારે તેજ વખતે ક્રોધ પામીને અગ્નિ મહાપ્રકાશરૂપ થયો, તેને જોઇ વિસ્મય પામીને તે નીલ રાજા પૃથ્વી ઉપર લાંબો થઇ તેને મસ્તકે કરી પગે લાગ્યો. એટલે અગ્નિ શાંત થયો. પછી થોડા દિવસો ગયા એટલે નીલ રાજાયે બ્રાહ્મણરૂપ અગ્નિને પોતાની કન્યા પરણાવી તેથી પ્રસન્ન થઇને અગ્નિએ તે રાજાને વરદાન માગવાનું કહ્યું. ત્યારે તેણે અગ્નિ પાસેથી પોતાની સેનાને કોઇથી ભય ન થાય એવું વરદાન માગ્યું, જે અગ્નિયે તેને આપ્યું. પછી તે દિવસથી જે કોઈ રાજા અજાણથી તે પુરીને બળાત્કારે કરી જીતવાને આવતા, તેઓને અગ્નિ બાળતો હતો. વળી તે દિવસથી તે માહિષ્મતી પુરીમાં કોઇ પુરૂષને પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ સ્ત્રી સુખથી મળતી ન હતી. કેમકે અગ્નિયે સર્વ સ્ત્રિઓને વરદાન આપ્યું હતું કે તમોને કોઇ પણ પુરૂષ કંઇ કહી શકશે નહીં. તેથી હે રાજા, તે માહિષ્મતી પુરીમાં સર્વ સ્ત્રિયો વેશ્યા સરખી થઇને પોતાની ઇચ્છા પ્રમાણે ફરતી હતી. અને તે દિવસથી કોઇ પણ રાજા અગ્નિના ભયને લીધે તે પુરીને જીતવા માટે આવતો ન હતો. હવે ધર્માત્મા સહદેવ, યો તરફથી અગ્નિ બાળતો હતો તેથી પોતાની સેનાને ભય પામેલી જોઇને, પર્વતની પેઠે લગાર પણ કંપાયમાન થયો નહીં. પણ આચમન કરી નેત્રને પાણી લગાડી પવિત્ર થઇને અગ્નિને કહેવા લાગ્યો કે હે ધૂમાડારૂપી માર્ગવાળા અગ્નિ, હું તને નમસ્કાર કરૂં છું, ને

આ યુદ્ધનો ઉદ્યોગ મેં તારે વાસ્તે કર્યો છે. હે પાવક, તું સર્વ દેવતાઓનું મુખ અને યજ્ઞ છે, ને સર્વને પવિત્ર કરેછે, વાસ્તે તારૂં નામ પાવક પાડ્યું છે. તું હુતદ્રવ્યને વહન કરેછે, તેથી હવ્યવાહન કેહેવાયછે, ને સર્વે વેદો તારે વાસ્તે ઉત્પન્ન થયેલા છે, માટે તારૂં જાતવેદા એવું નામ છે. હે વિભાવસુ, ચિત્રભાનુ, સુરેશ, અનલ, સ્વર્ગદ્વારસ્પૃશ, હુતાશન, જ્વલન, શિખી, વૈશ્વાનર, પિંગેશ, પ્લવંગ, ભૂરિતેજસ, કુમારસૂઃ, ભગવાન્, રૂદ્રગર્ભ અને હિરણ્યકૃત, એ સર્વ તારાં નામ છે. તું મને તેજ આપ, વાયુ પ્રાણ આપે, પૃથ્વી બળ આપે, અને જળ દેવતા મારૂં કલ્યાણ કરે. હે જળને ઉત્પન્ન કરનારા મહાપરાક્રમી અગ્નિ, તું સર્વ દેવતાઓનું મુખ છે, વાસ્તે સત્યતાયેં કરી મને પવિત્ર કર. નિત્ય યજ્ઞમાં ઋષિયો, બ્રાહ્મણો, દેવતાઓ, અને અસુરો તને આહુતિયો આપેછે. વળી તું ધૂમાડારૂપી ધ્વજાવાળો, મોહોટી શિખાવાળો પાપ નિવૃત્ત કરનાર, વાયુથી ઉત્પન્ન થનારો, અને નિત્ય સર્વ પ્રાણિઓમાં રેહેનારો છે. હે સમર્થ અગ્નિ, મેં પ્રીતિયે કરી આ તારી સ્તુતિ કરી, વાસ્તે તું મને સંતોષ, બળ, શાસ્ત્રનું શ્રવણ અને સર્વત્ર પ્રીતિ રેહે તેમ કર. વૈશંપાયન કહેછે—હે જનમેજય, કોઈ પુરૂષ એ પ્રમાણે અગ્નિના મંત્ર ભણી અગ્નિમાં આહુતિયો આપીને તેનું આરાધાન કરશે, તે પુરૂષ મોહોટી સમૃદ્ધિવાળો થશે, ને સર્વ પાપથી પણ મુક્ત થશે. પછી તે સહદેવ, "હે અગ્નિ તું અમારા યજ્ઞમાં વિઘ્ન કરવા યોગ્ય નથી," એમ કહીને પોતાની સેનાની આગળ પૃથ્વી ઉપર દર્ભ પાથરીને બેઠો. ત્યારે સમુદ્ર જેમ પોતાની લેહેરોથી કિનારાને ઉલ્લંઘી આગળ ચાલતો નથી, તેમ તે અગ્નિ સહદેવનું ઉલ્લંઘન કરી તેની સેના પ્રત્યે ગયો નહીં. અને આસ્તેથી સહદેવ પાસે આવીને તેણે કહ્યું કે હે સહદેવ, તું ઉઠ, ઉઠ, આ મેં તારો ભાવ જાણવા સારૂ કર્યું હતું. જેથી તારો તથા યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય મને જણાયો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, મારે આ નીલ રાજાના વંશના રાજાઓ જ્યાં સૂધી હોય ત્યાં સૂધી આ પુરીની રક્ષા કરવી જોઇયે, પણ જેમ તારૂં મન પ્રસન્ન થશે તેમ કરીશ. એવું સાંભળી હર્ષ પામીને તે સહદેવે ઉભા થઇ હાથ જોડી નમસ્કાર કરીને અગ્નિની પૂજા કરી. ત્યારે અગ્નિયે સહદેવની સેનાને બાળવું બંધ કર્યું. તે જોઇને ત્યાં નીલ રાજા આવ્યો, તેને અગ્નિયે સહદેવની પૂજા કરવા કહ્યું, એટલે તેણે સત્કાર પૂર્વક સહદેવની પૂજા કરી. ત્યારે તેની પૂજા ગૃહણ કરીને સહદેવે તેને હમેશ કર

આપવાનું કહ્યું. પછી ત્યાંથી તે દક્ષિણ દિશા પ્રત્યે આગળ ચાલ્યો. રસ્તામાં અત્યંત પરાક્રમી ત્રૈપુર નામના રાજાને વશ્ય કરીને તે મહાબાહુ સહદેવે કૌશિકોમાં શ્રેષ્ઠ પૌરવના રાજા આકૃતિને બળાત્કારથી ઘણા યત્નેકરીને પકડ્યો, ને સુરાષ્ટ્ર દેશના રાજાને વશ્ય કર્યો. પછી તે સુરાષ્ટ્ર દેશમાં રહીને સહદેવે ભોજકટપુરમાં રહેલા રૂકમયા તથા ભીષ્મક રાજાને તેમની પાસે પોતાના દૂત મોકલીને કર આપવાનું કેહેવરાવ્યું. ત્યારે પુત્રસહિત ભીષ્મકે, પાંડવોનો પક્ષ કરનાર શ્રીકૃષ્ણ છે એમ જાણી, પ્રીતિથી સહદેવની આજ્ઞા માન્ય કરીને, તે દૂતોને કરને પેટે અનેક તરેહનાં રત્નો આપ્યાં. જે લઇને તે સર્વ દૂતો સહદેવ પાસે આવ્યા, ને તે રત્નો તેને આપ્યાં. તે લઇને સહદેવ ત્યાંથી આગળ ચાલ્યો. રસ્તામાં તેણે શૂર્પારિક, તાલાકટ તથા દંડક નામના લોકોને અને સમુદ્રના કિનારા પાસેના દેશોના મ્લેચ્છ રાજાઓને જીતીને વશ્ય કર્યા. વળી તે નિષાદ લોકોને, કાનરૂપી જેને શરીરને ઢાંકવાનાં વસ્ત્રો છે એવા જંગલી મનુષ્યોને, મનુષ્યોનું ભક્ષણ કરનારા અને કાળ સરખા મોહોઢાવાળા રાક્ષસોને, તથા કોલગિરિ પર્વત, સુરભિપટ્ટન, તામ્રાવ્હ નામના દ્વીપ અને રામક નામના પર્વતને જીત્યો. પછી તે મહાબુદ્ધિમાન્ સહદેવે તિમિંગિલ નામના રાજાને તથા કેરલ દેશના વનમાં રેહેનારા એક પગવાળા પુરૂષોને જીતીને વશ્ય કર્યા. વળી તેણે સંજયંતી નામની નગરી, પાખડી કરહાટક તથા શ્રાક, કેરલ લોકોએ સહિત પાંડ્યો તથા દ્રવિડો, અંધ્રો, કલિંગો, અનુષ્ટ્રકર્ણિકો, આટવી નામની શ્રેષ્ઠ પુરી તથા યવનોનાં પુર, એ સર્વની ઉપર પોતાના દૂતો મોકલી તેમને વશ્ય કરીને તેઓ પાસેથી કર લીધો. પછી ત્યાંથી તેણે બિભીષણ પાસે દૂતો મોકલ્યા. ત્યારે બિભીષણે સમય વિચારી તે સહદેવની આજ્ઞા પ્રીતિપૂર્વક માન્ય કરીને, અનેક તરેહનાં રત્નો, અગરૂ ચંદન, સુંદર અલંકારો, ઉંચાં વસ્ત્રો, અને અમુલ્ય મણિઓ મોકલી; તે સર્વે સહદેવે ગૃહણ કરી. પછી એ પ્રમાણે સર્વ રાજાઓને સાંત્વના તથા પરાક્રમથી જીતી તેમને દર વર્ષે યુધિષ્ઠિરને કર આપનારા કરીને, તે મહાબુદ્ધિમાન્ સદેહવ પાછા ફરી ઈંદ્રપ્રસ્થમાં આવ્યા. અને હે જનમેજય, તે ભરતકુળમાં શ્રેષ્ઠ અને જેણે વિજયરૂપ કર્મ કરયું છે એવા મહાબળવાન સહદેવે તે સર્વ દ્રવ્ય યુધિષ્ઠિર રાજાને નિવેદન કરયું, ને પોતે ત્યાં સુખે કરીને રહ્યા.

धर्मराजायतत्सर्वं निवेद्यभरतर्षभः ॥
कृतकर्मासुखंराज न्नुवासजनमेजय ॥
इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि सहदेवदिग्विजये
गुर्जरभाषायां मेकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

**वैशंपायनउवाच** ॥ नकुलस्यतुवक्ष्यामि कर्माणविजयंतथा ॥
॥ वासुदेवजितामाशां यथासावजयत्प्रभुः ॥

વૈશંપાયન કેહેછે—હવે જે પ્રમાણે મહા સમર્થ નકુળે, શ્રીકૃષ્ણે જીતેલી પશ્ચિમ દિશાને જીતી, તે પ્રમાણે હું તેનો પરાક્રમ અને વિજય કહું તે સાંભળો. તે મહાબુદ્ધિમાન્ નકુળ, ભય રહિત થઇને પોતાની સેનામાંના યોદ્ધા પુરૂષોની ગર્જનાએ કરી અને રથચક્રોના અવાજોએ કરી પૃથ્વીને કંપાવતો કંપાવતો મોહોટી સેનાસહિત ઇંદ્રપ્રસ્થથી પશ્ચિમ દિશા પ્રત્યે ચાલ્યો. તે પ્રથમ ઘણાં ધન ધાન્યવાળા, ઘણી ગાયોવાળા, સુંદર, અને કાર્તિકસ્વામિને પ્રિય એવા રોહિત નામના પર્વતમાં જઇ તેણે ઘણો ઉપદ્રવ કરવા માંડ્યો. ત્યારે તે પર્વતમાં રેહેનારા મત્તમયૂર નામના ક્ષત્રિઓએ તેની સાથે મોહોટું યુદ્ધ કર્યું. તેમાં તેઓને જીતીને નકુળે, જેમાં ઘણું ધાન્ય નિપજતું હતું એવા શૈરિષિક તથા મરૂ અને મહેત્થ નામના દેશોને જીત્યા. ત્યાંથી તે આક્રોશ નામે રાજાના દેશ પ્રત્યે ગયો, જ્યાં તે મહા કાંતિમાન્ નકુળનું તે આક્રોશ રાજર્ષિ સાથે મોહોટું યુદ્ધ થયું, તેમાં નકુળે તે રાજાને જીતી વશ્ય કર્યો. પછી ત્યાંથી દશાર્ણ દેશના લોકોને પણ જીતીને તે આગળ ચાલ્યો. રસ્તામાં તે ત્રીગર્ત્ત, અંબષ્ટ, માલવ, પંચકર્પટ, શિબીરાજાના દેશ અને બીજા પણ કેટલાક મધ્યમદેશો હતા તેઓને તથા વાટધાનો નામે બ્રાહ્મણોને જીત્યો. પછી ત્યાંથી પાછા વળી તેણે પુષ્કરજીના વનમાં રેહેનારા એકસંપી લોકોને જીત્યા. ત્યાંથી તે પુરૂષોમાં શ્રેષ્ઠ નકુળે, સમુદ્રને કીનારે રેહેનારા મહાબળવાન ગામડીયા લોક, શૂદ્ર જાતિના ગવલી લોક, સરસ્વતી નદીને કિનારે રેહેનારા મત્સ્યજીવી પુરૂષો અને પર્વતમાં રેહેનારા પાહાડી લોકોને જીત્યા. વળી તેણે પંચનદ તથા અમર નામના પર્વતોને જીતીને, ઉત્તર જ્યોતિષ અને દિવ્યકટ નામનાં શેહેરોને જીત્યાં. અને રામઠ, હારહૂણ તથા પશ્ચિમ દિશા તરફના જે રાજાઓ હતા તેઓને

પોતાના બળથી જીતીને વશ્ય કર્યા. પછી ત્યાંથી નકુળે દ્વારકાં પ્રત્યે શ્રીકૃષ્ણ પાસે દૂતો મોકલ્યા. ત્યારે હે રાજા, તે ભય વગરના શ્રીકૃષ્ણે નકુળની આજ્ઞા માન્ય કરી ! પછી તે મહાબળવાન નકુળે મદ્ર દેશના પુટભેદન શેહેર પ્રત્યે આવીને પોતાના મામા શલ્ય રાજાને પ્રીતિથી વશ્ય કર્યો. ત્યારે હે જનમેજય, તેણે નકુળનો ઘણો સત્કાર કર્યો ને તેને ઘણાં રત્નો પણ આપ્યાં; જે લઇને નકુળ ત્યાંથી આગળ ચાલ્યો. તે સમુદ્રની આસપાસ રેહેનારા મ્લેચ્છો, પલ્હવો, બર્બરો, કિરાતો, યવનો અને શકોના રાજાઓને જીતી તેમને વશ્ય કરીને, તેઓ પાસેથી તેણે અનેક તરેહનાં રત્નો લીધાં. હે રાજા, તે નકુળે એ રીતે સર્વ રાજાઓને જીતી તેઓ પાસેથી જે દ્રવ્ય લીધું હતું, તેને એક હજાર હાથિઓ ભારે કષ્ટથી ઉપાડી શકતા હતા ! હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, એ પ્રમાણે વરૂણ દેવતાએ પાલન કરેલી અને શ્રીકૃષ્ણે જીતેલી પશ્ચિમ દિશાને જીતી નિવૃત્ત પામીને, તે માદ્રિના પુત્ર સુંદર સ્વરૂપવાળા નકુળે ઈંદ્રપ્રસ્થમાં રહેલા મહા શૂરવીર યુધિષ્ઠિર રાજા પાસે આવીને, તે સર્વ દ્રવ્ય તેમને અર્પણ કર્યું.

इंद्रप्रस्थगतंवीर मभ्येत्यसयुधिष्ठिरं ॥

ततोमाद्रीसूतःश्रीमान् धनंतस्मैन्यवेदयत् ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि नकुलप्रतीचीविजये गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२॥

## ॥ समाप्तंच दिग्विजयपर्व ॥

---

## ॥ अथराजसूयपर्व ॥

**वैशंपायनउवाच** ॥ रक्षणात्धर्मराजस्य सत्यस्यपरिपालनात् ॥

॥ शत्रुणांक्षपणाच्चैव स्वकर्मनिरताःप्रजाः ॥

વૈશંપાયન કેહે છે—હવે તે ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મની રક્ષા કરતા, સત્યતાનું પાલન કરતા, અને ચોરોનો નાશ કરતા હતા; તેથી સર્વ પ્રજા પોતપોતાના કર્મમાં કુશળ રેહેતી હતી. તે યુધિષ્ઠિર રાજા સર્વ પ્રજા પાસેથી તેમને દુઃખ આપ્યા વગર કર લેતા, ને તેઓને શિક્ષા પણ ન્યાય પ્રમાણે કરતા હતા. વળી તેમના રાજ્યમાં વર્ષાદ પણ પ્રજાની ઇચ્છા પ્र-

માણે વર્તતો, તેથી તેમનો સર્વ દેશ સમૃદ્ધિવાળો હતો. અને તેમના પુણ્યથી ગાયોની રક્ષા તથા ખેતી અને વ્યાપારાદિક ઉદ્યોગ પણ સારી રીતિથી થતાં હતાં. કોઇ દિવસે પણ ચોર તથા કપટીયોની ફરીયાદ થતી નહીં, ને રાજા તથા તેના પ્રધાનાદિકોની ગેરવર્તણુંક સંભળાતી ન હતી. વળી તે ધર્મરૂપ યુધિષ્ઠિરના રાજ્યમાં દુષ્કાળ પડવાનો, ઘણો વર્ષાદ થવાનો, રોગ આવવાનો અને અગ્નિ લાગવાનો ભય ન હતો. તે યુધિષ્ઠિર રાજા પાસે બીજા દેશોના રાજાઓ તેને ખુશી કરવા, તેનો આશ્રય લેવા, તથા તેને કર આપવા માટે આવતા હતા, પણ કોઈ તેને જીતવાની ઇચ્છાથી આવતો ન હતો. તેના ભંડારોમાં દ્રવ્યની ઘણી વૃદ્ધિ થઇ હતી, જેથી તે સેંકડો વર્ષે પણ ખૂટી જાય એમ ન હતું. હવે પૃથ્વીના પતિ તે યુધિષ્ઠિર રાજાયે પોતાના વસ્ત્રો, ધાન્ય અને દ્રવ્યનો હિસાબ જોઇને, રાજસૂય યજ્ઞ કરવાનું મન કર્યું. ત્યારે તેના સર્વ સ્નેહિયોયે મળીને તથા એકએકે યુધિષ્ઠિરને કહ્યું કે હે સમર્થ, હવે તમારે નિરંતર યજ્ઞ કરવાનો વખત છે, માટે તે સુખેથી કરો. એમ સૌ વારંવાર કેહેતા હતા. પછી કોઇ દિવસે નારાયણરૂપ, આદ્ય, વેદમય, પંડિતોને પણ આદૃશ્ય, સ્થાવર તથા જંગમરૂપ જગતમાં શ્રેષ્ઠ, જગતને ઉત્પન્ન તથા લય કરનાર, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળને જાણનાર, સર્વ ઇંદ્રિયોના અધિષ્ટાતા, કેશિ નામના દૈત્યને નાશ કરનાર, સર્વ યાદવોને આપત્તિકાળમાં રક્ષા કરીને અભય આપનાર અને શત્રુઓનો નાશ કરનારા શ્રીકૃષ્ણ, વસુદેવને સેનાધિપતિનો અધીકાર સોંપી, યુધિષ્ઠિર રાજા વાસ્તે અનેક તરેહનું ઘણુંક દ્રવ્ય લઇ મોહોટી સેનાથી વીંટાઇને, પોતાના રથના અવાજથી ઇંદ્રપ્રસ્થ શેહેરને ગજાવતા ગજાવતા તે પુરમાં આવ્યા. તે વખતે ઇન્દ્રપ્રસ્થની સર્વ પ્રજાને, જેમ સૂર્યનો ઉદય ન હોય ને તે એકાએક થવાથી, તથા વાયુ ન હોય ને તે એકાએક વાવાથી હર્ષ થાય તેમ હર્ષ થયો. પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજા પાસે આવી તે સર્વ દ્રવ્ય તેમને આપી તેમના ભંડારમાં કંઇ ઓછું હશે, તે પરિપૂર્ણ કરચું. તે યુધિષ્ઠિર રાજાયે પણ શ્રીકૃષ્ણનો ઘણો સત્કાર કરીને તેમને કુશળ સમાચાર પૂછ્યા. પછી ધૌમ્યાચાર્ય અને વેદવ્યાસાદિક ઋષિયો તથા ભીમસેન અને અર્જુનાદિ પોતાના ભાઇયો સહિત પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાયે શ્રીકૃષ્ણને કહ્યું કે હે શ્રીકૃષ્ણ, તમારી કૃપાથી આ સર્વ પૃથ્વી મને વશ્ય થઇ છે, ને મેં દ્રવ્ય પણ ઘણું મેળવ્યું છે. માટે હે દેવકીના પુત્ર, મારે તે સર્વ

દ્રવ્ય વિધિથી બ્રાહ્મણોને આપવાની તથા અગ્નિના કામમાં ખર્ચવાની મરજી છે. વાસ્તે હે મહાબાહો, તમો તથા આ મારા નાના ભાઇઓ સહિત હું યજ્ઞ કરવાની ઈચ્છા રાખું છું, તેથી તમે મને યજ્ઞ કરવાની આજ્ઞા આપવા લાયક છો; પણ હે ગોવિંદ, તમે પોતે યજ્ઞ કરવાની દીક્ષા લ્યો, કેમકે તમે યજ્ઞ કરશો તો હું પાપરહિત થઇશ. અથવા આ મારા નાના ભાઈઓ સહિત મને દીક્ષા લેવાની આજ્ઞા આપો, કારણ તમારી આજ્ઞાથી જો હું યજ્ઞ કરીશ તો ઉત્તમ યજ્ઞની સમાપ્તિને પામીશ. વૈશંપાયન કેહેછે—ત્યારે શ્રીકૃષ્ણે સુંદર વાણીએ કરી યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજા, ચક્રવર્તી થવા યોગ્ય તમે રાજસૂય યજ્ઞ કરશો તો અમે કૃતાર્થ થઇશું. આ હું તો તમારૂં શ્રેય કરનાર છું, વાસ્તે તમે યજ્ઞ કરો ને તેમાં કામ કરવાની આજ્ઞા મને આપો, અને હું તમારા કહ્યા પ્રમાણે કરીશ. યુધિષ્ઠિર બોલ્યા કે હે શ્રીકૃષ્ણ, તમે મારી ઈચ્છા પ્રમાણે કરનાર છો, તેથી મારો મનોરથ પૂર્ણ થશે, ને આ કાર્યની પણ સિદ્ધિ થશે. વૈશંપાયન કેહેછે—પછી શ્રીકૃષ્ણની રજા લઇને યુધિષ્ઠિર રાજાએ, પોતાના ભાઇઓએ સહિત રાજસૂય યજ્ઞ કરવાની સર્વ સામગ્રી તૈયાર કરવા માટે સહદેવને તથા બીજા મંત્રિઓને આજ્ઞા આપી કે, બ્રાહ્મણોએ આ રાજસૂય યજ્ઞના અંગમાં જે મંગળ પદાર્થો તથા સાહિત્યો કહ્યાં હોય, તે સર્વે તમે ધૌમ્યાચાર્યને પૂછીને, તેઓ જેમ કેહે તે પ્રમાણે યથાર્થ ક્રમે કરીને લાવો. અને ઇંદ્રસેન, વિશોક તથા અર્જુનનો સારથિ પુરૂપ, મારૂં ઇચ્છિત કરવા સારૂ અન્નાદિક પદાર્થો લાવવામાં સાવધ થાય; ને હે કુરૂકુળમાં શ્રેષ્ઠ સહદેવ, બ્રાહ્મણોને પ્રિય એવા રસ તથા સુગંધવાળા મિષ્ટાન્ન તૈયાર કરાવો. તે સાંભળી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ સહદેવે સર્વ સામગ્રી તૈયાર કરાવીને યુધિષ્ઠિર રાજાને કહ્યું કે, તમારા કહ્યા પ્રમાણે સર્વ પદાર્થો તૈયાર કરાવ્યા છે. પછી હે જનમેજય, વેદવ્યાસજીએ, મહાભાગ્યવાન અને સાક્ષાત્ વેદોજ જાણે મૂર્તિમાન હોય શું એવા બ્રાહ્મણોને બોલાવ્યા. પછી તે યજ્ઞમાં વેદવ્યાસ પોતે, બ્રહ્મા, આંગિરસ ઋષિ સામગ, મહાબ્રહ્મનિષ્ટ ઋષિ યાજ્ઞવલ્કય અધ્વર્યુ, તથા ધૌમ્યાચાર્ય સહિત વસુના પૌત્ર પૈલ મુનિ હોતા થયા; અને તે ઋષિઓના પુત્રો તથા શિષ્યો હોમ કરનારા થયા. પછી તે ઋષિઓએ પ્રથમ પુણ્યાહવાચન કરી તથા "યુધિષ્ટિર રાજા રાજસૂય યજ્ઞ કરીને ચક્રવર્તી થાઓ" એવો સંકલ્પ કરીને, શાસ્ત્રવિધિથી યજ્ઞ ભૂમિની પૂજા કરી. ત્યાં

યુધિષ્ઠિરની આજ્ઞાથી શિલ્પિ પુરૂષોયે સ્ત્રિયોને બેસવા માટે દેવતાઓની શાળાઓ સરખી સુગંધવાળી સુંદર વિશાળ શાળાઓ તૈયાર કરી. પછી સર્વ રાજાઓમાં તથા પુરૂષોમાં શ્રેષ્ઠ તે યુધિષ્ઠિર રાજાયે મંત્રિરૂપ સહદેવને આજ્ઞા આપી કે, સર્વ રાજાઓને બોલાવવા સારૂ જલદીથી ચાલનારા દૂતોને તરત મોકલો. તે સાંભળીને સહદેવે દૂતોને કહ્યું કે હે દૂતો, સર્વ દેશોમાં જઇ બ્રાહ્મણો, રાજાઓ, ક્ષત્રિયો, વૈશ્યો અને પ્રખ્યાત થયેલા શૂદ્રોને આમંત્રણ કરીને બોલાવી લાવો. વૈશંપાયન કેહે છે—હે રાજા, પછી તે સર્વ દૂતો સહદેવની આજ્ઞા પ્રમાણે ઇંદ્રપ્રસ્થની સર્વ પ્રજાને આમંત્રણ કરીને, જલદીથી બીજા સર્વ દેશો પ્રત્યે ગયા, ને સર્વને આમંત્રણ કરીને ઇંદ્રપ્રસ્થમાં બોલાવી લાવ્યા. પછી હે ભારત, તે બ્રાહ્મણોયે યુધિષ્ઠિર રાજાને યજ્ઞ કરવાની દીક્ષા આપી, જે ગૃહણ કરીને તેઓ બ્રાહ્મણો, પોતાના ભાઇયો, સંબંધિયો, પ્રધાનો અને અનેક દેશોથી આવેલા ક્ષત્રિયો સહિત યજ્ઞસ્થાન પ્રત્યે ગયા. તે સમય તેઓ સ્વરૂપધારી સાક્ષાત્ ધર્મ સરખા શોભતા હતા. કેટલાક બ્રાહ્મણો દેશોદેશથી આવ્યા તેઓને કુટુંબે સહિત રેહવા વાસ્તે યુધિષ્ઠિરની આજ્ઞાથી હજારો શિલ્પિ પુરૂષોયે ઘણાં અન્ન તથા વસ્ત્રોથી ભરેલાં ઘરો તૈયાર કરી આપ્યાં. ત્યારે યુધિષ્ઠિરે સત્કાર કરેલા તે બ્રાહ્મણો પોતપોતાના કુટુંબોસહિત તે ઘરોમાં રહ્યા. પછી ખાનપાન કરી તેઓ નિરંતર અનેક તરેહની વાતો કરતા તથા ત્યાં જે નટો અને નર્તકાદિક લોકો આવતા તેમને જોતા હતા. હે રાજા, ત્યાં બ્રાહ્મણોનું ભોજન થતું, તથા હર્ષ પામેલા મહાત્મા પુરૂષો તેમને અનેક તરેહનાં દાનાદિક આપતા હતા. અને "હે બ્રાહ્મણો, તમે ભોજન કરો" એવા ત્યાં નિરંતર શબ્દ સંભળાતા હતા. હે ભારત, ત્યાં યુધિષ્ઠિર રાજાયે બ્રાહ્મણોને અસંખ્ય ગાયો, શય્યાઓ, સુવર્ણ અને દાસિયો આપી. પછી હે રાજા, પુરૂષોમાં શ્રેષ્ઠ તે યુધિષ્ઠિર રાજાએ, ભીષ્મ, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, વિદુરજી, દુર્યોધનાદિ ભાઇઓ અને જે યુધિષ્ઠિરમાં પ્રીતિ રાખનારા હતા, તે સર્વને બોલાવી લાવવા સારૂ નકુળને હસ્તિનાપુર પ્રત્યે મોકલ્યો. તે સમય પૃથ્વીને વિષે મહાશૂરવીર અને મહાત્મા એકલા યુધિષ્ઠિરનોજ તે યજ્ઞ, જેમ સ્વર્ગમાં ઇન્દ્રનો યજ્ઞ થયો હતો તેમ થવા લાગ્યો.

प्रावर्त्ततैवंयज्ञःस पांडवस्यमहात्मनः ॥
पृथिव्यामेकवीरस्य शक्रस्येवत्रिविष्टपे ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि राजसूयदीक्षायां गुर्जरभाषायां त्रयास्त्रिंशोऽध्याय: ॥ ३ ३ ॥

**वैशंपायनउवाच** ॥ सगत्वाहास्तिनापुरं नकुल:समितिंजय: ॥
॥ भीष्ममामंत्रयांचक्रे धृतराष्ट्रंचपांडव: ॥

વૈશંપાયન કેહેછે—હવે સભાને જીતે એવા નકુળે હસ્તિનાપુર પ્રત્યે જઈને, ભીષ્મ અને ધૃતરાષ્ટ્રને યજ્ઞ પ્રત્યે આવવાનું આમંત્રણ કરયું, ને દ્રોણાચાર્યાદિકને પણ ત્યાં પધારવાનું કહ્યું. ત્યારે પ્રસન્ન થઈ તેઓ બ્રાહ્મણોને મુખ્ય કરીને ઇંદ્રપ્રસ્થમાં ગયા. એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાનો રાજસૂય યજ્ઞ સાંભળી, સર્વ દિશાઓમાંથી સૈકડો રાજાઓ પ્રસન્ન થઈને, યુધિષ્ઠિરને આપવા વાસ્તે અનેક તરેહનાં રત્નો લઈ, તે યજ્ઞનો સમાજ તથા યુધિષ્ઠિર રાજાને જોવા સારૂ ઈંદ્રપ્રસ્થમાં આવ્યા. તેમાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ, મહાબુદ્ધિમાન્ વિદુરજી, દુર્યોધનાદિ સર્વ ભાઈઓ, ગાંધાર રાજા, મહાબળવાન શકુનિ, અચળ, વૃષક, રથિ પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણ, મહાબળવાન શલ્ય, મહાપરાક્રમી બાહ્લિક, સોમદત્ત, ભૂરિ, ભૂરિશ્રવા, શલ, અશ્વત્થામા, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, જયદ્રથ, પુત્રસહિત યજ્ઞસેન, પૃથ્વીપતિ, શાલ્વ, સમુદ્રની નજીક રેહેનારા સર્વ મ્લેચ્છો સહિત પ્રાગજ્યોતિષનો રાજા મહારથિ ભગદત્ત, પર્વતોમાં રેહેનારા સર્વ રાજાઓ, બૃહદ્બળ, પૌંડ્રક, તથા વંગ, કલિંગ, આકર્ષ, કુંતલ, ગાલવ, અંધ્રક, દ્રવિડ, સિંહલ અને કાશ્મિર દેશના રાજાઓ, મહા તેજસ્વિ કુંતીભોજ, ગૌરવાહન, મહાશૂરવીર બાહ્લિકો, પોતાના બે પુત્રોએ સહિત વિરાટ, મહાબળવાન માવેલ્લ, પોતાના પુત્રેસહિત યુદ્ધમાં દુર્મદ એવો શિશુપાળ, બળદેવજી, અનિરૂદ્ધ, કંક, સારણ, ગદ, પ્રદ્યુમ્ન, સાંબ, પરાક્રમિ ચારૂદેષ્ણ, ઉલ્મુક, નિશઠ, વીર અને ગાવહાદિ મહારથિ સર્વ યાદવો, મધ્ય દેશમાં ઉત્પન્ન થએલા કેટલાક રાજાઓ તથા બીજા પણ અનેક દેશોના રાજાઓ તથા રાજપુત્રો હતા. તે સર્વનો યુધિષ્ઠિર રાજાએ ઘણો સત્કાર કર્યો, ને તેની આજ્ઞાથી તેના ચાકરોએ તેમને ઉતારા વાસ્તે અનેક તરેહના ભોજનનાં પદાર્થોથી ભરેલાં, નિર્મળ અને મધુર જળથી ભરેલી વાવોવાળાં, ચોતરફ વૃક્ષોથી શોભાયમાન, કૈલાસ પર્વતના શિખર જેટલાં ઉંચાં, મનને આનંદ આપનારાં, અનેક તરેહનાં

રત્ને કરીને શોભાયમાન, ચારે બાજુએ શ્વેત કિલ્લાઓથી શોભીતાં, સુત્રેથી રચેલાં, મણિઓથી જમીન જેની જડી લીધી હતી એવાં, સુખે કરીને ચઢી જવાય એવા દાદરવાળાં, સુંદર આસનાદિ સાહિત્યોવાળાં, પુષ્પનાં તોરણો જેમાં લટકી રહ્યાં હતાં અને અગરૂચંદનના ધૂપની સુગંધ બેહેકી રહી હતી એવાં, હંસ અને ચંદ્ર સરખાં શ્વેત, મનુષ્યોએ જોવા લાયક, ચોતરફથી ખુલી હવા આવે એવાં એક સરખા દ્વારવાળાં, અનેક તરેહના ગુણોએ કરી યુક્ત અને સુવર્ણાદિ વિચિત્ર ધાતુથી જડેલાં ઘરો આપ્યાં, જેમાં તે સર્વ રાજાઓ સત્કાર પામીને રહ્યા. પછી તેઓ ઘણી દક્ષિણા આપનારા તથા ઘણા સભાસદોથી વીંટાયલા ધર્મરાજ યુધિષ્ઠિરને જોતા હતા, ને હે રાજા, તે સભા પણ રાજાઓ તથા મહર્ષિ બ્રાહ્મણોએ કરી ભરેલી હતી; તેથી જેમ દેવતાઓથી ભરેલું સ્વર્ગ શોભે, તેમ શોભતી હતી.

तत्सदःपार्थिवैःकीर्णं ब्राह्मणैश्चमहर्षिभिः ॥

भ्राजतेस्मतदाराज न्नाकपृष्ठंयथामरैः ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि निमंत्रितराजागमने

गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥



**वैशंपायनउवाच** ॥ पितामहंगुरूंचैव प्रत्युद्गम्ययुधिष्ठिरः ॥

॥ अभिवाद्यततोराज न्निदंवचनमब्रवीत् ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી તે યુધિષ્ઠિર રાજા, ભીષ્મપિતા અને ગુરૂ દ્રોણાચાર્યાદિ પાસે આવી તેમને પગે લાગીને, આ પ્રમાણે કેહેવા લાગ્યા કે હે પિતામહ, હે દ્રોણાચાર્ય, હે કૃપાચાર્ય, હે અશ્વત્થામા, હે દુર્યોધન, હે વિવિંશતી, આ યજ્ઞમાં તમે સૌ મારી ઉપર અનુગ્રહ કરો, ને જે મારૂં ધન છે તે સર્વ તમારૂંજ છે એમ જાણો; અને હું તમારી પ્રાર્થના કરૂં છું કે જેમ મારૂં શ્રેય થાય તેમ કરો. એમ કહીને યુધિષ્ઠિર રાજાએ તેઓને યથાયોગ્ય કામ સોંપ્યાં. તેમાં ભક્ષ્ય ભોજ્યાદિ જમવાના પદાર્થો તૈયાર કરાવવાનું કામ દુઃશાસનને, બ્રાહ્મણોનો સત્કાર કરવાનું અશ્વત્થામાને, રાજાઓની તજવીજ રાખવાનું સંજયને, અને સુવર્ણ, રત્નો તથા અનેક રંગનાં તરેહવાર વસ્ત્રોની સંભાળ રાખવાનું તથા દાનો આ-

પવાનું કામ કૃપાચાર્યને સોંપ્યું, તેમ બીજાઓને પણ જેને જેવું યોગ્ય તેને તેવું એક એક કામ સોંપ્યું. અને તે સર્વ કાર્યની તપાસ રાખવાનું કામ ભીષ્મ અને દ્રોણાચાર્યે લીધું. વળી બાહ્લિક, ધૃતરાષ્ટ્ર, સોમદત્ત અને જયદ્રથ તો તે યજ્ઞમાં ધણી જેવા થઇને હર્ષ પામતા હતા. તે યજ્ઞમાં સ-ર્વ ધર્મના જાણનાર વિદુરજી દ્રવ્ય વાપરનારા થયા હતા, દુર્યોધન યુધિષ્ઠિરને જે ભેટ આવતી તે ગૃહણ કરતો હતો, અને યુધિષ્ઠિરને ભેટ આપનારા પુરૂષોથી વીંટાયલા શ્રીકૃષ્ણે, બ્રાહ્મણોને પ્રસન્ન કરવા વાસ્તે તેમના પગ ધોવાનું કામ ગૃહણ કર્યું હતું. હે રાજા, તે યુધિષ્ઠિર રાજાને તથા તેની સભાને જોવાની ઇચ્છાથી આવેલા રાજાઓમાંથી કોઈ પણ રાજા, તે યુ-ધિષ્ઠિરને આપવા વાસ્તે દ્રવ્યના એક હજાર સિક્કાથી ઓછું નહીં લાવ્યો હતો. તેઓ સર્વે યુધિષ્ઠિર રાજાને અનેક તરેહનાં રત્નો આપતા, પણ પોતાના મનમાં માનતા કે આ "હું રત્નો આપીશ તેણે કરીને આ રાજા કેમ સંતોષ પામશે!" કેમકે એ યજ્ઞ કરે છે! એમ માની તેઓ માંહો-માંહે સરસાસરસી કરીને યુધિષ્ઠિરને વિશેષ દ્રવ્ય આપતા હતા. હે રાજા, તે મહાત્મા કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ જોવા સારૂ ઈંદ્રાદિ લોકપાલ દેવતાઓ વિમાને કરી ત્યાં આવીને આકાશમાં રહેલા હતા. તેમના વિમા-નને જેનાં શિખરોએ સ્પર્શ કર્યો હતો એવાં, દિવ્ય, વિમાનને આકારે બાંધેલાં, અનેક તરેહનાં રત્નોથી જડેલાં, ઉત્કૃષ્ટ સમૃદ્ધિવાળાં અને રાજાઓ તથા બ્રાહ્મણો જેમાં રહેલા હતા, એવાં ઘરોએ કરીને તે યજ્ઞસભા શો-ભતી હતી. એવી સમૃદ્ધિએ કરીને વરૂણ દેવતાની સ્પર્ધા કરનાર યુધિષ્ઠિર રાજાએ, છ અગ્નિએ કરીને મોહોટી દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ કર્યો, ને સર્વ મનુષ્યોને ઇચ્છિત પદાર્થો આપીને તૃપ્ત કર્યાં. તે યજ્ઞનો સમાજ, અન્ન જેમાં ઘણું વપરાતું હતું, ભોજનનાં પદાર્થો તથા ભોજન કરનારાં મનુષ્યો જેમાં ઘણાં હતાં, અને રાજાઓ જેમાં રત્નોના નજરાણા આપતા હતા એવો થયો. પછી તે યજ્ઞમાં મંત્ર જાણવામાં તથા હસ્તક્રિયામાં કુશળ એવા બ્રાહ્મણોએ અગ્નિમાં હોમ કરતાં બાકી જે શેષ હુતદ્રવ્ય રહ્યું હતું, તેની સ્વિષ્ટકૃત આહુતી આપી, તેથી સર્વ દેવતાઓ તૃપ્ત થયા. એ પ્રમાણે તે યજ્ઞમાં જેમ દેવતાઓ તૃપ્ત થયા, તેમ દક્ષિણા, અન્ન અને ઘણાં દ્રવ્યે કરીને બ્રાહ્મણો અને હર્ષ પામેલા સર્વ વર્ણો પણ તૃપ્ત થયા.

यथादेवास्तथाविप्रा दक्षिणान्नमहाधनैः ॥
ततृपुःसर्ववर्णाश्च तस्मिन्यज्ञेमुदान्विताः ॥
इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि यज्ञकरणे
गुर्जरभाषायां पंचात्रिंशोऽध्यायः ॥ ३५ ॥
॥ समाप्तंच राजसूयपर्व ॥

---

## ॥ अथार्घाहरणपर्व ॥

**वैशंपायनउवाच** ॥ ततोभिषेचनीयेन्हि ब्राह्मणाराजभिःसह ॥
॥ अंतर्वेदींप्रविविशुः सत्काराहर्हामहर्षयः ॥

વૈશંપાયન કેહેછે—પછી રાજસૂય યજ્ઞના અંગમાં થતા સોમયાગને દિવસે સત્કાર પામવા લાયક મહર્ષિ બ્રાહ્મણોએ, રાજાઓએ સહિત યજ્ઞ મંડપમાં પ્રવેશ કર્યો, તે સમય તેઓ ઘણા શોભતા હતા. હે રાજા, તે બ્રહ્મ સભામાં મળેલા દેવતાઓ તથા દેવઋષિઓ તે યજ્ઞના કામથી જ્યારે નિવૃત્તિ પામતા, ત્યારે અનેક તરેહની મન ગમતી વાર્તાઓ તથા શાસ્ત્રાર્થ કરતા હતા. તેમાં કેટલાક પૂર્વ પક્ષિ થઇને પોતાનો મત સ્થાપન કરતા, તેનું કેટલાક ઉત્તર પક્ષિ થઇને ખંડન કરતા હતા. એમ વારંવાર એક બીજાનો મત પરસ્પરે ખંડન મંડન કરીને તેઓ વિનોદ પામતા હતા. તેમાં કેટલાક ઋષિઓ શબ્દોના અર્થ તાણી તોડીને કરતા, અને કેટલાક યથાર્થ કરતા હતા. વળી કેટલાક ઋષિઓ અનેક તરેહના તર્કથી તથા શાસ્ત્રનાં ઉદાહરણોથી શબ્દોના ખરા અર્થને ઉલટાવી નાખતા, ને બીજા-ઓએ કરેલા અર્થનો, જેમ શ્યેન પક્ષિઓ આકાશમાં પ્રાપ્ત થએલાં માંસનો ત્યાગ કરે, તેમ ત્યાગ કરતા હતા. વળી કેટલાક સર્વ ભાષ્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ, કેટલાક ધર્મ અર્થને જાણવામાં કુશળ, તથા કેટલાક મોહોટા વ્રતવાળા ઋષિઓ ત્યાં અનેક તરેહની વાતો કરી હર્ષ પામતા હતા. હે રાજા, તે મોહોટા વિસ્તારવાળો યજ્ઞ મંડપ, વેદમાં કુશળ એવા દેવતા, બ્રાહ્મણો અને ઋષિઓથી ભરેલો હતો, તેથી જેમ નક્ષત્રોએ કરીને આકાશ શોભે તેમ શોભતો હતો; ને તેની અંદર કોઇ શૂદ્ર અથવા જનોઇ વગરના હતા નહીં. હવે તે બુદ્ધિમાન્ અને મોહોટી શોભાવાળા ધર્મરાજ યુધિષ્ઠિરની યજ્ઞ વિધિમાં ઘણી સમૃદ્ધિ જોઇને, ઋષિ નારદજી ઘણા સંતોષ પામતા હતા,

પણ તેમને એક મોહોટો વિચાર થતો હતો. તે એ કે, તે મંડપમાં સર્વ ક્ષત્રિઓનો સમાગમ થએલો જોઇને તેમણે, મેં જે અંશાવતરણ પ્રકરણમાં તમને પૂર્વે બ્રહ્મલોકમાં થએલું વૃત્તાંત કહી સંભળાવ્યું હતું, તે યાદ કરી તે સમાગમને દેવતાઓનો સમાગમ જાણ્યો. પછી તેઓ કમળ સરખાં નેત્રવાળા હરિ ભગવાનનું સ્મરણ કરીને પોતાના મનમાં વિચારવા લાગ્યા કે દેવતાઓના શત્રુઓને નાશ કરનાર, સમર્થ અને શત્રુના શેહેરને જીતનાર સાક્ષાત્ નારાયણ, પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરીને ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયા છે. અને પૂર્વે પોતે સર્વ દેવતાઓને આજ્ઞા આપી છે કે, તમે પૃથ્વીને વિષે અવતરો. એ પ્રમાણે દેવતાઓને આજ્ઞા આપીને મહાસમર્થ સર્વ ભૂત પ્રાણિને ઉત્પન્ન કરનાર અને પોતાના વંશનું ભરણ પોષણ કરનારાઓમાં શ્રેષ્ઠ નારાયણ, પૃથ્વીમાં યદુ વંશને વિષે વસુદેવને ઘેર ઉત્પન્ન થઇને, યાદવોમાં પોતાની શોભાએ કરી, જેમ નક્ષત્રોમાં ચંદ્ર શોભે તેમ શોભે છે; જેની ભુજાઓના બળની ઇન્દ્રે સહિત સર્વ દેવતાઓ ઉપાસના કરે છે. તે આ હરી ભગવાન જે મનુષ્ય સ્વરૂપ ધારણ કરીને વિરાજે છે, તે બળે કરી યુક્ત આ સર્વ ક્ષત્રિઓનો નાશ થવા ઇચ્છે છે! એ પ્રમાણે સર્વજ્ઞ, ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ, અને મહાબુદ્ધિમાન્ નારદજી વિચાર કરતા કરતા, યજ્ઞે કરી આરાધન કરવા યોગ્ય, સર્વમાં વ્યાપક અને સર્વના ઇશ્વર હરિભગવાનનું ધ્યાન કરીને, યુધિષ્ઠિરના યજ્ઞમાં ઘણા માનથી બેઠા હતા. પછી ભીષ્મપિતાએ ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે હે ભારત, હવે રાજાઓનું યથાયોગ્ય પૂજન કરો; તેમાં આચાર્ય, બ્રાહ્મણ, સંબંધી, સંન્યાસિ મિત્ર અને રાજા, એ છ જણા અર્ઘ પામવા લાયક કહેલા છે. એ સર્વે આપણે ત્યાં ઘણેક કાળે આવેલા છે, માટે હે રાજા, તેઓ એકએક વાસ્તે અર્ઘ લાવો; તેમાં પણ જે સમર્થ અને શ્રેષ્ઠ હોય તેને સારૂ પ્રથમ લાવો. યુધિષ્ઠિરે પૂછ્યું કે હે પિતામહ, તમે પ્રથમ કેને અર્ઘ આપવા ધારો છો! જે યોગ્ય હોય તે કહો. વૈશંપાયન કહે છે—ત્યારે મહાપરાક્રમી શંતનુના પુત્ર ભીષ્મે પોતાની બુદ્ધિથી નિશ્ચય કરીને કહ્યું કે હે રાજા, હું પૃથ્વીમાં પૂજા કરવા યોગ્ય શ્રીકૃષ્ણને માનું છું. કારણ તેઓ આ સર્વની વચમાં તેમ, બળ અને પરાક્રમે કરીને, જેમ સર્વ તેજસ્વિ પદાર્થોમાં સૂર્ય પ્રકાશમાન થઇને શોભે તેમ શોભે છે. વળી જેમ સૂર્યે કરી અંધકાર ટળી જઇને પ્રકાશ થાય છે અને વાયુએ કરી વાયુ વિનાના પુરૂષને હર્ષ થાય છે, તેમ

આ શ્રીકૃષ્ણે કરીને આપણી સભાને પ્રકાશ અને હર્ષ થાય છે. માટે પ્રથમ શ્રીકૃષ્ણની અર્ઘ્ય આપીને પૂજા કરો. એવી પિતામહની આજ્ઞા સાંભળી મહાપ્રતાપિ સહદેવ શ્રીકૃષ્ણ વાસ્તે વિધિયુક્ત ઉત્તમ અર્ઘ્ય લઇ આવ્યા, જે શ્રીકૃષ્ણે શાસ્ત્રમાં કહેલી પૂજાની વિધિએ સહિત ગ્રહણ કર્યો. હે જનમેજય એ પ્રમાણે શ્રીકૃષ્ણની પૂજા થઇ, તે મહાબળવાન ચેદિરાજ શિશુપાળથી સહન થઈ નહીં; તેથી તે ભીષ્મ અને યુધિષ્ઠિર પાસે આવીને, સભામાંજ શ્રીકૃષ્ણને દૂષણ આપતાં આ પ્રમાણે કેહેવા લાગ્યો.

सउपालभ्यभीष्मंच धर्मराजंचसंसदि ॥

अपाक्षीपद्वासुदेवं चेदिराजोमहाबलः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि कृष्णार्घदाने

गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

**शिशुपालउवाच** ॥ नायमर्हतिवार्ष्णेय रितष्ठत्स्विहमहात्मसु ॥

॥ महीपतिषुकौरव्य राजवत्पार्थिवार्हणं ॥

શિશુપાળ કેહે છે—હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ટિર, અહિયાં પૃથ્વીના પતિ મહાત્મા સર્વ રાજાઓ બેઠા છતાં આ કૃષ્ણ રાજાની પેઠે પૂજા પામવા યોગ્ય નથી. અને તમોએ સ્નેહથી પૂજા કરી, એ તમારા જેવા મહાત્માને પણ યોગ્ય નથી. પણ હે પાંડવો, તમે અજ્ઞાનિ હોવાથી સૂક્ષ્મ ધર્મને જાણતા નથી. તેમ આ સ્મૃતિયોનાં વાકયોનો ત્યાગ કરનાર ગંગાનો પુત્ર ભીષ્મ પણ થોડી બુદ્ધિવાળો છે. હે રાજા, તમે ધર્મિષ્ટ થઇને આ કૃષ્ણની પ્રીતિથી પૂજા કરો છો, તેથી આખા જગતને વિષે સત્ય પુરૂષોમાં અપમાન પામશો, ને આ ભીષ્મનું તો તમારાથી પણ અધિક અપમાન થશે. અને આ રાજ્ય વગરનો કૃષ્ણ, અહીંની પેઠે બીજે ઠેકાણે રાજાઓની સમક્ષ પૂજા પામવાને કેમ યોગ્ય થશે ? હે કુરૂવંશમાં શ્રેષ્ઠ, કદી તમે આ કૃષ્ણને વૃદ્ધમાનીને એની પૂજા કરતા હો, તો વસુદેવ છતાં તેનો પુત્ર પૂજા પામવા યોગ્ય કેમ થાય ? અથવા આ કૃષ્ણને તમે તમારૂં પ્રિય કરનાર તથા તમારામાં સ્નેહ રાખનાર માનીને પૂજ્યા હોય, તો દ્રુપદ રાજા છતાં એ પૂજવા યોગ્ય કેમ હોય ? વળી હે યુધિષ્ઠિર, ક-

હાય આ કૃષ્ણને તમે આચાર્યરૂપ માનીને પૂજ્યા હોય, તો દ્રોણાચાર્ય છતાં એ પૂજા પામવા લાયક નથી. અથવા તમે એને બ્રાહ્મણરૂપ માનતા હો, તો અવસ્થાયે કરી વૃદ્ધ વેદ વ્યાસ અહીં બેઠા છતાં તમે એની પૂજા કેમ કરી? વળી પોતાની ઇચ્છા પ્રમાણે જેને મૃત્યુ છે એવા શંતનુના પુત્ર સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ ભીષ્મ છતાં આ કૃષ્ણની તમે પૂજા કેમ કરી? હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા રાજા, તમોયે સર્વ શાસ્ત્ર જાણનારા અશ્વત્થામા, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન, તથા ભરતવંશના આચાર્ય કૃપાચાર્ય છતાં કૃષ્ણને કેમ પૂજ્યા? વળી કિન્નરોના અધિપતિ દ્રુમને મૂકી તથા પાંડુરાજા સરખા શ્રેષ્ઠ લક્ષણોવાળા અને દુઃખે કરીને પણ ન જીતાય એવા ભીષ્મક, રૂકિમન, એકલવ્ય અને મદ્રદેશના રાજા શલ્ય છતાં આ કૃષ્ણની તમે પૂજા કેમ કરી? વળી હે ભરતવંશી યુધિષ્ઠિર, પરશુરામનો પ્રિય શિષ્ય, જેણે યુદ્ધમાં પોતાના બળે કરીને સર્વ રાજાઓને જીત્યાછે એવા મહાબળવાન કર્ણનો પણ ત્યાગ કરીને તમે કૃષ્ણને કેમ પૂજ્યા? હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, આ કૃષ્ણ બ્રાહ્મણ નથી, તેમ આચાર્ય અથવા રાજા પણ નથી, ત્યારે તમે કેવળ એને ખુશી કરવા સારૂજ એની પૂજા કરી છે. પણ હે ભારત, તમારે જ્યારે કૃષ્ણનીજ પૂજા કરવી હતી, ત્યારે આ સર્વ રાજાઓને માઠું લગાડવા માટે અહીં શું કામ બોલાવવા હતા? હે કુંતિના પુત્ર, મહાત્મા એવા તમોને આ અમે સર્વ રાજાઓ જે કર આપીયે છૈયે, તે ભયથી વા લોભથી અથવા સમજાવ્યાથી આપતા નથી. પણ માત્ર ધર્મમાંજ તત્પર એવા તમોને ચક્રવર્ત્તી થવાની ઇચ્છા છે, તેથી આપીયે છૈયે. તોયપણ તમોયે તો અમને ગણકારયા વગર આ રાજાઓની સભાને વિષે, જેમાં પૂજા પામવાનાં કંઇ લક્ષણ નથી એવા કૃષ્ણની પૂજા કરી, એ ઉપરાંત રાજાઓનું બીજું શું અપમાન થાય? એટલું કહી તે શિશુપાળ સભામાં મોહોટેથી કેહેવા લાગ્યો કે આ ધર્મપુત્ર યુધિષ્ઠિરનો જગતમાં ધર્માત્માપણાનો જે યશ હતો, તે આજે એકાએક નાશ પામ્યો, કારણ એના વિના બીજો કોણ પુરૂષ આ ધર્મભ્રષ્ટ કૃષ્ણની પૂજા કરે? એ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા દુષ્ટ કૃષ્ણે પૂર્વે કંસનો નાશ કર્યો છે, અને મહાત્મા જરાસંધને પણ કપટથી મરાવ્યો છે. હવે આ યુધિષ્ટિરમાં જે ધર્માત્માપણું હતુ તે નાશ પામ્યું, કેમકે એણે કૃષ્ણની પૂજા કરીને પોતાની નબળાઇ જણાવી. એટલું બોલી તે શ્રી કૃષ્ણને કેહેવા લાગ્યો કે હે માધવ, કુંતિના

પુત્ર આ પાંડવો જો ભય પામ્યાતા અથવા દીન થયા વા તપસ્વિ પુરૂષો જેવા થયા હતા, તો તમારે તેમને તમોને યોગ્ય જે પૂજા હતી, તે વિષે કેહેવું હતું, પણ જ્યારે તેમણે તમારી રાજાની પેઠે પૂજા કરવા માંડી, ત્યારે તે પૂજા પામવા લાયક નહીં એવા તમે તેઓને પૂજા કરવાની કેમ આજ્ઞા આપી ? આ તો જેમ હુતદ્રવ્યનો રહેલો શેષભાગ મનુષ્ય વગરના સ્થળમાંથી કૂતરો લઈ જાય, તેમ તમને નહીં મળવા યોગ્ય પૂજા તમે ગ્રહણ કરીને ગર્વ કરો છો; પણ હે વાસુદેવ, તમારી પૂજા થવાથી આ રાજાઓને કંઈ અપમાન થયું નથી; કારણ સર્વ કૌરવો તમારોજ આશ્રય રાખેછે, તે તમને પૂજે તેમાં આશ્ચર્ય નથી. હે કૃષ્ણ, જેમ નપુંસક પુરૂષ પાસે સ્ત્રિયોની ચેષ્ટા તથા આંધળા પુરૂષને સ્વરૂપવાન પદાર્થ વૃથા છે, તેમ રાજા વિનાના પુરૂષની રાજાની પેઠે પૂજા કરવી તે વૃથા છે. પછી તેણે સર્વ સભાને કહ્યું કે આજે આપણે યુધિષ્ઠિર, ભીષ્મ અને કૃષ્ણને જોયા, ને અહીં એ સૌ સરખા છે. એ પ્રમાણે તેમને કહી આસન ઉપરથી ઉભો થઇને શિશુપાળ ત્યાંથી કેટલાક રાજાઓ સહિત જવા લાગ્યો.

इत्युक्त्वाशिशुपालस्ता नुत्थायपरमासनात् ॥
निर्ययौसदसस्तस्मात् सहितोराजभिस्तदा ॥

इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि शिशुपालक्रोधे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोयुधिष्ठिरोराजा शिशुपालमुपाद्रवत् ॥
॥ उवाचचैनंमधुरं सांत्वपूर्वमिदंवचः ॥

વૈશંપાયન કેહેછે—ત્યારે યુધિષ્ઠિર રાજા શિશુપાળ પ્રત્યે સાંત્વનાપૂર્વક મીઠી વાણીથી આ પ્રમાણે બોલ્યા કે હે પૃથ્વીપતિ શિશુપાળ, તમે જે બોલો છો તે યોગ્ય નથી, કેમકે વૃથા દુષ્ટ વચનો બોલવાં, એ મોહોટો અધર્મ છે. વળી આ શંતનુંના પુત્ર ભીષ્મ, જે પ્રમાણે ઉત્કૃષ્ટ ધર્મ જાણે છે, તે પ્રમાણે બીજો કોઇ રાજા જાણતો નથી, માટે તમે એઓનું વૃથા અપમાન કરો માં. પણ અહીં તમારાથી વૃદ્ધ ઘણા રાજાઓ છે તેમની તરફ જોઇને, તે સૌ જેમ શ્રીકૃષ્ણની પૂજાને સહન કરેછે, તેમ તમે પણ સહન કરો.

હે શિશુપાળ, જેમ આ ભીષ્મ શ્રીકૃષ્ણને તત્વથી જાણે છે તેમ તમે જાણતા નથી. ત્યારે ભીષ્મ બોલ્યા કે, આ શિશુપાળને સમજાવીને પ્રસન્ન કરવો નહીં, કેમકે એ સમજાવવા યોગ્ય નથી. કારણ એ જગતને વિષે વૃદ્ધ પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણની થએલી પૂજાનું અપમાન કરે છે ! પણ યુદ્ધ કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ એવો જે ક્ષત્રિય, યુદ્ધમાં બીજા ક્ષત્રિયોને જીતી તેમને વશ્ય કરીને મૂકી આપે, તે તેમનો ગુરૂ કહેવાય છે. તે પ્રમાણે આ મળેલા સર્વ રાજાઓમાંથી, યુદ્ધને વિષે શ્રીકૃષ્ણના તેજે કરીને નહીં જીતાયલો એવો એક પણ રાજા હું દેખતો નથી. વાસ્તે આ શ્રીકૃષ્ણ અમારે એકનેજ પૂછવા યોગ્ય નથી, પણ ત્રણે લોકમાં સર્વને પૂજા કરવા યોગ્ય છે. વળી એમણે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા ઘણા ક્ષત્રિયોને જીત્યા છે, ને એમનામાં સર્વ જગત્ લય થાય છે તેથી અહીં મોહોટા વૃદ્ધ પુરૂષો બેઠેલા છે, તોય પણ અમે શ્રીકૃષ્ણનુંજ પૂજન કરીયે છૈયે. વાસ્તે હે શિશુપાળ, તું એ પ્રમાણે બોલવા લાયક નથી ને તને શ્રીકૃષ્ણમાં એવી બુદ્ધિ પણ માં થાઓ. હે રાજા મેં ઘણા જ્ઞાનિ પુરૂષોની સેવા કરી છે, ને તેમનાથી શ્રીકૃષ્ણના ગુણ ઘણા સાંભળ્યા છે; અને મારી પાસે આવેલા બીજા પુરૂષોથી પણ આ મનુષ્યોમાં વિશેષ બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણના જન્મથીજ પૂતનાવધાદિ કર્મો ઘણાં સાંભળ્યાં છે. માટે હે શિશુપાળ, આ પૃથ્વીમાં સર્વને સુખ આપનારા અને સત્પુરૂષોથી પૂજા પામેલા શ્રીકૃષ્ણની પૂજા અમે કેવળ મતલબથી અથવા સંબંધને લીધે કરી નથી. વળી અહીં આવેલાઓમાં બાળક હશે તેની પણ અમે પરિક્ષા નથી કરી, એમ તું માં જાણીશ, કારણ સર્વની પરિક્ષા કરી જોઇ છે. તેથીજ અમે ગુણે કરીને જે વૃદ્ધ પુરૂષો છે, તેમને પણ મૂકીને શ્રીકૃષ્ણને પૂજા કરવા યોગ્ય માન્યા, ને તેમનો યશ, શૌર્યતા અને વિજય જાણીને, તેમની પૂજા કરી છે. વળી હે શિશુપાળ, બ્રાહ્મણોમાં જ્ઞાનિ, ક્ષત્રિયોમાં અધિક બળવાન, વૈસ્યમાં ધન ધાન્યવાળો અને શૂદ્રમાં સારા કુળમાં જન્મ લેનાર વૃદ્ધ કેહેવાય છે. માટે અમે આ શ્રીકૃષ્ણની પૂજા બે કારણથી કરી છે તે એ કે, એક તો આ શ્રીકૃષ્ણ વેદ અને વેદોના અંગોને જાણે છે, બીજું એમનામાં સર્વ કરતાં બળ અધિક છે વળી આ જગતને વિષે મનુષ્યમાં શ્રીકૃષ્ણ વિના બીજો કોણ શ્રેષ્ઠ છે ? એમનામાં ઉદારતા, મહત્તા, શાસ્ત્ર, શ્રવણ, શૌર્યતા, લજ્જા, યશ, ઉત્તમ બુદ્ધિ, પ્રજ્ઞા, સમૃદ્ધિ, ધૈર્યતા, સંતોષ અને બળ એ સર્વ ગુણો નિરંતર રહ્યા છે. વળી એઓ સર્વમાં જ્ઞાનવાન, આચાર્ય, પિતા

અને ગુરૂરૂપ છે, માટે અમે એમની પૂજા કરી છે. તે હે રાજાઓ, તમે સર્વે ક્ષમા કરવા યોગ્ય છો. વળી આ શ્રીકૃષ્ણ બ્રાહ્મણ, ગુરૂ, બ્રહ્મચારિ, સંન્યાસિ તથા રાજારૂપ છે. સર્વ જગતની ઉત્પત્તિ અને લય પણ આ અવિનાશિ એવા શ્રીકૃષ્ણથીજ થાય છે, કેમકે એઓ સર્વ જગતમાં કર્તા, રૂપ જેનું દેખવામાં આવતું નથી એવા આદિકારણ, અવિનાશિ અને સર્વ ભૂત પ્રાણિમાત્રથી જૂદા છે. વળી પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ જરાયુજાદિ ચાર પ્રકારના પ્રાણિયો, સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ, અને અગ્નિહોત્ર જેમાં મુખ્ય છે એવા સર્વ વેદો પણ શ્રીકૃષ્ણમાંજ રહ્યા છે. અને જેમ સર્વ વેદોમાં ગાયત્રિ, મનુષ્યોમાં રાજા, નદીઓમાં સમુદ્ર, નક્ષત્રોમાં ચંદ્ર, તેજસ્વિયોમાં સૂર્ય, પર્વતોમાં મેરૂ અને સર્વ પક્ષિયોમાં ગરૂડ મુખ્ય છે, તેમ દેવતાઓ સહિત આ બ્રહ્માંડમાં શ્રીકૃષ્ણ મુખ્ય છે. તેમને આ અજ્ઞાની શિશુપાળ ઓળખતો નથી, તેથી બધે ઠેકાણે હંમેશ આજ પ્રમાણે બોલે છે; કારણ જેમ બુદ્ધિમાન્ પુરૂષ શોધ કરેથી ઉત્કૃષ્ટ ધર્મને જાણે છે, તેમ એ જાણતો નથી. વળી બાળક અને વૃદ્ધોએ સહિત આ મહાત્મા રાજાઓમાંથી એવો કોણ છે, જે શ્રીકૃષ્ણને પૂજવા અયોગ્ય માનીને તેમની પૂજા ન કરે ? હવે આ શિશુપાળ, ઘણી મેહેનતથી થયેલી આ પૂજાને જાણીને, એ વિષે જેમ એને કરવું યોગ્ય હોય તેમ કરે.

अथैतांदुष्कृतांपूजां शिशुपालोव्यवस्यति ॥
दुष्कृतायांयथान्यायं तथांऽयंकर्तुमर्हति ॥
इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि भीष्मवाक्ये
गुर्जरभाषायां मष्टात्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

**वैशंपायनउवाच** ॥ एवमुक्त्वाततोभीष्मो विररामममहाबलः ॥
॥ व्याजहारोत्तरंतत्र सहदेवोर्थवद्वचः ॥

વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે કહીને ત્યાં મહાબળવાન ભીષ્મ નિવૃત્તિ પામ્યા; ત્યારે સહદેવે હેતુ સહિત બોલવા માંડ્યું કે હે રાજાઓ, મેં આ કેશિ દૈત્યોને નાશ કરનારા તથા અગણિત પરાક્રમવાળા શ્રીકૃષ્ણની પૂજા

કરીને, સર્વ બળવાન પુરૂષોની સમક્ષ, જે એ પૂજાને સહન કરતો નથી તેના મસ્તક ઉપર આ મારો પગ મૂક્યા સરખું કર્યું છે, એમ હું કહું છું. તેનો મને તે જો સામે થઇને ઉત્તર આપશે તો હું તેને નાશ કરીશ, ને અર્થે કરીને પૂજા કરવા યોગ્ય જે બુદ્ધિમાન્, આચાર્ય, અને વડીલ પુરૂષો હશે તેમની પૂજા કરીશ, એમ તમે જાણો. વૈશંપાયન કેહેછે—હે રાજા, એ પ્રમાણે તે સહદેવ ગર્વિષ્ટ અને બળવાન રાજાઓની વચમાં બોલ્યો, તોયપણ તે બુદ્ધિમાન્ રાજાઓમાંથી કોઇ બોલ્યો નહીં; તે સમય સહદેવના મસ્તક ઉપર પુષ્પની વૃષ્ટિ થવા લાગી, ને કોઇને જાણવામાં ન આવે એમ અંતરિક્ષમાં સારૂં સારૂં થવા લાગ્યું. ત્યારે સર્વ સંશય ટાળનારા અને સર્વ લોકને જાણનારા નારદજી, સર્વ મનુષ્યોની વચમાં ખુલ્લી રીતે બોલ્યા કે, કમળપત્ર સરખાં નેત્રવાળા આ શ્રીકૃષ્ણની જે કોઇ પૂજા નથી કરતો, તે જીવતાં પણ મૂવા સરખોછે, ને તેની સાથે કોઇ દિવસે ભાષણ કરવું પણ યોગ્ય નથી. વૈશંપાયન કહેછે—પછી આ બ્રાહ્મણ ક્ષત્રિય અને આ વૈશ્ય છે, એમ જાણનારા સહદેવે, જેઓ પૂજા કરવા યોગ્ય હતા તેઓની પૂજા કરીને તે કર્મ સમાપ્ત કર્યું. તેમાં જ્યારે શ્રીકૃષ્ણની પૂજા થઇ ત્યારે ક્રોધે કરીને ત્રાંબા સરખાં લાલ નેત્ર જેનાં થયાં છે, એવો શત્રુઓને પીડા પમાડનાર સુનીથ નામે રાજા સર્વ રાજાઓને કહેવા લાગ્યો કે, હું સેનાપતિ થઇને ઉભો છું એમ તમે માનો, ને આવો આપણે સર્વ મળીને યાદવો તથા પાંડવો સાથે યુદ્ધ કરીએ. એ પ્રમાણે સર્વ રાજાઓને ઉશ્કેરીને તેમના સહિત તેણે યુધિષ્ઠિરના યજ્ઞમાં વિઘ્ન કરવાનો વિચાર કર્યો. તે સમય શિશુપાલ જેમાં મુખ્ય છે એવા તે સર્વ રાજાઓ ઘણા ક્રોધ પામ્યા હતા, તેથી તેમના મુખોનો વર્ણ ફરી ગયેલો દેખાતો હતો; પછી તેમણે સૌએ યુધિષ્ઠિરને ચક્રવર્ત્તી થવાનો અભિષેક તથા શ્રીકૃષ્ણનો સત્કાર જેમ ન થાય તેમ કરવાનો નિશ્ચય કર્યો. એ પ્રમાણે નિશ્ચય કરી ક્રોધ પામી, તે પોતાના બળને નહીં જાણનારા રાજાઓ, તેમના સ્નેહિ પુરૂષોએ તેમને વાર્યા છતાં પણ અનેક તરેહનાં વચનો બોલવા લાગ્યા. તે સમય તેમનાં શરીર, જેમ કોઇ પુરૂષ સિંહ પાસેથી માંસ ઉપાડી લે, ને તેથી ગર્જના કરતા એવા તે સિંહનું સ્વરૂપ શોભે તેમ શોભતાં હતાં. ત્યારે શ્રીકૃષ્ણે, જેનો પાર આવે નહીં ને જે નાશ ન પામે, એવી ને રાજાઓરૂપી સમુદ્ર જેવી સેનાનો સમુદાય યુદ્ધ વાસ્તે સંકેત કરતો હતો, તે જાણ્યો.

तंत्रलैाघपर्यंतं राजसागरमक्षयं ॥
कुर्वाणंसमयंकृष्णो युद्धायबुबुधेतदा ॥
इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि राजमंत्रणे
गुर्जरभाषायां मेकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

**॥ समाप्तंच अर्घाभिहरणपर्व ॥**

---

## ॥ अथ शिशुपालवधपर्व ॥

**वैशंपायनउवाच** ॥ ततःसागरसंकाशं दृष्ट्वानृपतिमंडलं ॥
॥ संवर्तवाताभिहतं भीमंक्षुब्धमिवार्णवं ॥

વૈશંપાયન કેહેછે—પછી મહા તેજસ્વિ અને ઇંદ્રની પેઠે શત્રુઓને નાશ કરનારા યુધિષ્ઠિર રાજાએ, તે રાજાઓના મંડળને વંટોળીઆ વાયુથી હણાઇને ભયંકર થયેલા અને ક્ષોભ પામેલા સમુદ્ર સરખું જોઇને બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન્ પુરૂષોમાં મુખ્ય, અને કૌરવોના પિતામહ વૃદ્ધ ભીષ્મને કહ્યું કે હે પિતામહ, આ સમુદ્ર જેવો રાજાઓનો જમાવ ક્રોધથી ચલાયમાન થયોછે, તેથી આપણા યજ્ઞમાં વિઘ્ન ન થાય અને બધી પ્રજાનું પણ કલ્યાણ થાય, એવું જે કંઇ આપણને કરવા યોગ્ય હોય તે કહો. એ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછયાથી ભીષ્મે કહ્યું કે કુરૂવંશમાં સિંહરૂપ, આપણે શ્રીકૃષ્ણનો આશ્રય કરીને ઉત્તમ નીતિ પ્રમાણે ચાલ્યા છીયે, માટે તું કંઇ ભય પામ માં, કેમકે કૂતરો શું સિંહનો નાશ કરી શકેછે? હે રાજા, જેમ કોઇ સિંહ સુતો હોય, ત્યાં આવી કૂતરાઓ એકઠા મળીને ભસે, તેમ આ વૃષ્ણિકુળમાં સિંહરૂપ શાંત થઇને બેઠેલા શ્રીકૃષ્ણની પાસે આ ક્રોધ પામેલા સર્વ રાજાઓ ભસેછે. તેમને આ થોડા પરાક્રમવાળો ચેદી દેશનો રાજા શિશુપાલ યમ લોકપ્રત્યે મૂકવા સારૂ ઉશ્કેરીને સિંહ સરખા કરેછે. તેથી હે યુધિષ્ઠિર, આ શ્રીકૃષ્ણ, હિરણ્યાક્ષ દૈત્યની પેઠે શિશુપાલનો નાશ કરીને તેમાં પોતાના પૂર્વના પાર્ષદ એટલે સેવકનું જે તેજ છે, તે લઇ લેવાની ઇચ્છા કરે છે. માટેજ આ સર્વ રાજાઓ સહિત શિશુપાલની બુદ્ધિનો લોપ થયો છે. કેમકે આ મનુષ્યોમાં સિંહરૂપ અને ત્રણે લોકમાં સર્વ ભૂત

પ્રાણિયોને ઉત્પન્ન તથા લય કરનાર શ્રીકૃષ્ણ જેનો નાશ કરવાની ઇચ્છા કરે છે, તેની આ શિશુપાલની પેઠે પ્રથમ બુદ્ધિનો નાશ કરેછે. વૈશંપાયન કહે છે—હે ભારત, એવાં ભીષ્મનાં વચન સાંભળી ચેદી દેશનો રાજા શિશુપાલ તેને સ્નેહ વિનાના શબ્દોવાળી કઠોર વાણી સંભળાવવા લાગ્યો.

इतितस्यवचःश्रुत्वा ततश्चेदिपतिर्नृपः ॥
भीष्मंरूक्षाक्षरावाचः श्रावयामासभारत ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वाणि युधिष्ठिराश्वासने गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

**शिशुपालउवाच** ॥ विभिषिकाभिर्बह्वीभि र्भीषयन्सर्वपार्थिवान् ॥
॥ नव्यपत्रपसेकस्मा द्बृद्धःसन्कुलपांसनः ॥

શિશુપાલ કહેછે—હે ભીષ્મ, કુરૂકુળમાં કાજળ જેવા તમે વૃદ્ધ થઇને ભય ભરેલાં વાક્ય કરી સર્વ રાજાઓને ભય પમાડતાં કેમ લજાતા નથી? વળી કાર્યરૂપ પરિણામને પામનાર જે માયા તથા તેમાં જે ચૈતન્ય પરમાત્માનું પ્રતિબિંબ પડેછે, તે પ્રતિબિંબ અને માયાનો અધિષ્ટાનરૂપ જે નિર્વિશેષ વસ્તુ ચૈતન્ય પરમાત્મા છે, તેને વિષે તત્પર એવા તમોએ શું ધર્મથી ઉલટું બોલવું યોગ્ય છે? તમે સર્વ કૌરવોમાં ઉત્તમ છો, ને જેમ સુકાનવાળા તથા માલમાદિ ખલાસિયો જેમાં છે, એવા મોહોટા વાહાણને બાંધેલું નાહાનું વાહાણ સમુદ્રના પારને પામેછે તથા જેમ શરીર અન્નના આધારથી ચાલેછે, તેમ આ કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા સર્વે તમારાજ આધારથી વર્તેછે, પણ તમે આ કૃષ્ણનાં પૂતનાવધાદિ કર્મ કહીને અમારા મનને તાપ પમાડ્યા, તેથી હે ભીષ્મ, એનું વખાણ કરનારા મૂર્ખ એવા જે તમે, તેની જીભના કપાઇને સો કટકા કેમ થતા નથી? કારણ આ કૃષ્ણ, બાળકોથી તે વૃદ્ધ પુરૂષોએ નિંદવા લાયક છે એનું તમે વૃદ્ધ થઇને વખાણ કરવા ઇચ્છો છો, પણ એણે બાળકપણામાં પૂતનાને નાશ કરી તેમાં આશ્ચર્ય જેવું શું છે? વળી એણે યુદ્ધમાં કુશળ નહીં એવા ઘોડારૂપ કેશિ તથા બળદરૂપ વૃષભ દૈત્યને નાશ કર્યા, અને જડ કાષ્ટનું ગાડું પગની લાતથી તોડી નાંખ્યું, તેમાં અદભુત જેવું શું કર્યું? તેમ એણે રાફડા જેવા ગોવર્ધન

પર્વતને સાત દિવસ સુધી હાથમાં ધારણ કરી રાખ્યો, તેમાં પણ હું કંઇ આશ્ચર્ય સરખું માનતો નથી. વળી તેણે તે ગોવર્ધન પર્વતના શિખર ઉપર રમતાં રમતાં ઘણું અન્ન ખાધું, એમાં આ અહીં આવેલા રાજાઓ સૌ વિસ્મય પામતા હશે, પણ હું કંઇ વિસ્મય પામતો નથી. વળી એણે બળવાન કંસના રાજમાં રહી તેનું અન્ન ખાઇને તેને નાશ કર્યો, એ પણ કંઈ આશ્ચર્ય જેવું નથી. માટે હે ક્રૂર કુળમાં અધમ ભીષ્મ, હું અધર્મના જાણનાર એવા તમને જે વાક્ય કેહેવા ધારૂં છું, તે તમે સત્પુરૂષોથી સાંભળ્યાં નહીં હોય. હે ભીષ્મ, સ્ત્રિયો, ગાયો, બ્રાહ્મણો, અન્ન આપનાર અને જેને પોતાનો કરી માન્યો હોય. તેમના ઉપર શસ્ત્ર ન મૂકવું, એવો ધર્મ સંત પુરૂષો રૂડા પુરૂષોને બતાવે છે, તે સંતપણું આ જગતમાં તમારે વિષે હવેથી નિષ્ફળ ગયું એમ દેખાય છે. હે કૌરવોમાં દુષ્ટ ભીષ્મ, તમે અજાણ્યાની પેઠે મારી પાસે કૃષ્ણનું ઘણું વખાણ કરો છો, તેથી તમારૂં જ્ઞાતાપણું તથા વૃદ્ધપણું વૃથા ગયું. કારણ વૃષભ, અશ્વ અને સ્રીને નાશ કરનારો કૃષ્ણ તમારા વાક્યથી વખણાય છે, પણ એ વખાણવા યોગ્ય કેમ હોય? અને કદાચ આ કૃષ્ણ તમારા કેહેવા પ્રમાણે પૂતનાવધાદિ કર્મ પોતામાં ખરાં કરી આપશે, પણ એ સર્વ વૃથા છે, અને જેમ કોઇ પૃથ્વી ઉપર પડેલા પક્ષિનું બોલવું સારૂં હોય, પણ તેના ક્રૂર સ્વભાવથી તેનું આચરણ ખરાબ હોય છે, તેમ કથા કેહેનારો પુરૂષ સુંદર વાણીથી કથા કેહે છે, પણ તેમાં પોતાના ખરાબ સ્વભાવને લીધે ઘણું વધારીને ખોટું બોલે છે, તેને કોઇ "આ તમે ખોટું કેમ બોલો છો?" એમ કહી શિક્ષા કરતા નથી, પણ ઉલટી તેની સર્વે પ્રશંસા કરે છે. તેમ હે ભીષ્મ, તમે પણ તમારા ખરાબ સ્વભાવથી ખોટું બોલો છો, ને પાંડવોનો પણ એવોજ સ્વભાવ કરવા ઇચ્છો છો. વળી સત્પુરૂષોના માર્ગથી ભ્રષ્ટ થએલા તમે ધર્મ તો જાણતા નથી, તોયપણ તે જાણવાનું અભિમાન રાખીને પાંડવોને બતાવો છો. કારણ હે ભીષ્મ, તમોએ જે પ્રમાણે કર્યું તે પ્રમાણે જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ પુરૂષ પોતાને ધર્મનિષ્ઠ જાણીને કેમ કરે? વળી હે ભીષ્મ, ધર્મ જાણવાનો તથા મહાબુદ્ધિમાન્ હોવાનો ગર્વ રાખનારા તમોએ, શાલ્વ રાજાની ઇચ્છા રાખનારી અને ધર્મ જાણનારી અંબાનું હરણ કેમ કર્યું? અને જ્યારે તે અંબાએ તમારી પ્રાર્થના કરી, ત્યારે તમે પોતાનું બ્રહ્મચર્ય મૂકીને તેને વિષે ગમન કર્યું નહીં,

પણ જેને વાસ્તે તે અંબાને તમે હરણ કરી લાવ્યા હતા, તે તમારા ભાઇ વિચિત્રવીર્યે પણ તેને વિષે ગમન કરયું નહીં! *વળી તમારા દેખતાં અંબિકા તથા અંબાલિકાને વિષે બીજા પુરૂષે સંતાન ઉત્પન્ન કર્યાં, માટે હે ભીષ્મ, તમારામાં શું ધર્મ છે? તમે તો મોહથી અથવા નપુંસકપણાથી બ્રહ્મચર્ય ધારણ કરો છો તે વૃથા છે, એમાં સંશય નહીં. હે ભીષ્મ, તમારા યશની ક્યાંય વૃદ્ધિ થઇ એમ હું દેખતો નથી, કારણ તમોએ વૃદ્ધ પુરૂષોની સેવા કરી નથી. હે ભીષ્મ, મનુષ્યોને સંતાનથી જેટલું સુખ થાય છે, તેના સોળમા હિસ્સા જેટલું પણ ઇચ્છિત પદાર્થોનું દાન આપેથી, વેદો ભણેથી અથવા ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરેથી થતું નથી. વળી પુત્ર વિનાનો પુરૂષ જે વ્રત, ઉપવાસ તથા બીજાં પણ અનેક તરેહનાં સત્કર્મ કરે, તે સૌ નિષ્ફળ થાય છે. માટે હે ખોટા ધર્મમાં વર્ત્તનારા ભીષ્મ તમે જેમ એક હંસપક્ષિ પોતાની જાતથી મૃત્યુ પામ્યો હતો, તેમ આજ ક્ષત્રિઓથી મૃત્યુ પામો. તે હંસપક્ષિનું વૃત્તાંત પૂર્વે કેટલાક જ્ઞાનિ પુરૂષોએ કહ્યું છે, જે હું તમને કહું છું—પૂર્વે સમુદ્રના કિનારા ઉપર અવસ્થાએ કરીને વૃદ્ધ, ધર્મનાં વચન કેહેનારો, પોતાના બોલવાથી ઉલટો ચાલનારો અને સર્વ પક્ષિઓને શિખામણ આપનારો એક હંસપક્ષિ હતો. જે સર્વ પક્ષિઓને નિરંતર કેહેતો કે તમે સૌ "ધર્મ પ્રમાણે ચાલજો, અધર્મની રીતે ચાલશો માં." એવાં તેનાં વચન સાંભળી તે સર્વે હંસપક્ષિઓ ધર્મ પ્રમાણે ચાલતા, ને તેને ખાવાનાં પદાર્થો લાવી આપતા હતા. અને પોતાની પ્રજા વધવા સારૂ તે હંસની પાસે પોતાનાં ઇડાં મૂકતા, ને તેની તે રક્ષા કરશે એવો ભરોસો રાખીને, સમુદ્રના જળમાં પ્રવેશ કરી રેહેતા હતા. પણ પાપ કર્મ કરનાર તે હંસપક્ષિ તેમનાં ઇંડાઓનું ભક્ષણ કરી જતો. તે કોઈ હંસના જોવામાં આવ્યાથી તેણે ભય પામીને તે વાત બીજા હંસો પાસે કરી. ત્યારે તેમણે પણ તેજ પ્રમાણે જોયું. પછી એ અધર્મ કરનાર છે, એમ માની ક્રોધ યુક્ત થઇને, તેમણે એકઠા થઇ તે હંસનો નાશ કર્યો. માટે હે ભીષ્મ, જેમ તે સર્વ હંસોએ મળી તે અધર્મિ હંસને નાશ કર્યો, તેમ તેનીજ

*આદિ પર્વમાં એ અંબાને ભીષ્મે શાલ્વ રાજા પાસે જવાની રજા આપી એટલીજ કથા છે, પરંતુ એની વિસ્તારથી કથા ઉદ્યોગ પર્વમાં આવશે. એ રીતે ભારતમાં આગળ પાછળ એકનીએક કથાઓ પ્રસંગથી વધતી ઓછી આવે છે.

પેઠે વર્ત્તનારા તમને પણ આ ક્રોધ પામેલા સર્વરાજાઓ નાશ પમાડશે. વળી આ જગતમાં પુરાણ જાણનારા પુરૂષોએ તે હંસને આ પ્રમાણે કહ્યું હતું કે હે પક્ષિ તારૂં અંતઃકરણ લોભી છતાં તું ધર્મનાં વચન બોલેછે, અને આ ઈંડાંનું ભક્ષણ કરવારૂપી તારૂં કર્મ તારા બોલવાથી વિરૂદ્ધ છે.

अंतरात्मन्यभिहते रौत्रिपत्ररथाशुचि ॥

अंडभक्षणकर्मैत त्तववाचमतीयते ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवाक्ये गुर्जरभाषायां मेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

**शिशुपालउवाच** ॥ समेबहुमतोराजा जरासंधोमहाबलः ॥
॥ योऽनेनयुद्धंनेयेश दासोयमितिसंयुगे ॥

શિશુપાલ કેહે છે—હે ભીષ્મ, મહા બળવાન જરાસંધ રાજા મારે ઘણો વખાણવા યોગ્ય છે, કારણ જેણે આ કૃષ્ણને દાસરૂપ માની એની સાથે યુદ્ધ કર્યું નહીં, પણ આ કૃષ્ણે ભીમ તથા અર્જુને સહિત તે જરાસંધને મારવા સારૂ જે કર્મ કરયું તેને કોણ વખાણે? કેમકે એણે બ્રાહ્મણનો વેશ લઈ દરવાજા વગર બીજે ઠેકાણેથી શહેરમાં પ્રવેશ કરીને, તે જરાસંધનો મહિમા જોયો; તોયપણ તેણે આ કૃષ્ણને બ્રાહ્મણ માની એની પૂજા કરવા સારૂ પાદ્યાદિ અર્ઘ આપવા માંડયાં, જે એણે ગૃહણ કરયું નહીં, વળી તે જરાસંધે આ કૃષ્ણને ભીમસેન તથા અર્જુને સહિત ભોજન કરવાનું કહ્યું, પણ એણે વૈરભાવથી તેની પણ ના કહી. માટે હે મૂર્ખ ભીષ્મ, તમે જો આ કૃષ્ણને જગતના કર્ત્તા માનતા હો, તો એણે બ્રાહ્મણનો વેશ લઇને બ્રાહ્મણનો ધર્મ કેમ પાળ્યો નહીં? માટે હે ભીષ્મ, તમોએ સત્પુરૂષોના માર્ગથી ભ્રષ્ટ કરેલા આ પાંડવો તમારાં વચનનેજ શ્રેષ્ઠ માને છે, એ મને આશ્ચર્ય સરખું લાગે છે! પણ જેઓને સર્વ ધર્મ બતાવનારા તમે છો, તો તમારાં વચન તેઓ શ્રેષ્ઠ કરી માને એમાં આશ્ચર્ય નથી! વૈશંપાયન કેહે છે—એવાં તે શિશુપાલનાં સ્નેહ વગરનાં વચન સાંભળીને મહાપ્રતાપિ અને બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેન ક્રોધ પામ્યો. તેથી તેનાં જે કમળ સરખાં નેત્ર હતાં તે ત્રાંબા સરખાં લાલ થઈ ગયાં; ને તેણે પોતાની ભૃકુટિ ચઢાવી અને દાંતે કરી હોઠ દાબ્યા,

તેથી તેનું મુખ પ્રલય સમયમાં સર્વેને નાશ કરવા ઇચ્છનારા કાળ સરખું દેખાવા લાગ્યું; જે સર્વ રાજાઓના જોવામાં આવ્યું. પછી ભીમસેન શિશુપાલને મારવા સારૂ તેની પાસે જવા લાગ્યો, ત્યારે મહા સમર્થ અને મોહોટી ભુજાવાળા ભીષ્મે તેને કાર્તિકસ્વામિની પેઠે પકડી રાખ્યો, ને ઘણાં વચનો કહીને શાંત કર્યો ત્યારે ભીષ્મપિતાનાં વચન માન્ય કરીને ભીમસેન, જેમ સમુદ્ર, વર્ષાદ નિવૃત્ત થયા પછી કિનારાનું ઉલંઘન કરીને આગળ વધતો નથી, તેમ આગળ વધ્યો નહીં. પણ હે જનાધિપ, જ્યારે તે ભીમસેન ક્રોધયુક્ત થયો, ત્યારે મહા શૂરવીર શિશુપાલ લગાર પણ કંપ્યા વગર પોતાના પરાક્રમથી ઉભો રહ્યો. અને ભીમસેનને વારંવાર પોતા સામે આવવા ઈચ્છતો જોઇને, જેમ સિંહ ક્રોધ પામેલા મૃગને જોઇ ગણકારે નહીં તેમ તેને ગણકારતો નહીં. પછી તે મહા પ્રતાપિ ચેદિ દેશનો રાજા શિશુપાળ હસતાં હસતાં બોલ્યો કે હે ભીષ્મ, જેમ પતંગીયો અગ્નિના તેજે કરીને બળી મરે, તેમ મારા પરાક્રમથી આ ભીમસેન નાશ પામે, ને તે આ સર્વ રાજાઓ જુવે, માટે તમે એને મૂકી આપો. એવાં શિશુપાળનાં વચન સાંભળી કુરૂકુળમાં ઉત્તમ અને બુદ્ધિમાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ ભીષ્મ ભીમસેનને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

ततश्चेदिपतेर्वाक्यं श्रुत्वातत्कुरुसत्तमः ॥
भीमसेनमुवाचेदं भीष्मोमतिमतांवरः ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि भीमक्रोधे
गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

---

**भीष्मउवाच** ॥ चेदिराजकुलेजात स्त्र्यक्षएषचतुर्भुजः ॥
॥ रासभारावसदृशं ररासचननादच ॥

ભીષ્મ કેહેછે—હે ભીમસેન, જ્યારે આ શિશુપાળ ચેદિ દેશના રાજાના કુળમાં ઉત્પન્ન થયો, ત્યારે તેને ત્રણ નેત્ર અને ચાર ભુજાઓ હતી. તે સમય તેણે ગધેડાની પેઠે શબ્દ કર્યો, જેથી સંબંધિયોએ સહિત તેનાં માતા પિતા ત્રાસ પામ્યાં. પછી તેનું સ્વરૂપ જોઇને સ્ત્રી, પ્રધાન અને પુરોહિતે સહિત ચિંતાએ કરી મૂઢ થયેલા દમઘોષ રાજાએ તેને ત્યાગ કરવાની મતિ કરી; તેવામાં આકાશવાણિ થઇ કે હે રાજા, સર્વેથી બળે કરીને

અધિક એવો આ તમારો પુત્ર ઉત્પન્ન થયોછે, માટે તમે એની સાવચેતાઇથી રક્ષા કરો. હે નરાધિપ, આ તમારા પુત્રની સામે કાળ અથવા યમ રાજા પણ આવી શકશે નહીં, ને કદી જો કાળ આવશે તો તેને એ અસ્ત્રે કરીને નાશ કરશે. એટલું કહીને આકાશવાણિ બંધ થઇ. ત્યારે પુત્રમાં સ્નેહ હોવાથી તાપ પામીને એની મા બોલી કે, જેણે આ મારા પુત્ર સંબંધિ એવી વાણિ કહી તે મહા સમર્થ કોઇ દેવતા અગર બીજો કોઈ હશે, તોયપણ હું તેને હાથ જોડી પગે લાગું છું ને તેની પાસેથી ફરીથી સાંભળવા ઇચ્છું છું કે આ મારા પુત્રનું મૃત્યુ કેનાથી થશે? ત્યારે ફરીથી આકાશવાણિએ કહ્યું કે, આ તમારા પુત્રની મનુષ્યો કરતાં જે બે ભુજાઓ અધિક છે, તે જેના ખોળામાં બેઠેથી ખરી પડશે, તથા જેને જોયાથી એનું ત્રીજું નેત્ર અંદર સમાઈ જશે, તેનાથી એનું મૃત્યુ થશે. પછી હે ભીમસેન, એ પ્રમાણે દમઘોષ રાજાને ત્યાં ચાર ભુજા તથા ત્રણ નેત્રવાળો અને ગધેડાની માફક શબ્દ કરનાર પુત્ર થયો, તે સાંભળીને પૃથ્વીમાંના સર્વ રાજાઓ તેને જોવા સારૂ ત્યાં આવતા હતા. તેમનો તે રાજા યથાયોગ્ય પૂજાદિ સત્કાર કરતો, ને તે એક એક રાજાના ખોળામાં પોતાના પુત્રને બેસાડી જોતો. એ પ્રમાણે તેણે પોતાના બાળકને હજારો રાજાઓના ખોળામાં બેસાડી જોયો, પણ તેની વધારાની બે ભુજાઓ તથા ત્રીજા નેત્ર વિષે આકાશવાણિના કેહેવા પ્રમાણે થયું નહીં. પછી એ વાત દ્વારકાંપુરીમાં સાંભળીને, મહા બળવાન બળદેવજી તથા શ્રીકૃષ્ણ, પોતાની ફેઈ દમઘોષ રાજાની સ્ત્રીને મળવા સારૂ તેના શેહેર પ્રત્યે આવીને તે રાજાને તથા તેને પગે લાગ્યા, ને તેમને સેના તથા ભંડારની વૃદ્ધિ અને આરોગ્યતાના સમાચાર પૂછીને ત્યાં બેઠા. ત્યારે આ શિશુપાલની માએ પ્રીતિથી બળદેવજી તથા શ્રીકૃષ્ણનો ઘણો સત્કાર કર્યો, ને પોતાના પુત્રને શ્રીકૃષ્ણના ખોળામાં બેસાડ્યો કે તેજ સમય તેની બે ભુજાઓ ખરી પડી, તથા લલાટમાં રહેલું ત્રીજું નેત્ર અંદર સમાઇ ગયું. તે જોઈ ખેદ તથા ભય પામીને શિશુપાળની માએ શ્રીકૃષ્ણને કહ્યું કે હે મહાબાહો શ્રીકૃષ્ણ, તમે દુ:ખી મનુષ્યોને ધિરજ આપનારા અને ભય પામેલાઓને અભય આપનારા છો, માટે ભયે કરીને પીડા પામેલી જે હું, તેને વરદાન આપો. એવું સાંભળી શ્રીકૃષ્ણે તેને કહ્યું કે હે ધર્મ જાણનાર દેવિ, તમે કાંઇ ખેદ પામો માં, કારણ તમને મારાથી કંઈ ભય થવાનું નથી. તમે મારા પિતાનાં બેન

થાઓ છો, માટે નહીં આપી શકાય એમ હશે, તોયપણ હું તમને એક વરદાન આપીશ, વાસ્તે તમને શું ઇચ્છા છે તે કહો. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને તે બોલી કે હે મહા બળવાન યદુકુળમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ, તમારે મારે વાસ્તે આ મારા પુત્ર શિશુપાળના અપરાધ ક્ષમા કરવા એ હું વરદાન માગું છું. શ્રીકૃષ્ણે કહ્યું કે હે ફૈઇ, આ તમારો પુત્ર મારા સો અપરાધ કરશે ત્યાં સુધી હું ક્ષમા કરીશ, માટે તમે તમારા મનમાં કંઇ શોક રાખો નહીં. ભીષ્મ કેહે છે—હે શૂરવીર એ પ્રમાણે શ્રીકૃષ્ણના વરદાનથી ગર્વિષ્ઠ થયેલો આ પાપરૂપ અને મંદ બુદ્ધિવાળો શિશુપાળ તને બોલાવે છે.

एवमेषनृपःपापः शिशुपालःसमंदधीः ॥
त्वांसमाह्वयतेवीर गोविंदवरदर्पितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवृत्तांतकथने गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

---

**भीष्मउवाच** ॥ नैषाचेदिपतेर्बुद्धि र्ययात्वाह्वयतेऽच्युतं ॥
॥ नूनमेषजगद्भर्त्तुः कृष्णस्यैवविनिश्चयः ॥

ભીષ્મ કેહે છે—માટે હે ભીમસેન, આ શિશુપાળ જે બુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણ પ્રત્યે બોલે છે, તે એની પોતાની બુદ્ધિ નથી, કેમકે જગતનું પોષણ કરનાર શ્રીકૃષ્ણનીજ એવી ઇચ્છા છે. વળી હે ભીમસેન, કાળે જેને ઘેર્યો છે એવો આ પોતાના કુળમાં કજ્જલરૂપ શિશુપાળ જેમ મારી નિંદા કરે છે, તેમ કરવાને પૃથ્વીમાં બીજો કોણ યોગ્ય છે ? કારણ આ શિશુપાળ ભગવાનના તેજનો અંશ છે, જે આ શ્રીકૃષ્ણ પાછું લઇ લેવા ઇચ્છે છે; ને જે તેજને લીધેજ આ શિશુપાળ આપણને ગણકાર્યા વગર પોતાની મરજી પ્રમાણે મર્યાદા મૂકીને બોલે છે. વૈશંપાયન કેહે છે—એવાં ભીષ્મનાં વચન સાંભળી ક્રોધ પામીને શિશુપાળે કહ્યું કે હે ભીષ્મ, તમે આ કૃષ્ણનો મહિમા જે બંદીજનની પેઠે ગાઓ છો, તે એના અમારા જેવા શત્રુઓનો ગાઓ, ને જો તમને કોઇ બીજાની પ્રશંસા કરવાની મરજી હોય, તો આ કૃષ્ણને મૂકીને કોઈ રાજાની પ્રશંસા કરો. જુઓ આ જેણે જન્મ લઇનેજ પૃથ્વીને ભેદ પમાડી છે એવો સર્વ રાજાઓમાં ઉત્તમ દરદ નામે રાજા છે. વળી આ ઇંદ્ર સરખો બળવાન અને મોટા ધનુષની પ્રત્યંચા ખેંચનાર આં-

ગદેશનો રાજા કર્ણ છે; જેનાં બે દિવ્ય કુંડળો તથા પ્રકાશમાન કવચ સૂર્યે નિર્માણ કરેલાં છે, ને જેણે યુદ્ધમાં દુઃખે કરીને પણ ન જીતાય એવા જરાસંધને બાહુ યુદ્ધથી જીતીને, તેના શરીરને ભેદ પમાડ્યા સરખું કર્યું હતું, તેનું વખાણ કરો. વળી આ દ્રોણાચાર્ય તથા અશ્વત્થામા છે, જે બેમાંથી એક પણ ક્રોધ પામે તો આ સ્થાવર જંગમેયુક્ત આખી પૃથ્વીનો પણ નાશ કરી શકે; કારણ યુદ્ધમાં હું તેમની બરોબર કોઇ રાજાને દેખતો નથી. પણ હે ભીષ્મ, તમે તેમની પણ સ્તુતિ કરવા ઇચ્છતા નથી. વળી આખી પૃથ્વીમાં જેના બરોબર બીજો કોઇ નથી એવો અને સર્વ રાજાઓમાં મુખ્ય આ દુર્યોધન, અસ્ત્રવિદ્યામાં જેણે શ્રમ કર્યો છે એવો દૃઢ પરાક્રમી જયદ્રથ, જગતમાં પ્રસિદ્ધ પરાક્રમવાળો કિન્નરોનો રાજા મહાશૂરવીર દ્રુમ, શરદ્વાનના પુત્ર પરાક્રમી કૃપાચાર્ય, ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ રુક્મિન, મહાપરાક્રમી ભીષ્મક, પૃથ્વીનો પતિ દંતવક્ત્ર, ભગદત્ત, યૂપકેતુ, જયત્સેન, જરાસંધનો પુત્ર સહદેવ, વિરાટ, દ્રુપદ, મહાબળવાન શકુનિ, વિંદ, અનુવિંદ, પાંડ્ય, શ્વેતરાજા, મહાભાગ્યવાન શંખ, મહાગર્વિષ્ટ વૃષસેન, મહાપરાક્રમી એકલવ્ય અને મહારથિ કાલિંગ, એ બધા રાજાઓનો ત્યાગ કરીને તમે આ કૃષ્ણનું કેમ વખાણ કરો છો? એ ઉપરાંત પણ તમારી બીજા કોઇની સ્તુતિ કરવાની મરજી હોય તો આ શલ્યાદિ રાજાઓ છે તેની સ્તુતિ કેમ કરતા નથી? પણ હે ભીષ્મ, તમે કોઇ દિવસે ધર્મનાં વચન બોલનારા વિદ્વાન્ પુરૂષોનાં વાક્ય સાંભળ્યાં નથી, તો હું તમને સમજાવવા કેમ સમર્થ થાઉં? કારણ જેણે વિદ્વાન્ પુરૂષોનો આશ્રય કર્યો નથી, તે પુરૂષને પોતાની નિંદા અને સ્તુતિ સાંભળવામાં તથા પારકી નિંદા અને સ્તુતિ કરવામાં પ્રીતિ હોય છે. માટે હે ભીષ્મ, સ્તુતિ કરવા લાયક નહીં એવા આ કૃષ્ણની તમે મોહથી અથવા ભક્તિથી સ્તુતિ કરો છો, પણ તે કોઇ સ્વિકારશે નહીં. વળી કંસની ગાયોનું પાલન કરનારા અને દુષ્ટ અંતઃકરણવાળા આ કૃષ્ણને તમે બ્રહ્મરૂપ માનીને એને વિષે સર્વ જગત્ લય થાય છે, એમ કેમ કહો છો! પણ હે ભીષ્મ, મેં તમને હમણાંજ કહ્યું છે જે પૃથ્વી ઉપર પડેલા કોઇ પક્ષિની પેઠે તમારૂં બોલવું તમારા સ્વભાવ પ્રમાણે નથી. તે એ રીતે કે પૂર્વે હિમાદ્રિ પર્વતની ગુફામાં રેહેનારી કોઇ જાતની પક્ષિણીનું બોલવું "માસાહસં એટલે સાહસ કર્મ ન કરશો" એવું હતું, પણ તે પોતે સિંહના મોઢા પાસે જઇ પૃથ્વી ઉપર પડતી, ને

જ્યારે તે સિંહ મોઢું ઉઘાડતો, ત્યારે તેણે ખાધેલું માંસ જે તેની ડાઢોમાં ભરાઇ રહ્યું હોય, તે લઈને ખાઇજતી હતી, ને તેથીજ જીવતી. એ પ્રમાણે તે પોતે સાહસ કર્મ કરતી, પણ તેને પોતાના સ્વભાવથી જાણતી ન હતી. તેમ હે અધર્મિ ભીષ્મ, તમે પણ સદા ધર્મનાં વચનબોલો છો, પણ તેથી ઉલટું કરો છો. માટે આ જગતમાં દ્વેષ ઉત્પન્ન થાય એવાં કર્મ કરનારો તમારા જેવો બીજો કોઇ નથી, તોયપણ તમે આ સર્વ રાજાઓની કૃપાથી જીવો છો ! વૈશંપાયન કેહે છે— હે જનમેજય, એવાં શિશુપાળનાં અપ્રિય વચન સાંભળી ક્રોધ પામેલા ભીષ્મ, તે સાંભળે તેમ બોલ્યા કે, આ શિશુપાળના કેહેવા પ્રમાણે હું આ સર્વ રાજાઓની કૃપાથી જીવું છું ! પણ હું તો એમને તૃણ બરોબર પણ ગણકારતો નથી. એવાં ભીષ્મનાં વચન સાંભળી સર્વ રાજાઓએ મોહોટા શબ્દ કર્યા. તેમાં કેટલાક હસવા લાગ્યા, કેટલાક ભીષ્મની નિંદા કરવા લાગ્યા, ને કેટલાક કેહેવા પણ લાગ્યા કે આ પાપરૂપ, આપણી નિંદા કરનારા અને અવસ્થાએ કરીને વૃદ્ધ ભીષ્મને હવે આપણે ક્ષમા કરવી યોગ્ય નથી. માટે હે રાજાઓ ક્રોધ પામેલા આપણે સર્વ મળીને આ દુષ્ટ મતિવાળા ભીષ્મને પશુની પેઠે નાશ કરીએ, વા અગ્નિમાં નાખી બાળી દઇએ. એ પ્રમાણે તે રાજાઓનાં વચન સાંભળીને મહાબુદ્ધિમાન્ અને કુરૂકુળના પિતામહ ભીષ્મે તે બધાઓને કહ્યું કે હે રાજાઓ, જે પ્રમાણે તમે બોલો છો તે પ્રમાણે કરીને, તમે પોતાનાં વાકયની સિદ્ધિને પામો એમ હું દેખતો નથી; માટે હું તમને કહું તે સાંભળો. આ મેં તમારા સર્વના મસ્તક ઉપર પગ મૂકયા સરખું કર્યું છે, માટે તમે મને પશુની પેઠે નાશ કરો, વા અગ્નિમાં નાંખીને બાળી આપો. પણ અમે જેની પ્રથમ પૂજા કરી છે એવા આ શ્રીકૃષ્ણ અહીં બેઠા છે, માટે જેની બુદ્ધિ મારવા સારૂ ઉતાવળ કરતી હોય તે યુદ્ધમાં ચક્ર અને ગદા ધારણ કરનારા એ માધવને બોલાવે, ને મૃત્યુ પામીને એ યાદવરૂપ શ્રીકૃષ્ણના શરીરમાં પ્રવેશ કરે.

कृष्णमाह्वयतामद्य युद्धेचक्रगदाधरं ॥
यादवस्यैवदेवस्य देहंविशतुपातितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि भीष्मवाक्ये
गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥



**वैशंपायनउवाच ॥ ततःश्रुत्वैवभीष्मस्य चेदिराड्उरुविक्रमः ॥**
**॥ युयुत्सुर्वासुदेवेन वासुदेवमुवाचह ॥**

વૈશંપાયન કેહે છે—એવાં ભીષ્મનાં વચન સાંભળીને ચેદિ દેશનો રાજા ઘણા પરાક્રમવાળો શિશુપાળ શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી તેમને કેહેવા લાગ્યો કે હે કૃષ્ણ, હું તમને મારી સાથે યુદ્ધ કરવા સારૂ બોલાવું છું, ને આજે સર્વ પાંડવોએ સહિત તમને નાશ કરીશ; કારણ તેમણે સર્વે રાજાઓને મૂકીને તમારી પૂજા કરી, તેથી તમે શોભો છો. વળી ચાકર જેવા, રાજ્ય વગરના, દુષ્ટ મતિવાળા, અને પૂજા પામવાને અયોગ્ય એવા તમારી, જે કોઇ અજ્ઞાનપણાથી પૂજા કરે તેને પણ નાશ કરવા, એવી મારી મતિ છે. એ પ્રમાણે કહીને તે રાજાઓમાં સિંહરૂપ અને ક્રોધ પામેલો શિશુપાળ ગર્જના કરીને ત્યાં ઉભો. ત્યારે મહા પરાક્રમી શ્રીકૃષ્ણે તે સાંભળે તેમ સર્વ રાજાઓને કહ્યું કે હે રાજાઓ, આ મારી ફઇનો પુત્ર નિર્લજ્જ એવો શિશુપાળ અમારો યાદવોનો પરમ શત્રુ છે; કારણ નિર્લજ્જ કર્મ કરનારા આ શિશુપાળે, અમે જ્યારે પ્રાગજ્યોતિષપુર પ્રત્યે ગયા હતા, ત્યારે દ્વારકાં પ્રત્યે આવી તેને બાળી દીધી હતી; અને રૈવતક પર્વત ઉપર ક્રિડા કરતા યાદવોને મારી બાંધીને એ પોતાના પુર પ્રત્યે લઇ ગયો હતો, વળી એ પાપીએ અમારા પિતાના યજ્ઞમાં વિઘ્ન કરવા સારૂ, રક્ષક પુરૂષોએ સહિત અશ્વમેધના ઘોડાને ગ્રહણ કર્યો હતો. તેમજ બીજા પુરૂષની ઇચ્છા નહીં કરનારી બભ્રુ નામના યાદવથી સ્ત્રી, જ્યારે હસ્તિનાપૂરથી દ્વારકાં પ્રત્યે આવતાં સૌવીરદેશ પ્રત્યે આવી, ત્યારે તેના ઉપર મોહ પામીને આ શિશુપાળ તેને હરણ કરી ગયો હતો. વળી એ લાજવગરનાએ, કારૂષ દેશના રાજા વાસ્તે, કપટથી તેના સરખો વેશ લઇને, વિશાપુરીના રાજાની કન્યા ભદ્રાનું પણ હરણ કર્યું હતું. હે રાજાઓ, એ ઉપરાંત આ શિશુપાળે અમને છૂપી રીતે ઘણાં દુ:ખો આપ્યાં છે, જે સર્વે મેં એની માતા મારી ફૂઇ હોવાને લીધે સહન કર્યાં. પણ આ હમણાં તો એણે તમો સર્વ રાજાઓની સાનીધ્ય મારી નિંદા કરવાનો અપરાધ કર્યો છે, માટે હું એ વાંકમાં આવેલા અને રાજાઓની સભામાં નાશ કરવા લાયક શિશુપાળનો અપરાધ ક્ષમા કરવા સમર્થ નથી. વળી હમણાં જેને મરવાની ઇચ્છા છે એવા આ મૂર્ખ શિશુપાલે, પૂર્વે પોતાનો વિવાહ કરવા સારૂ રૂક્મિણીની માગણી કરી હતી! પણ તે રૂક્મિણી જેમ શૂદ્રને વેદની શ્રુતી ન મળે તેમ તેને મળી નહીં. વૈશંપાયન કેહે છે—એવાં શ્રીકૃષ્ણનાં વાક્યો સાંભળીને

તે સર્વે રાજાઓ ઇત્યાદિ શિશુપાલની નિંદા કરવા લાગ્યા, ને મહાપ્રતાપિ શિશુપાળ તો હસીને મોહોટા શબ્દથી કેહેવા લાગ્યો કે હે કૃષ્ણ, વાક્યદાનથી પ્રથમ મને મળેલી રૂક્મિણી સંબંધિ આ રાજાઓની સભામાં વાત કરતાં તમે કેમ લજાતા નથી? કારણ તમારી પેઠે સભામાં આવી વાતો કોણ બોલે? હે કૃષ્ણ, તમે મારી મા પાસે જે વાક્યો કહ્યાં છે, તે પ્રમાણે ચાલીને કદી મારો અપરાધ ક્ષમા કરીને પ્રસન્ન થશો, અથવા નહીં ક્ષમા કરીને ક્રોધ પામશો, તો તેથી મને શું થનાર છે? વૈશંપાયન કહેછે—હે રાજા, એ પ્રમાણે શિશુપાળનું બોલવું સાંભળીને મધુ દૈત્યને મારાનારા શ્રી કૃષ્ણે, તેજ સમય પોતાના મનમાં દૈત્યના સમુદાયને નાશ કરનારા ચક્રને યાદ કર્યું, કે તેજ વખતે તે ત્યાં આવી તેમને પ્રાપ્ત થયું. તેને હાથમાં લઇ બોલવામાં ચતુર એવા શ્રીકૃષ્ણ મોહોટા શબ્દથી બોલ્યા કે હે રાજાઓ, પૂર્વે આ શિશુપાળની માના માગવાથી મેં તેના પુત્રના સો અપરાધ ક્ષમા કરવાનું વરદાન આપ્યું હતું, તેથી આ શિશુપાળના સર્વ અપરાધ ક્ષમા કર્યા. પણ હવે તે સો અપરાધ પૂરા થયાથી હું તમો સર્વ રાજાઓના દેખતાં આ શિશુપાળનો નાશ કરીશ. હે જનમેજય, એવી વાણી કહીને શત્રૂઓને નાશ કરનાર ક્રોધ પામેલા શ્રીકૃષ્ણે ચક્રે કરીને શિશુપાળનું મસ્તક કાપ્યું, કે તેજ સમય તે મહાબાહો શિશુપાળ મૃત્યુ પામીને, વજ્રે કરી કાપી નાંખેલા પાંખવાળો પર્વત જેમ પડે તેમ પૃથ્વી ઉપર પડ્યો; ને તેના શરીરમાંથી નીકળેલા સૂર્ય સરખા પ્રકાશમાન તેજે, શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને તેમના સ્વરૂપમાં પ્રવેશ કર્યો. તે જોઇને સર્વ રાજાઓને આશ્ચર્ય જેવું લાગ્યું. એ પ્રમાણે જ્યારે શ્રીકૃષ્ણે શિશુપાળનો નાશ કર્યો, ત્યારે વાદળાં વગર વર્ષાદ વર્ષવા લાગ્યો, આકાશમાંથી પ્રકાશિત વિજળી પડી, ને પૃથ્વી પણ કંપાયમાન થઈ. તે સમય કેટલાક રાજાઓ શ્રીકૃષ્ણને જોઇ કંઈ બોલ્યા નહીં, કેટલાક ક્રોધ પામીને પોતાના હાથ મસળવા લાગ્યા, કેટલાક ક્રોધથી મૂર્છિત જેવા થઇને દાંતે કરી હોઠ દાબવા લાગ્યા, કેટલાક માંહોમાંહે શ્રીકૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા, તથા કેટલાક શિશુપાલના મૃત્યુથી હર્ષ અથવા ખેદ કંઈ પણ નહીં પામીને મધ્યસ્થ જેવા થઇ બેઠા રહ્યા. તે વખતે શ્રીકૃષ્ણનું પરાક્રમ જોઇને કેટલાક મહાન્ ઋષિઓ તથા મહાબળવાન રાજાઓ, શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા કરતા તેમની પાસે આવી તેમનાં વખાણ કરવા લાગ્યા. હે જનમેજય, તે પછી યુધિષ્ઠિર રાજાએ પોતાના

ભાઇયોને કહ્યું કે, આ મહાશૂરવીર દમઘોષ રાજાના પુત્ર શિશુપાલને અગ્નિસંસ્કાર કરો. એવી યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેનાદિકે શિશુપાળની અગ્નિસંસ્કારાદિ ક્રિયા કરી. પછી સર્વ રાજાઓ સાથે મળી યુધિષ્ઠિરે શિશુપાળના પુત્રને ચેદિ દેશના રાજ્યનો અભિષેક કર્યો. હે રાજા પછી ધર્મરાજ યુધિષ્ઠિરે, આનંદરૂપ જેનો પ્રારંભ હતો, શિશુપાળાદિ વિઘ્ન જેનાં નિવૃત્ત થયાં હતાં, તથા અન્નાદિ ભક્ષ્ય તથા ભોજ્યાદિ પદાર્થો જેમાં ઘણાં વપરાયાં હતાં, એવા ઘણી સમૃદ્ધિવાળા અને પ્રારંભથી તે સમાપ્તિ પર્યંત શાર્ઙ્ગધનુષ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા શ્રીકૃષ્ણથી રક્ષા પામેલા તે યજ્ઞની સમાપ્તિ કરીને અવભ્રથ સ્નાન કર્યું. ત્યારે સર્વ રાજાઓએ તેમની પાસે આવીને કહ્યું કે, હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજા, તમોએ ચક્રવર્ત્તીપણું પામી મોહોટાઈ મેળવીને, અજમીઢ વંશિઓનો યશ વધાર્યો એ ઘણું સારૂ કરયું છે, અને આ યજ્ઞરૂપી કર્મે કરીને ધર્મ પણ ઘણું કરયું, માટે હવે અમે અમારા દેશ પ્રત્યે જવાની રજા માગીયે છૈયે, જે તમે આપવા યોગ્ય છો. એ પ્રમાણે તેમનાં વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે તેમની યથાયોગ્ય પૂજા કરીને પોતાના ભાઇયોને કહ્યું કે આ સર્વ રાજાઓ પ્રીતિથી આપણે ત્યાં આવ્યા હતા, તે હવે મારી રજા લઇને પોતાના દેશો પ્રત્યે જાયછે, તેમને તમે સૌ આ ઇંદ્રપ્રસ્થની સીમા સૂધી મૂકવા જાઓ. ત્યારે ધર્મમાં વર્ત્તનારા ભીમસેનાદિ યુધિષ્ઠિરના કેહેવા પ્રમાણે એક એક રાજાને મૂકવા સારૂ ગયા. તેમાં વિરાટ રાજાને મહાપ્રતાપિ ધૃષ્ટદ્યુમ્ન, મહારથિ યજ્ઞસેન રાજાને અર્જુન, ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રને ભીમસેન, અશ્વત્થામા સહિત દ્રોણાચાર્યને સહદેવ, પુત્રે સહિત સુબલ રાજાને નકુળ, પર્વતોના રાજાઓને દ્રૌપદીના તથા સુભદ્રાના પુત્રો અને બીજા પણ સર્વ ક્ષત્રિઓને તે પાંડવો મૂકવા સારૂ ગયા હતા. એ પ્રમાણે સર્વ રાજાઓ તથા બ્રાહ્મણો ગયા પછી મહાપ્રતાપિ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, હે કુરૂકુળમાં ઉત્પન્ન થએલા યુધિષ્ઠિર રાજા, તમે રાજસૂય યજ્ઞની સમાપ્તિને પામ્યા એ ઘણું સારૂં થયું છે, ને હવે હું દ્વારકાં પ્રત્યે જવાની તમારી રજા લઉં છું. ત્યારે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું કે હે ગોવિંદ તમારી કૃપાથી આ યજ્ઞ થયો છે, ને સર્વ રાજાઓ પણ મને વશ્ય થઈ અનેક તરેહની ભેટો લાવી મારી પાસે આવ્યા હતા. માટે હે નિષ્પાપ, તમોને જવાની રજા આપવા મારે

મારી વાણી કેમ નીકળે? હે શૂરવીર, તમારે તો અવશ્ય દ્વારકાં પ્રત્યે જવું છે, પણ મને તમારા વગર ક્યાંય સુખ મળશે નહીં. એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું તેથી પ્રસન્ન થઇને ધર્માત્મા શ્રીકૃષ્ણે, યુધિષ્ઠિરે સહિત કુંતી પાસે જઇને કહ્યું કે હે ફૂઇ, તમારા સર્વ પુત્રો ચક્રવર્તી થયા, તેઓને યજ્ઞ કરવાની ઇચ્છા હતી તે સિદ્ધ થઇ, અને તેઓ ઘણા દ્રવ્યવાન પણ થયા છે, માટે તમે ખુશીમાં રહો. હવે હું તમારી દ્વારકાં પ્રત્યે જવાની રજા માગું છું; એમ કહી શ્રીકૃષ્ણે સુભદ્રા તથા દ્રૌપદીને અનેક તરેહનાં વાક્યોથી પ્રસન્ન કરીને સ્નાનાદિ ક્રિયા કરી. પછી બ્રાહ્મણોને બોલાવી તેઓ પાસે સ્વસ્તિવાચન કરાવીને શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરે સહિત ઘરમાંથી બાહાર નીકળ્યા. તે સમય મહાબાહુ દારૂક, વાદળા જેવડો મોહોટો સુંદર રથ જોડીને લાવ્યો. ત્યારે શ્રીકૃષ્ણ, ગરૂડનું ચિન્હ જેમાં હતું એવી ધ્વજાવાળા રથને જોઇ તેની જમણી બાજુએ આવી, તેમાં બેસીને દ્વારકાં પ્રત્યે જવા સારૂ ત્યાંથી રવાના થયા. તેમને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા પગે ચાલીને ઈંદ્રપ્રસ્થની સીમા સૂધી વળાવાને ગયા. પછી શ્રીકૃષ્ણે પોતાનો રથ બે ઘડિવાર ઉભો રાખીને યુધિષ્ઠિરને કહ્યું કે હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજા, તમે નિરંતર સાવધાન થઇને તમારી સર્વ પ્રજાનું, જેમ મેઘ સર્વ ભૂત પ્રાણિઓનું તથા બ્રાહ્મણો મોહોટા વૃક્ષોનું પાલન કરે છે, તેમ પાલન કરો, ને જેમ સર્વ દેવતાઓ ઈંદ્રના આશ્રયથી જીવે છે, તેમ તમારા ભાઇઓ તમારા આશ્રયથી જીવો. એ પ્રમાણે બીજી પણ અનેક તરેહની વાતો કરી શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર એક બીજાની રજા લઇને છૂટા પડ્યા. તે પાંડવો પોતાના ગૃહ પ્રત્યે આવ્યા, ને શ્રીકૃષ્ણ પોતાના ઘર પ્રત્યે ગયા. હવે મનુષ્યોમાં શ્રેષ્ઠ એક દુર્યોધન રાજા અને સુબલ રાજાનો પુત્ર શકુનિ, એ બે જણા તે દિવ્ય સભામાં રહ્યા હતા.

॥ एकोदुर्योधनोराजा शकुनिश्चापिसौबलः ॥

॥ तस्यांसभायांदिव्यायां मूषतुस्तौनरर्षभौ ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवधे गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

॥ समाप्तंच शिशुपालवधपर्व ॥

## ॥ अथ द्यूतपर्व ॥

**वैशंपायनउवाच** ॥ समाप्तेराजसूयेतु क्रतुश्रेष्ठेसुदुर्लभे ॥
॥ शिष्यैःपरिवृतोव्यासः पुरस्तात्समपद्यत ॥

વૈશંપાયન કેહે છે—હવે નિરંતર દુર્લભ એવો સર્વ યજ્ઞમાં શ્રેષ્ઠ રાજસૂય યજ્ઞ સમાપ્ત થયો, ત્યારે શિષ્યોએ વીંટાયલા વ્યાસજી યુધિષ્ઠિર પાસેં આવ્યા. ત્યારે ભાઇઓએ સહિત યુધિષ્ઠિર રાજાએ તેમને સુવર્ણનું આસન આપીને તેમની વિધિ પૂર્વક પૂજા કરી; એટલે વ્યાસજીએ તેમને બેસવાની આજ્ઞા આપી, ત્યારે ભાઇઓથી વીંટાયલા યુધિષ્ઠિર રાજા ત્યાં બેઠા. પછી મહાસમર્થ વ્યાસજીએ તેમને કહ્યું કે હે કુંતીના પુત્ર, તમોએ આ રાજસૂય યજ્ઞ કરીને મોહોટાઇ મેળવી અને કુરૂકુળનો યશ વધાર્યો એ સારૂં કર્યું. હવે હે પૃથ્વી પતિ, તમારાથી પૂજાયલો હું તમારી પાસેથી જવાની રજા માગું છું. એવાં તેમનાં વચન સાંભળી તેમને પગે લાગીને યુધિષ્ઠિરે કહ્યું કે હે મનુષ્યોમાં શ્રેષ્ઠ, મને એક સંશય ઉત્પન્ન થયો છે, તે નિવૃત્ત કરનાર તમારા વિના બીજો કોઇ નથી. તેથી હું તમોને પૂછું છું કે પૂર્વે નારદજીયે આકાશમાંથી વજ્રપાત થવાના, અંતરિક્ષમાં ધૂમકેતુ દેખાવાના અને પૃથ્વી કંપવાના ઉત્પાત કહ્યા હતા. તે જ્યારે શિશુપાળ મૃત્યુ પામ્યો ત્યારે થયા. પણ તેમનું કંઇ ફળ થયું નહીં, તેનું કારણ શું તે મને કહો. વૈશંપાયન કહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી પરાશરના પુત્ર વ્યાસજીએ કહ્યું કે હે રાજા, તેર વર્ષ પછી તમારે નિમિત્ત એકઠા થયેલા સર્વ ક્ષત્રિયોનો વિનાશ, દુર્યોધનના અપરાધથી અને ભીમસેન તથા અર્જુનના બળે કરીને થશે, તે તમોએ કહેલા ઉત્પાતનું ફળ જાણવું. એ મારાં વચનમાં વિશ્વાસ આવવા માટે હું કહું છું કે, આજની રાત્રીના અંતમાં તમને સ્વપનું આવશે. તેમાં નંદીશ્વર પોઠીઆ ઉપર બેઠેલા મહાદેવજીને તમે કૈલાસ પર્વત જેવડા મોહોટા સ્વરૂપવાળા અને યમ રાજાની દક્ષિણ દિશા તરફ જોઇ રહેલા દેખશો. પણ તેથી તમે કંઇ ખેદ પામશો માં, કારણ જે ભાવી તે કદી ટળવાનું નથી. હવે હે રાજા તમારૂં કલ્યાણ થાઓ, ને તમે સાવધાન રહીને પૃથ્વીનું પાલન કરો; હું કૈલાસ પર્વત પ્રત્યે જઇશ. વૈશંપાયન કેહે છે—એમ કહી શિષ્યોએ સહિત વ્યાસજી કૈલાસ પર્વત પ્રત્યે ગયા. પછી શોકયુક્ત યુધિષ્ઠિર રાજાએ મોહોટા નિશ્વાસ

મૂકી, વ્યાસજીના કેહેવા પ્રમાણે જે અવશ્ય ભાવિ હશે તે કદી ટળનારૂં નથી, એમ વિચારી પોતાના ભાઇયોને કહ્યું કે હે પુરૂષોમાં સિંહરૂપ ભાઇયો મને વ્યાસજીએ જે વાકયો કહ્યાં તે તમોએ સાંભળ્યાં। હવે મારે નિમિત્ત તેર વર્ષ પછી સર્વ ક્ષત્રિયોનો વિનાશ થવાનો છે, વાસ્તે મેંજ મરવાની મતિ કરી છે, કારણ જ્યારે એમ બને ત્યારે મારે જીવીને કરવું શું ? તે સાંભળી અર્જુને કહ્યું કે હે રાજા, બુદ્ધિનો નાશ કરે એવો તમે ખેદ કરો માં, પણ જે ઉપાય કરવો ઘટે તે વિચાર કરીને કરો. ત્યારે વ્યાસજીના વાકયનો વિચાર કરી યુધિષ્ઠિર બોલ્યા કે હે ભાઇઓ, તમારૂં કલ્યાણ થાઓ, ને હું જે પ્રતિજ્ઞા લઉં છું તે સાંભળો—હું કોઇ દિવસે ભાઇયો અથવા રાજાઓને અપ્રિય વચન બોલીશ નહીં, તેમના કેહેવા પ્રમાણે વર્તીશ, ને તેમની પાસે સારાં વાકયો બોલીને તેમની સાથે મેળાપ રાખીશ. કારણ ભેદ રાખવો, એજ કલેશનું મૂળ છે, વાસ્તે હું કોઇથી ભેદ રાખીશ નહીં, ને તેથી મારો આ લોકમાં અપયશ પણ નહીં થાય. હે રાજા, એવાં મોહોટા ભાઇ યુધિષ્ઠિરનાં વચન સાંભળી ભીમસેનાદિ ભાઈયોએ પણ યુધિષ્ઠિરના શ્રેયમાં પ્રીતિ રાખી તેમના કહેવા પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે સર્વ રાજાઓ ગયા પછી ભાઇયો સાથે નિશ્ચય કરીને, યુધિષ્ઠિર રાજાએ પ્રધાનાદિકો સહિત પોતાના પુરમાં પ્રવેશ કર્યો.

गतेषुक्षत्रियेंद्रेषु सर्वेषुभरतर्षभ ॥
युधिष्ठिरःसहामात्यः प्रविवेशपुरोत्तमं ॥
इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि युधिष्ठिरसमये
गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

---

**वैशंपायनउवाच** ॥ वसन्दुर्योधनस्तस्यां सभायांपुरुषर्षभ ॥
॥ शनैर्ददर्शतांसर्वा सभांशकुनिनासह ॥

વૈશંપાયન કેહે છે— હે પુરૂષોમાં શ્રેષ્ઠ, હવે તે સભામાં રહેલા દુર્યોધને શકુનિયે સહિત તે આખી સભા ધિરે ધિરે જોવા માંડી, તો તેમાં તેણે હસ્તિનાપુરમાં નહીં દીઠેલાં અનેક તરેહનાં ચિત્રો જોયાં. પછી તે સભામાં દુર્યોધન રાજા, કોઈ દિવસે તે સભાની સ્ફાટિક મણિની જમીન આગળ

આવતાં, તેને જળ માનીને પોતાનાં વસ્ત્રો ઉંચાં લઇ ચોતરફ ફરતો હતો. તેવામાં તેને ભ્રમ થવાની તે જમીન ઉપર પડી ગયો, જેથી તે લજ્જા પામી ખેદયુક્ત થઇને નિશ્વાસ મૂકતો મૂકતો નીચું મોઢું કરી ફરવા લાગ્યો. તે સ્ફટિક મણિ સરખાં જળ તથા કમળોવાળી તલાવડી પાસે આવ્યો, ને તેને સ્થળ માનીને આગળ ચાલતાં તેમાં પડી ગયો. તે જોઇને મહા બળવાન ભીમસેન તથા યુધિષ્ઠિરના ચાકરો ઘણા હસ્યા; પછી યુધિષ્ઠિરની આજ્ઞાથી તે ચાકરોયે દુર્યોધનને પેહેરવા સારૂ શ્રેષ્ઠ વસ્ત્રો આપ્યાં. તે સમય દુર્યોધનને એવી હાલતમાં જોઇને, ભીમસેન, અર્જુન, નકુળ, તથા સહદેવાદિ બધા હસવા લાગ્યા. પણ તે મનમાં ક્રોધ પામેલા દુર્યોધને પોતાની પડી જવાની વાત છૂપાવવા માટે પોતાનો ક્રોધ જણાવ્યો નહીં, ને તેમની સામે પણ ન જોયું. અને યુધિષ્ઠિરે મોકુલેલાં વસ્ત્રોને મૂકી તે તલાવડીના જળમાં તરવા માંડ્યું; પછી તે જળને તરીને તે પાછો જમીન ઉપર આવ્યો. તે જોઇને સભામાં બેઠેલાં મનુષ્યોએ વળી તેનું હાસ્ય કરચું. પછી તે દુર્યોધન રાજાએ, સ્ફટિક મણીની ભીંતમાં એક બંધ કરેલા દ્વાર જેવું ચિત્ર હશે તેને ઉઘડેલું દ્વાર માનીને તેમાંથી જવા માંડ્યું, તો તે દ્વાર તેના માથામાં વાગી ગયું; જેથી ચકરી આવ્યા જેવો થઇને તે ઉભો રહ્યો. પછી તેના જેવુંજ સ્ફટિકમણીના કમાડવાળું એક બીજું દ્વાર હતું, તે પોતાને હાથે ઉઘાડી દુર્યોધન તેમાંથી નીકળી જઇ આગળ ચાલ્યો, તો વળી પડી ગયો. ત્યારે ત્યાંથી ઉઠીને તે એક ઉઘડેલો દરવાજો હશે ત્યાં ગયો, પણ તેને બંધ માનીને ત્યાંથી પાછો ફર્યો. પછી હે રાજા, એ પ્રમાણે તે સભામાં અનેક તરેહથી મોહ પામેલો અને તે રાજસૂય યજ્ઞની મોહોટી સમૃદ્ધિ જોઇને ખેદયુકત થયેલો દુર્યોધન, યુધિષ્ઠિર રાજાની રજા લઇને હસ્તિનાપુર પ્રત્યે જવા સારૂ ત્યાંથી રવાને થયો. પણ તે યુધિષ્ઠિરની સમૃદ્ધિનો વિચાર કરતાં તે તાપ પામેલા દુર્યોધનને યુધિષ્ઠિરનું રાજ્ય હરણ કરી લેવાની પાપ બુદ્ધિ થઇ. હે રાજા, તે ઉદાર મનવાળા પાંડવોને તથા તેમને વશ્ય થયેલા સર્વ રાજાઓને જોઇ, અને બાળકથી તે વૃદ્ધ પર્યંત સર્વ મનુષ્યોને તેમનું હિત ઇચ્છનારા જાણીને, તે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના શરીરનો વર્ણ ઝાંખો થઇ ગયો હતો. અને રસ્તામાં ચાલતાં ચાલતાં તે બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાની સભા અને સમૃદ્ધિનો વિચાર કરતાં તે ગાંડા સરખો થઇ ગયેલો દેખાતો હતો. તેને શકુનિયે ઘણીવાર બોલાવ્યો પણ

તેણે કંઇ જવાબ આપ્યો નહીં. ત્યારે દુર્યોધનને વિચારમાં પડેલો જોઇને શકુનીએ પૂછ્યું કે હે દુર્યોધન, આ તું નિશ્વાસ મૂકયા કરેછે તે તને એવડું દુઃખ શાથી ઉત્પન્ન થયું છે? તે કહે. દુર્યોધને કહ્યું કે હે શકુનિ, મહાત્મા અર્જુનના પ્રતાપથી જીતાયલી આ સર્વ પૃથ્વી યુધિષ્ઠિરને વશ્ય થવાથી તથા પૃથ્વીમાં ઇંદ્રના યજ્ઞ જેવો યુધિષ્ઠિરનો યજ્ઞ જોઇને, નિરંતર ક્રોધ અને તાપ પામેલો હું, જેમ ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના કિરણોથી થોડું જળ સુકાય તેમ સુકાઉં છું. વળી હે શકુનિ, શ્રીકૃષ્ણે શિશુપાળનો નાશ કર્યો, ત્યારે કોઈ રાજાએ તેનો પક્ષ કર્યો નહીં, કારણ તે પાંડવોરૂપી અગ્નિએ કરી સર્વ રાજાઓ તાપ પામ્યા હતા. તેથી જો કે શ્રીકૃષ્ણે તે શિશુપાળને નાશ કરવાનું અયોગ્ય કર્મ કરી, કોઇથી નહીં ક્ષમા થાય એવો અપરાધ કર્યો તોપણ તે રાજાઓએ ક્ષમા કર્યો, વળી તે મહાત્મા પાંડુ રાજાના પુત્ર પાંડવોના પ્રતાપથી તે યજ્ઞ પણ સિદ્ધ થયો, ને જેમ કર આપનારી પ્રજા રાજા પાસે બેસીને કર આપે, તેમ સર્વ રાજાઓએ યુધિષ્ઠિરને અનેક તરેહનાં રત્નો તેની પાસે બેસીને આપ્યાં. તે શ્રેષ્ઠ રત્નોરૂપી સમૃદ્ધિ પાંડવોને પ્રાપ્ત થઇ, તે હું સહન કરી શકતો નથી, ને ઘણો તાપ પામું છું, એમ કહી તે દુર્યોધન, પોતાના મનમાં વિચાર કરી અગ્નિએ કરી જાણે બળતો હોય શું તેમ તાપ પામીને, ગાંધાર રાજાના પુત્ર શકુનિને કેહેવા લાગ્યો કે હે શકુનિ, હું અગ્નિમાં બળી મરીશ, વા ઝેરનું ભક્ષણ કરીશ અથવા જળમાં ડૂબી મરીશ, પણ જીવીશ નહીં. કારણ જગતમાં પોતાની સમૃદ્ધિથી શત્રુઓની સમૃદ્ધિ વધારે જોઇને બળવાન પુરૂષ તે કેમ સહન કરી શકે? વળી જેમ કોઇ સ્ત્રી પોતાના પતિને સ્વાધિન હોવાથી પોતાની શોકની સમૃદ્ધિ સહન કરે છે, તેમ હું કંઈ પાંડવોની સમૃદ્ધિ સહન કરી શકતો નથી. કારણ હું અર્જુનાદિકથી શસ્ત્રવિદ્યા અને બળમાં કંઈ ઓછો નથી, તેમ નપુંસકની પેઠે અસમર્થ પણ નથી. હે શકુનિ, મારા જેવો પુરૂષ પાંડવોનું રાજ્ય, સમૃદ્ધિ અને યજ્ઞ જોઇને કેમ તાપ ન પામે? પણ હું તેમની રાજ્ય સમૃદ્ધિ લઈ લેવાને અસમર્થ છું, કારણ મારી સહાયતા કરનાર કોઇ દેખાતો નથી. માટે હવે મરવાનો વિચાર કરૂં છું, ને કુંતીના પુત્ર પાંડવોની કોઇ દિવસે નાશ ન પામે એવી સમૃદ્ધિ જોઇને, પરાક્રમ વૃથા અને દૈવ શ્રેષ્ઠ છે એમ માનું છું. કારણ હે સુબલ રાજાના પુત્ર, પૂર્વે મેં તે યુધિષ્ઠિરને નાશ કરવાના ઘણા ઉપાય કર્યા, પણ તે સર્વે વૃથા ગયા; ને હવે તો જ-

ળમાં રહેલું કમળ જેમ વૃદ્ધિ પામે, તેમ તે નિત્ય સમૃદ્ધિએ કરીને વૃદ્ધિ પામે છે. અને અમે ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રો તેમનાથી કમી થતા જઇએ છીએ, માટે દૈવજ મુખ્ય છે. હે શકુનિ, એ પ્રમાણે તે પાંડવોની સમૃદ્ધિ તથા જેમાં મને ભ્રમ થયો એવી તે સભા, અને તેની રક્ષા કરનારાઓએ મારૂં હાસ્ય કર્યું, તે સર્વે જોઇને હું અગ્નિ સરખો તાપ પામું છું. માટે હે માતુલ, તમે મને નિરંતર દુઃખી અને ક્રોધે કરીને મરવાની ઇચ્છાવાળો જાણીને એ વાત ધૃતરાષ્ટ્રને જાણ કરો.

समामभ्यनुजानीहि मातुलात्यसुदुःखितं ॥
अमर्षंचसमाविष्टं धृतराष्ट्रेनिवेदय ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

---

**शकुनिरुवाच** ॥ दुर्योधननतेमर्षः कार्यःप्रतियुधिष्ठिरं ॥
॥ भागधेयानिहिस्वानि पांडवाभुंजतेसदा ॥

શકુનિ કેહેછે—હે દુર્યોધન, પાંડવો જે કંઈ પોતાના નસીબનું હશે તે સદૈવ ભોગવે છે, માટે તારે કંઇ યુધિષ્ઠિર પ્રત્યે ક્રોધ કરવો નહીં. હે શત્રુઓને નાશ કરનાર દુર્યોધન, પૂર્વે પાંડવોને નાશ કરવા સારૂ તેં અનેક તરેહના ઉપાય કર્યા, પણ તે સૌ વૃથા ગયા, ને તેઓ પોતાના દૈવથી મુકાયા. તેમને દ્રૌપદી સ્ત્રી રૂપે પ્રાપ્ત થઇ, તેથી પુત્રોએસહિત દ્રુપદ રાજા તેમની સહાયતા કરનાર થયા. વળી તેમને પૃથ્વી મેળવી આપવામાં મહાપરાક્રમી શ્રીકૃષ્ણ સહાયતા કરનાર છે, ને તેમને પોતાના પિતાનું રાજ્ય મળ્યું છે. અને ભીમસેન તથા અર્જુનાદિકના પરાક્રમથીજ યુધિષ્ઠિર મોહોટાઇને પામ્યા છે, તેમાં ખેદ શું? વળી અર્જુને અગ્નિને સંતોષ પમાડી તેની પાસેથી ગાંડીવ ધનુષ, અક્ષય બાણોનાં ભાથાં અને બીજાં પણ અનેક તરેહનાં શસ્ત્રો મેળવ્યાં, ને તે ધનુષના પ્રતાપથી તથા પોતાની ભુજાઓના બળથી સર્વ રાજાઓને વશ્ય કર્યા, તેમાં પણ ખેદ શું? વળી ક્ષત્રિય ધર્મમાં કુશળ એવા અર્જુને અગ્નિના દાહમાંથી મયદાનવને બચાવીને, તેની પાસેથી જેમાં તને ભ્રમ થયો એવી તે સભા કરાવી; જેને મયદાનવની આજ્ઞાથી તેના રાક્ષસ ચાકરો વહન કરે છે, તે સંબંધિ પણ ખેદ શાને ક-

રવો ધટે ? હે દુર્યોધન, તું કેહે છે જે મારી સહાયતા કરનાર કોઇ નથી, તે તારૂં બોલવું વૃથા છે. કારણ તારા સર્વ ભાઈઓ, પુત્રેસહિત મહાપરાક્રમી દ્રોણાચાર્ય, સૂતપુત્ર કર્ણ, મહારથિ કૃપાચાર્ય, સર્વ ભાઇઓ સહિત હું અને ભૂરિશ્રવા, એ સૌ તારી સહાયતા કરનાર છીએ, માટે તું એ સર્વની સહાયતાથી સમગ્ર પૃથ્વીને જીત. દુર્યોધને કહ્યું કે હે શકુનિ, તમે કહ્યા, એવા તે મહારથિયોની અને તમારી સહાયતાથી હું સમગ્ર પૃથ્વીને જીતું એમ તમે માનતા હો, તો હું તે પાંડવોને જીતીશ. કારણ સર્વ રાજાઓ તેમને વશ્ય છે, માટે તેમને જીત્યાથી સર્વ પૃથ્વી અને તે સભા મારી થશે. શકુનિયે કહ્યું કે હે દુર્યોધન, અર્જુન, શ્રીકૃષ્ણ, ભીમસેન, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને પુત્રોએ સહિત દ્રુપદ રાજા, એ સર્વે મહારથિઓ, મોટા ધનુષ્ધારી અને યુદ્ધમાં મહા મદોન્મત્ત છે, જેમને દેવતાઓ પણ જીતવાને સમર્થ નથી. તેથી તેઓ યુદ્ધે કરીને જીતાય એમ હું માનતો નથી, માટે યુધિષ્ઠિરને જીતવાનો એક ઉપાય કહું તે પ્રમાણે તું પ્રીતિથી કર. દુર્યોધન બોલ્યો કે હે શકુનિ, સાવધાન રહેલા મારા સ્નેહીઓથી તે પાંડવો જીતી શકાય એવો ઉપાય મને બતાવો. શકુનિયે કહ્યું કે હે દુર્યોધન, કુંતીના પુત્ર યુધિષ્ઠિર દ્યૂત રમવામાં પ્રીતિવાન છે, પણ તેને રમતાં આવડતું નથી, તેથી તેને રમવા સારૂ બોલાવો, કારણ રાજાને રમવા સારૂ બોલાવ્યો હોય તો, તે રમવાથી નિવૃત્ત થઇ શકતો નથી; ને ત્રણ લોકમાં મારા સરખો દ્યૂત રમવામાં કોઇ કુશળ નથી. તેથી તું જો તેને બોલાવીશ તો હે પુરૂષોમાં ઉત્તમ, પાસાની રમતમાં કુશળ એવો હું, તેનું રાજ્ય તથા સર્વ સમૃદ્ધિ હરણ કરી લઈશ, એમાં સંશય નથી. આ આપણા મનસુબાની વાત તું ધૃતરાષ્ટ્ર રાજા પાસે કર, ને તે જો રજા આપશે, તો હું તે યુધિષ્ઠિરનું સર્વસ્વ જીતી લઇશ. દુર્યોધન કેહે છે— કે સુબલ રાજાના પુત્ર, એ વાત કુરૂકુળમાં મુખ્ય ધૃતરાષ્ટ્રને હું કેહેવા સમર્થ નથી, માટે તમે યથાર્થ કહો.

त्वमेवकुरुमुख्याय धृतराष्ट्रायसौबल ॥
निवेदययथान्यायं नाहंशक्ष्येनिवेदितुं ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि दुर्योधनसंतापे
गुर्जरभाषायां मष्टचत्वारिंशोऽध्यायः ॥४८ ॥

**वैशंपायनउवाच** ॥ अनुभूयतुराज्ञस्तं राजसूयमहाक्रतुं ॥
॥ युधिष्ठिरस्यनृपते गांधारीपुत्रसंयुतः ॥

વૈશંપાયન કેહે છે—હવે શકુનીયે, ગાંધારીના પુત્ર દુર્યોધનની સાથે મનુષ્યોના અધિપતિ યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ જોઈ, તે દુર્યોધનનાં વચન સાંભળી તેનો મત જાણીને, બુદ્ધિરૂપી જેને નેત્ર છે એવા ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઈ કહ્યું કે હે રાજા ધૃતરાષ્ટ્ર, આ દુર્યોધનના શરીરનો વર્ણ બદલાઇને ફીકો થઇ ગયો, તે શરીરમાં સુકાઇ ગયો, ને તેનો ગર્વ પણ નાશ પામ્યો છે ! કારણ શત્રુરૂપ પાંડવોની સહન થઇ શકે નહીં એવી મોહોટાઇનો સંભવ થયો, તેનો તમે કંઇ વિચાર કરતા નથી ! તેથી તમારા પુત્ર દુર્યોધનના મનમાં મોહોટો શોક ઉત્પન્ન થયો છે, જે તમે કેમ જાણતા નથી ? એવાં તે શકુનિનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાની પાસે બેઠેલા દુર્યોધનને કહ્યું કે, હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા પુત્ર દુર્યોધન, તું આ મોહોટી ચિંતામાં શા કારણથી પડયો છે ? તે મને જો સાંભળવા યોગ્ય હોય તો કહે. કારણ આ શકુનિ મને કેહે છે જે, "દુર્યોધન શરીરમાં સુકાઇ ગયો છે, ને તેના શરીરનો વર્ણ ફરી જઇને ફીકો પડી ગયો છે." પણ હે પુત્ર, જો હું વિચાર કરૂં છું, તો તારા મનમાં શોક ઉત્પન્ન થવાનું કારણ કાંઈ દેખતો નથી, કેમકે આ આપણી મોહોટી સમૃદ્ધિ બધી તારે સ્વાધિન છે. વળી તારા ભાઈઓ તથા સર્વ સ્નેહિઓ કોઈ દિવસે તારૂં અપ્રિય કરતા નથી ! તું નિત્ય સુંદર વસ્ત્રો પેહેરે છે, માંસ સહિત અન્નનું ભોજન કરે છે, અને જાતવંત રૂડા અશ્વો ઉપર બેસે છે, તથાપિ તું શરીરમાં સુકાઇ ગયો, અને તારા શરીરનો વર્ણ ફરી ગયો એ શું ? હે દુર્યોધન ! તને સુંદર સ્ત્રિયો, અમુલ્ય શય્યાઓ, શ્રેષ્ઠ ગૃહો અને દેવતાઓ સરખાં વિહાર કરવાનાં સ્થાનકો છે, અને બાકી પણ જે તારા મોહોઢામાંથી નીકળે તે તને મળતાં છતાં તું દીન પુરૂષની પેઠે શોક કેમ કરે છે ? દુર્યોધને કહ્યું કે હે પિતા, હું નપુંસક પુરૂષની પેઠે ભોજન કરૂં છું અને વસ્ત્રો પણ પેહેરૂં છું, પણ વખતથી થતા ફેરફારને ઉલ્લંઘન કરવાની ઇચ્છાથી ઘણો ક્રોધ રાખું છું. કારણ જે પુરૂષ શત્રુથી ઉત્પન્ન થતા કલેશને નિવૃત્ત કરવા સારૂ ક્રોધ યુક્ત થઇ તે શત્રુનો પરાભવ કરે, તેનેજ સર્વ મનુષ્યો પુરૂષ કેહે છે. વળી હે પિતા, જે રાજા સંતોષ રાખે તેની સમૃદ્ધિ અને અભિમાન નાશ પામે છે, ને જે દયા તથા શત્રુથી ભય રાખે, તેના સંબંધિઓ

ઘણા છતાં પણ તેને મોહોટાઇ મળતી નથી. હે પિતા, મેં કુંતીના પુત્ર યુધિષ્ઠિરની મોહોટી સમૃદ્ધિ જોઇ છે, તેથી હું જે ભોજન કરૂંછું, તે મને પચંદ પડતું નથી; ને તે શત્રુઓ સમૃદ્ધિથી વધી ગયા અને તેમના કરતાં હું ઓછો રહ્યો, તે જોઇને મારા શરીરનો વર્ણ બદલાઇ ગયો છે, ને હું શરીરે પણ સુકાઇ જઇને દીન સરખો થયો છું. વળી તે યુધિષ્ઠિર રાજા, સ્નાન સંધ્યાદિ કર્મ કરનારા અડચાસી હજાર બ્રાહ્મણોનું, તેમના દરેકના ત્રીસ ત્રીસ ચાકરોએ સહિત પોષણ કરે છે, ને તેના ઘરને વિષે દરરોજ બીજા દશ હજાર બ્રાહ્મણો સુવર્ણના પાત્રમાં ભોજન કરે છે. તે યુધિષ્ઠિરને કાંબોજ દેશનો રાજા, કદળી મૃગના વિચિત્ર વર્ણવાળાં ચર્મ તથા અમુલ્ય ઉનનાં વસ્ત્રો મોકલે છે. વળી હે રાજા, સેંકડો હાથણિયો, હજારો ગાયો, ત્રણસો ઘોડા, અને સેંકડો ઉંટ તથા ઘોડીઓ તે યુધિષ્ઠિરને ત્યાં ફર્યાજ કરે છે! તેના રાજસૂય યજ્ઞમાં સર્વ રાજાઓએ આવીને તેને અનેક તરેહની ભેટો તથા રત્નો આપ્યાં. હે રાજા, તે યુધિષ્ઠિરના યજ્ઞમાં તેને જેવી દ્રવ્યની આવક થઇ, તેવી કોઇ બીજાના યજ્ઞમાં આવક થઇ હોય એવું મેં જોયું નથી, તેમ સાંભળ્યું પણ નથી. એવી આપણા શત્રુઓને અસંખ્ય દ્રવ્યની આવક જોઇ તેનો વિચાર કરતાં મને સુખ પડતું નથી. વળી સેંકડો બ્રાહ્મણો તથા ખેડૂતો, તે યુધિષ્ઠિરને આપવા સારૂ ત્રણ ખર્વ દ્રવ્ય લાવીને, તેના ઘરના દરવાજા પાસે તેમને વારવા છતાં પણ ઉભા હતા! વળી ગાયોનું પાલન કરનારા ગોવાળીઆ પણ યુધિષ્ઠિરને આપવા સારૂ ઘીથી ભરેલા સુવર્ણના ઘડાઓરૂપી દ્રવ્ય લઇને આવ્યા હતા! પણ તેઓ અંદર પ્રવેશ કરી શક્યા નહીં. વળી જેમ ઈંદ્રને અભિષેક કરવા વાસ્તે સર્વ વનસ્પતિઓ કાંસાના પાત્રમાં મધાદિ રસ લઇ આવી હતી, તેમ તે યુધિષ્ઠિરના અભિષેક સારૂ પણ લાવવામાં આવ્યા હતા. અને પૂર્વ દક્ષિણ તથા પશ્ચિમ સમુદ્રાદિ તીર્થોનું જળ આણવામાં આવ્યું હેતું. અને જ્યાં પક્ષીઓ વગર બીજા કોઈથી જઈ શકાતું નથી એવા ઉત્તર દિશાના સમુદ્રનું જળ દેવતાઓ લાવ્યા હતા, તથા અર્જુન ત્યાંથી ઘણું દ્રવ્ય લાવ્યો હતો. ત્યાં વરૂણના કેહેવાથી સમુદ્ર, સુવર્ણની દોરીઓવાળા અને રત્નજડિત શીકામાં શંખ લઇ આવ્યો હતો, જેણે કરી બ્રાહ્મણો સહિત શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને અભિષેક કર્યો! જે જોઇને મને જ્વર આવવા જેવું થયું. હે રાજા, તેના યજ્ઞમાં બીજું એક અદ્‌ભુત જેવું કર્મ થતું, જે હું કહું તે સાંભળો—તે યુધિષ્ઠિરે જ્યારે

ેક લાખ બ્રાહ્મણ ભોજન કરી લે, ત્યારે સર્વને જાણ કરવા સારૂ એકવાર ાંખનાદ કરવાનો નિયમ બાંધ્યો હતો. તે પ્રમાણે ત્યાં વારંવાર શંખ-ાદ થતા હતા! જે જોઇને હું પણ હર્ષ પામતો હતો. વળી હે રાજા, તે ાજાઓથી ભરેલી યુધિષ્ઠિરની સભા જેમ નક્ષત્રોએ કરીને આકાશ શોભે ેમ શોભતી હતી, ને તે યજ્ઞમાં બ્રાહ્મણોને ભોજન પિરસનારા સર્વ રાજા-ો અનેક તરેહનાં રત્નો લઇને જેમ બીજા રાજાને કર આપે, તેમ યુધિ-ષ્ઠિરને આપતા હતા! તેથી હવે યુધિષ્ઠિરના સરખી સમૃદ્ધિ ઈંદ્ર, યમ, વરૂ-ણ, અને કુબેરની પણ નથી! એવી તેની સમૃદ્ધિ જોઇને મારૂં મન તાપ ામે છે ને મને સુખની પ્રાપ્તિ થતી નથી. ત્યારે શકુનિ બોલ્યો કે હે સત્ય ારાક્રમી દુર્યોધન, તમે યુધિષ્ઠિરની જે સમૃદ્ધિ જોઇ છે, તે લઈ લેવાનો ું ઉપાય કહું તે સાંભળો—હે ભારત પૃથ્વીમાં હું પાસાની રમત જાણ-ારાઓમાં સૌથી સરસ છું, ને રમનાર પુરૂષનું મન જાણી લઉછું. અને ુંતીના પુત્ર યુધિષ્ઠિરને દ્યૂત રમવું પ્રિય છે, પણ તે રમી જાણતો નથી, ેથી તેને રમવા સારૂ બોલાવો. કેમકે તે યુધિષ્ઠિરને દ્યૂત રમવા અથવા ુદ્ધ કરવા વાસ્તે જો બોલાવ્યા હોય, તો તે જરૂર આવ્યા વગર રેહે નહીં. પછી હું તેને દ્યૂત રમાડી કપટથી તેની સર્વ સમૃદ્ધિ જીતીને લઇ લઇશ. ૈશંપાયન કેહે છે—એ પ્રમાણે શકુનિયે કહ્યા પછી દુર્યોધને ધૃતરાષ્ટ્રને ્હ્યું કે હે રાજા, પાસાની રમત જાણનારો આ શકુનિ, દ્યૂતે કરીને યુધિ-ષ્ઠિરની સમૃદ્ધિ લઈ લેવાનો ઉત્સાહ રાખે છે, માટે તમે રજા આપવા ોગ્ય છો. એવું સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે હે દુર્યોધન, આપ-ણા મંત્રિ મહા બુદ્ધિમાન્ વિદુરજી છે, જેની સલાહ પ્રમાણે હું હરકાંઇ કામ કરૂં છું, માટે તેને મળીને આ કાર્યનો નિશ્ચય કરીશ. કારણ લાંબો ેિચાર કરનાર વિદુરજી આપણું તથા પાંડવોનું હિત થાય, એવો ધર્મરૂપ નિશ્ચય કરીને કેહેશે. ત્યારે દુર્યોધન બોલ્યો કે હે પિતા, વિદુરજી તો તમને મળીને આ કાર્ય કરવાનું માંડી વળાવશે, એમાં સંદેહ નથી, ને જો તમે તેમ કરશો તો હું મૃત્યુ પામીશ. પછી તમે વિદુરે સહિત સુખી થઇને સર્વ પૃથ્વી ભોગવજો, મારૂં શું કામ છે! વૈશંપાયન કેહે છે—એવાં દુર્યોધ-નનાં ખેદયુક્ત વચન સાંભળીને તેનાજ મતમાં રહેલા ધૃતરાષ્ટ્ર રાજાએ પો-તાના ચાકરોને કહ્યું કે, દેશ દેશથી શિલ્પિ પુરૂષોને બોલાવી તેમને આ ા્ઞા કરો જે, દુર્યોધનનું મન શાંત થવા સારૂ હજારો સ્તંભોએ કરી વિસ્તા-

ર પામેલી, સો દરવાજાવાળી, મારા મનને આનંદ આપનારી, જોવા લાયક, સુખે કરી જેમાં પ્રવેશ થઈ શકે એવી અને રત્નોથી જડેલી એક સભા તૈયાર કરાવો. એ પ્રમાણે તે ચાકરોને આજ્ઞા આપ્યા પછી, વિદુરજીને પૂછવા વગર જેને હરકાંઈ કામ કરવાનો નિશ્ચય થતો નથી, એવા ધૃતરાષ્ટ્ર રાજાએ દ્યૂતમાં ઘણા ગેરફાયદા છે એમ માનતાં છતાં પણ તે વિદુરજીને બોલાવવા સારૂ દૂત મોકલ્યો. તે દૂતે જઈને ધૃતરાષ્ટ્રના કાર્યની વાત વિદુરજી પાસે કરી, જે સાંભળીને મહાબુદ્ધિમાન્ વિદુરજીએ " આ ક્લેશ તથા સર્વના વિનાશનું મૂળ પેદા થયું" એમ વિચાર્યું. પછી તેઓ પોતાના મોહોટા ભાઈ ધૃતરાષ્ટ્રની પાસે આવી તેમને પગે લાગીને બોલ્યા કે હે રાજા, તમે જે આ નિશ્ચય કર્યો તે ઠીક છે એમ હું માનતો નથી. માટે દ્યૂત રમેથી તમને પાંડવો સાથે ભેદ થાય તેમ માં કરો. ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર જો દેવતાઓની મારી ઉપર કૃપા હશે તો, દ્યૂત રમેથી મારા પુત્રોની સાથે પાંડુના પુત્રોને ક્લેશ થશે નહીં; ને કદી એ કામ કરેથી સારૂ અથવા નરસું થશે તો, એ દૈવ સમજવું, એમાં સંશય નથી. માટે દ્યૂતની તૈયારી કરો, ને હું એમ માનું છું કે મારી પાસે દ્રોણાચાર્ય, ભીષ્મ તથા તમે બેસો છો તેથી કંઈ પણ અન્યાય થશે નહીં. માટે તમે વાયુ સરખી ગતિ કરનાર ઘોડાઓ જેમાં જોડ્યા હોય એવા રથમાં બેસીને યુધિષ્ઠિરને અહીં બોલાવી લાવવા સારૂ ઈંદ્રપ્રસ્થ પ્રત્યે જાઓ, પણ તેને આ આપણો નિશ્ચય કેહેશો માં. હે વિદુર, હું દૈવનેજ બળવાન માનું છું, કારણ દ્યૂત રમવાનો નિશ્ચય થયો છે ! હે રાજા, એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે કહ્યાથી દુ:ખયુક્ત થએલા બુદ્ધિમાન્ વિદુરજી, "આ વિચાર યોગ્ય નથી" એમ ચિંતવન કરતા કરતા મહા ચતુર ભીષ્મની પાસે ગયા.

॥ इत्युक्तोविदुरोधीमा न्नेदमस्तीतिचिंतयन् ॥

॥ आपगेयंमहाप्राज्ञ मभ्यगच्छत्सुदुःखितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां मेकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

---

**जनमेजयउवाच** ॥ कथंसमभवद्द्यूतं भ्रातृणांतन्महात्ययं ॥

॥ यत्रतद्व्यसनंप्राप्तं पांडवैर्मेपितामहैः ॥

જનમેજય કેહે છે—હે વૈશંપાયન ઋષિ, જેનાથી મારા પિતામહ પાંડવોને મોહોટું દુઃખ થયું અને ભાઈયોનો મોહોટો વિનાશ થયો, એવું તે દ્યૂત કેમ થયું ? હે બ્રહ્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ, જ્યાં તે દ્યૂત રમાયું ત્યાં તારાઓરૂપી કોણ કોણ રાજાઓ બેઠા હતા ? વળી તે દ્યૂત રમવાની પ્રશંસા કોણે કરી અને ના કોણે કહી ? હે બ્રાહ્મણોમાં ઉત્તમ, હું રાજાઓના વિનાશનું મૂળ જે દ્યૂત તેનું વૃત્તાંત વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, માટે મને કહો. સુત કેહે છે—હે શૌનક, એ પ્રમાણે જનમેજય રાજાએ પૂછવાથી વ્યાસજીના શિષ્ય, મહાપ્રતાપિ તથા વેદનું તત્વ જાણનારા વૈશંપાયને કહ્યું કે હે ભારત, તમને એ વૃત્તાંત સાંભળવાની ઇચ્છા છે, માટે હું કહું છું—તે અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાએ વિદુરજીનો મત જાણીને એકાંતમાં દુર્યોધનને ફરીથી કહ્યું કે હે ગાંધારીના પુત્ર દુર્યોધન, તું દ્યૂત રમવાની વાત છોડી દે, કારણ મહાબુદ્ધિમાન્ વિદુરજી એ કામ કરવાની પ્રશંસા કરતા નથી. તે કયારે પણ આપણું અહિત થાય એમ કેહે નહીં, વાસ્તે તેણે કહ્યું એ આપણું હિત છે, એમ હું માનું છું. માટે હે પુત્ર, વિદુરના કેહેવા પ્રમાણે તું કરીશ તો તારૂં કલ્યાણ થશે. કારણ નારદ ઋષિ તથા મહાબુદ્ધિમાન્ બૃહસ્પતિએ જે શાસ્ત્ર ઇંદ્રને કહ્યું હતું, તે રહસ્ય સહિત મહા કવિ-વિદુરજી જાણે છે. તેના કેહેવા પ્રમાણે હું સર્વ કાર્ય કરૂં છું, કેમકે જેમ યાદવોમાં મહા બુદ્ધિમાન્ ઉદ્ધવજી શ્રેષ્ઠ છે, તેમ સર્વ કૌરવોમાં વિદુરજી શ્રેષ્ઠ છે વાસ્તે હે પુત્ર, તું દ્યૂતનીવાત છોડી દે, કારણ તેથી વૈર થાય એમ દેખાય છે; ને વૈરથી રાજ્ય નાશ પામે છે। વળી શાસ્ત્રમાં કહ્યું છે કે માતા પિતાએ પુત્રનું કલ્યાણ થાય એમ કરવું; માટે હું તને કહું છું જે તને પિતા પ્રપિતામહનું રાજ્ય મળ્યું છે, તેં શાસ્ત્રમાં કરવા કહેલાં કાર્ય અધ્યયન કરચાં છે, અને અમોએ ઉછેરેલો તું સર્વ ભાઇઓમાં મોહોટો હોવાથી રાજ્યગાદી ઉપર બેઠો છે, પણ પોતાનું શ્રેય કેમ જાણતો નથી? વળી હે મહાબાહો, બીજાઓને ન મળે એવા ભોજનના પદાર્થો તથા વસ્ત્રો તને પ્રાપ્ત થાય છે, ત્યારે તું શું કરવા શોક કરે છે? તું તારા પિતામહના મોહોટા શ્રેષ્ઠ દેશનું રાજ્ય કરે છે, ને સર્વને આજ્ઞા આપતાં જેમ સ્વર્ગમાં ઇંદ્ર શોભે, તેમ શોભે છે, તે તું જાણતે છતે પણ હે પુત્ર, તને દુઃખ આપનાર શોકનું મૂળ કારણ શું છે ? તે મને કેહે. દુર્યોધન બોલ્યો કે હે પિતા જે પુરૂષ પોતાને શ્રેષ્ઠ અન્નનું ભોજન કરનાર અને સુંદર વસ્ત્રો પેહેરનાર

માનીને શત્રુની સમૃદ્ધિ જોઇ ક્રોધ ન કરે, તેને સૌ અધમ કહેછે. માટે હે સમર્થ પિતા, આપણી સાધારણ સમૃદ્ધિ જોઇને હું પ્રસન્ન થતો નથી, પણ કુંતિના પુત્ર યુધિષ્ઠિરની મોહોટી સમૃદ્ધિ તથા તેને વશ થયેલી સર્વ પૃથ્વીને જોઇ વ્યથા પામુંછું, તોયપણ મારૂં મન સ્થિર રાખીને જીવુંછું. હે પિતા, તે યુધિષ્ઠિરને ત્યાં કુકુર દેશના રેહેવાસી બંદુકાદિ હથીઆરો બનાવનારા લુહાર પુરૂષો ચાકર થઇને રહેલા છે। વળી તેમને ભેટ આપવા વાસ્તે હાથમાં રત્નો લઇને આવેલા શુદ્ર લોકોને તો તેઓએ દૂર કાઢી મૂકયા હતા ! હે પૃથ્વીપતિ, તે યુધિષ્ઠિરે મને શ્રેષ્ઠ અને મોહોટો જાણીને ઘણા સત્કારથી જે રત્નાદિ ભેટો આવે તે લેવાનું કામ સોંપ્યું હતું. ત્યારે હે રાજા, અમુલ્ય રત્નો, અશ્વો તથા હસ્તિઓ આદિ જે ભેટમાં આવ્યાં તે મેં નજરે જોયાં, પણ મને તેમનું મુલ્ય અથવા તેઓ કયા દેશમાં ઉત્પન્ન થએલાં છે, તે જાણવામાં આવ્યું નહીં. હે પિતા, ત્યાં ઘણા દૂર દેશના રાજાઓએ લાવેલા ભેટોના પદાર્થો હું મારા હાથથી લેતો, પણ તે ઘણા આવવાથી મને લેવાનો અવકાશ મળતો નહીં; ને હું થાકી ગયો હતો. વળી હે ભારત, મયદાનવે બિંદુસરથી સ્ફાટિક મણિઆદિ અનેક તરેહનાં રત્નો લાવીને, પગથીયાદિક જેમાં બનાવેલાં છે, એવી તે સભાની જમીનને જળથી ભરેલી તલાવડી માનીને મેં વસ્ત્રો ઉંચાં લીધાં, તે જોઇને ભીમસેન મને હસ્યો, ત્યારે તેને નાશ કરવા સારૂ મને ક્રોધ ઉત્પન્ન થયો, પણ મેં વિચાર કર્યો કે જો હાલ આ ભીમસેનને નાશ કરવાનો ક્રોધ કરીશ, તો મારી શિશુપાળના સરખી ગતિ થશે. એમ વિચારીને હું શાંત રહ્યો. પણ હે પિતા, શત્રુએ મારૂં હાસ્ય કર્યું, તેથી મને ઘણો તાપ થાય છે. વળી તે સભામાં ઉઘડેલાં કમળોથી શોભાયમાન એક તલાવડીને જોઈ “આ જમીન છે” એમ માનીને હું ચાલવા ગયો તો તેમાં પડી ગયો. ત્યારે પાંડવોએ સહિત શ્રીકૃષ્ણે તથા સ્ત્રિઓએ સહિત દ્રૌપદીએ મારૂં હાસ્ય કર્યું, જેથી મારૂં મન ઘણું વ્યથા પામે છે. પછી મને ભીના વસ્ત્રવાળો જોઇને યુધિષ્ઠિરે ચાકરો સાથે વસ્ત્ર મોકલી આપ્યાં, તે વખતે મારા મનમાં ઘણું દુઃખ થયું. હે રાજા, ત્યાં મને બીજો પણ મોહ થયો જે હું કહું તે સાંભળો—એક ઉઘડેલા દ્વાર સરખી સ્ફાટિકમણિની ભીંતને જોઈ “આ દરવાજો છે” એમ માનીને મેં ત્યાંથી જવા માંડ્યું, કે તે ભીંત મારા લલાટમાં વાગી. ત્યારે ચક્રિ આવવાથી મને કાંઇ દેખાયું નહીં, તે જોઇને નકુલ તથા સ-

હદેવે મને પોતાની દિલગીરી જણાવી પકડી રાખ્યો, ને સહદેવે તો મને વિસ્મય પમાડતાં વારંવાર કહ્યું કે "હે રાજા, આ દરવાજો છે માટે અહીંથી જાઓ!" તે સમય તે સભામાં ભીમસેને "હે ધૃતરાષ્ટ્રના પુત્ર!" એમ મને મોહોટા શબ્દથી બોલાવીને હસતાં હસતાં કહ્યું કે, "હે રાજા! દરવાજો અહીંથી છે!" વળી મેં તે સભામાં, પૂર્વે કોઇ દિવસે જેનાં નામ પણ નથી સાંભળ્યાં એવાં રત્નો જોયાં, જેથી મારૂં મન ઘણું તાપ પામે છે.

॥ नामधेयानिरत्नानां पुरस्तान्नश्रुतानिमे ॥

॥ यानिदृष्टानिमेतस्यां मनस्तपतितच्चमे ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि दुर्योधनसंतापे

गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

**दुर्योधनउवाच** ॥ यन्मयापांडवेयानां दृष्टंतच्छृणुभारत ॥

॥ आहृतंभूमिपालैर्हि वसुमुख्यंततस्ततः ॥

દુર્યોધન કેહે છે—હે ભારત, ચોતરફથી રાજાઓએ લાવેલું પાંડવોનું જે મુખ્ય દ્રવ્ય મેં જોયું તે તમને કહું તે સાંભળો—હે રાજા, આપણા શત્રુઓના વસ્ત્ર તથા રત્નાદિ પદાર્થોરૂપ દ્રવ્ય જોઇને હું મૂઢ જેવો થઇ ગયો, ને મને તેમની કિંમત તથા તે કયા દેશમાં ઉત્પન્ન થયેલાં છે એમ જાણવામાં આવ્યું નહીં; તેમ મારા શરીરનું ભાન પણ રહ્યું નહીં. તોયપણ હું તમને મુખ્યતાથી કહું છું કે, તેમને કાંબોજ દેશના રાજાએ, બકરા, ઉંદર તથા બિલાડાના વાળથી બનાવેલાં અને સુવર્ણની દોરીઓ તથા ટપકીઓવાળાં ઓઢવાનાં વસ્ત્રો, મૃગચર્મ, તેતરપક્ષિયો સરખા વર્ણવાળા ત્રણસો અશ્વો, અખોડ તથા ઈંગુલીયાના ભક્ષણથી પુષ્ટ થયેલી ત્રણસો ઘોડી અને ત્રણસો ઉંટ આપ્યાં. વળી તે ધર્મના જાણનાર અને મહાત્મા યુધિષ્ઠિરને આપવા વાસ્તે ખેતિનો ધંધો કરનારા બ્રાહ્મણો તથા શૂદ્રો ત્રણ ખર્વ દ્રવ્ય લાવ્યા હતા! પણ તેમને કોઈએ અંદર જવા ન દીધાથી તેઓ દરવાજા પાસેજ ઉભા હતા. વળી તે પાંડવોને આપવા સારૂ ગોવાળિયા લોકો ઘીથી ભરેલા સુવર્ણના સુંદર ઘડા લાવ્યા હતા! પણ તેમને અંદર જવાનો અવકાશ મળ્યો નહીં. વળી ભરૂકચ્છ દેશના રેહેવાસી રાજાઓ-

એ, સુંદર દેહવાળી, મોહોટા કેશવાળી, અને સુવર્ણના અલંકારોથી શો-ભાયમાન કાર્પાસિક દેશમાં રેહેનારી એક લાખ દાસી, તથા ગાંધાર દેશમાં ઉત્પન્ન થયેલા ઘોડાઓ અને બીજી પણ કેટલીક ભેટ લાવીને આપી. વળી વર્ષાદ ન થાય ત્યારે નદીઓના જળથી ધાન્ય ઉત્પન્ન કરનારા અને સમુદ્રને કિનારે તથા પેલે પાર રેહેનારા કિતવોએ સહિત રામકો, પારદો અને આ-ભીરો, અનેક તરેહનાં રત્નો, ગાયો, સુવર્ણ, ખચરો, ઊંટો, તરહેવાર રસો અને શાલ આદિ ઉનનાં વસ્ત્રો લઇ આવીને, દરવાજા પ્રત્યે રોકાણ થવાથી ઉભા થઇ રહ્યા હતા ! વળી પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ તથા મ્લેચ્છોનો રાજા ભગદત્ત, યવનોયે સહિત વાયુ સરખી જલદી ગતિ કરનારા જાતવંત અશ્વો તથા બીજાપણ કેટલાક પદાર્થો લઇને ત્યાં આવ્યો હતો, પણ તે અંદર આવવા પામ્યો નહીં. ત્યારે તેણે હિરા તથા મણિયો જેમાં જડેલી હતી એવું એક આભુષણ અને હિરા તથા માણેકથી જડેલી મૂઠવાળી તરવાર મોકલી આપ્યાં, એટલે તે સભાની અંદર જવા પામ્યો. વળી મેં ત્યાં યુધિષ્ઠિરને આપવા સારૂ શ્યામ કંઠવાળા, મોહોટા શરીરવાળા અને પાસે આવનારને દૂર ફેંકી નાંખે એવા દશહજાર ખચરો લઇને આવેલા એક પગવાળા મનુષ્યોને જોયા. જેઓ ત્રણ ત્રણ આંખોવાળા, પાઘડી તથા પગ સૂધી વસ્ત્રો પેહેરેલા, મોહોટા રૂંવાટાંવાળા, અને મનુષ્યોનું ભક્ષણ કરનારા હતા. તેમાંથી કેટલાકોએ જ્યારે વંક્ષુ નદીના કિનારા પ્રત્યે ઉત્પન્ન થયેલું ઘણું સુવર્ણ તથા રૂપું યુધિષ્ઠિરને આપ્યું ત્યારે તે સભામાં પ્રવેશ કર્યો; ને કેટલાકોએ વર્ષાદના દિવસમાં કાગબલી નામના છત્રાકાર રોપા થાય છે જેને લોકો કાગડાનાં છત્ર કેહે છે, તેના સરખા રંગવાળા, પોપટ જેવા રંગના, ઈંદ્રના વજ્ર જેવા પ્રકાશિત, વાદળા સરખા વર્ણવાળા અને મનસરખી ગતિ કરનારા ઘણા અશ્વો તથા સુવર્ણ આપીને પ્રવેશ કર્યો. વળી યુધિષ્ઠિરને આપવાને ચીનાઓ, શકો, ઓડ્રો, વનમાં રેહેનારા બર્બરો, વાર્ષ્ણેયો, હારહૂણો, હિમાદ્રિ પર્વતમાં રેહેનારા કૃષ્ણો, નીપો તથા ઊપો, કાળી ડોકવાળા, મોહોટા શરીરવાળા, અને સો જણને ઊડાવી દે એવા બળવાન દશહજાર ગધેડા, બાલ્હીક અને ચીનદેશના અનેક તરેહના રંગદાર સારા કુમાસવાળાં ઊનનાં, રંકુ નામે હરિણના વાળના, તથા રેશમ અને સૂત્રનાં બનાવેલાં મોહોટાં ગુચ્છાવાળાં અને કમળ સરખાં વર્ણવાળાં મો-હોટાં વસ્ત્રો, કોમળ મૃગચર્મો, તીક્ષ્ણ ધારવાળી લાંબી તરવારો, શ્રેષ્ઠ શક્તિ-

ઓ, ફરશિયો, પશ્વિમ દેશમાં બનાવેલા તીક્ષણ ધારવાળા કુવાડાઓ, અનેક તરેહના રસો, સુગંધી પદાર્થો અને હજારો રત્નો લઇને આવ્યા હતા, પણ અંદર પ્રવેશ કરવા નહીં દેવાથી દરવાજા પાસે ઉભા હતા! વળી શકો, તુખારો, કંકો, રોમશો અને બીજા પણ કેટલાક સિંગડાવાળા પુરૂષો, મોહોટા અને બહુ ગતિ કરનારા દશ ક્રોડ હાથીઓ, સેંકડો અશ્વો અને અસંખ્યાત સુવર્ણાદિ અનેક તરેહની ભેટો લઇને આવ્યા હતા, પણ નિવારણ કર્યાથી સભાના દ્વાર પ્રત્યેજ ઉભા હતા, પછી તેમણે યુધિષ્ઠિરને અમુલ્ય આસનો, મણિ સુવર્ણ અને હસ્તિયોના દાંતથી બનાવેલી પાલખીઓ, શય્યાઓ, વિચિત્ર કવચો, અનેક તરેહનાં શસ્ત્રો, સુંદર ઘોડઓ જોડેલા તથા વ્યાઘ્ર ચર્મના પડદાવાળા, સુવર્ણના અનેક તરેહના રથો, હસ્તિયોની ઝુલો, રત્નો અને નારાચ તથા અર્ધનારાચ બાણો આપીને સભામાં પ્રવેશ કર્યો. એ પ્રમાણે ઘણું દ્રવ્ય આપીને એ પૂર્વદિશાના દેશના રાજાઓએ તે મહાત્મા યુધિષ્ઠિરના યજ્ઞમંડપમાં પ્રવેશ કર્યો.

॥ एतद्दत्वामहद्द्रव्यं पूर्वदेशाधिपानृपाः ॥
॥ प्रविष्टायज्ञसदनं पांडवस्यमहात्मनः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां मेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥



**दुर्योधनउवाच** ॥ दायंतुविविधंतस्मै शृणुमेगदतोऽनघ ॥
॥ यज्ञार्थंराजाभिर्दत्तं महांतंधनसंचयं ॥

દુર્યોધન કેહે છે—હે નિષ્પાપ, રાજાઓએ યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ વારતે જે અનેક તરેહના દ્રવ્યનો ઢગલો કરી આપ્યો, તે હું વિસ્તારથી કહું તે સાંભળો—મેરૂ અને મંદરાચલ પર્વતોની વચનાં સૈલોદા નામની નદીની આસપાસ વાંસના વૃક્ષોની છાયાને સેવવાવાળા, સરખું માન પામવા લાયક, શરીર ઉપર મોહોટા વાળવાળા અને મોહોટા કેશવાળા ખસો, પારંદો, કુલિંદો, તંગણો અને પરતંગણો નામના લોકો, સુવર્ણની રજથી ભરેલાં ઘણાં પાત્રો તથા ચંદ્ર સરખા કાંતિવાળા શ્વેત ચંમર અને અનેક

તરેહની મણિયો લઇને આવ્યા હતા. વળી પર્વતોના બળવાન રાજાઓ, પોતાની સાથે હિમાદ્રિ પર્વતમાં ઉત્પન્ન થયેલું ઠંડુ મધ, ઉત્તર કુરૂ દેશમાંના જળે સહિત પુષ્પો, અને કૈલાસ પર્વતની ઉત્તર બાજુમાંની અનેક તરેહની ઔષધિયો લઇને યુધિષ્ઠિરની સભાના દ્વાર પ્રત્યે નિવારણ કર્યાથી ઉભા હતા. વળી હે સમર્થ પિતા, મેં ત્યાં હિમાદ્રિ, મેરૂ, મંદરાચલ, કારૂપ અને લૌહિત્ય પર્વતોના રાજાઓને તથા ફળમૂળનું ભોજન કરનારા, ચામડાનાં વસ્ત્રો પેહેરનારા, ભયંકર શસ્ત્રોવાળા અને ક્રૂર કર્મ કરનારા ભિલોને જોયા, જેઓ શ્વેત તથા કાળું અગુરૂ, રત્નો, સુવર્ણ, અનેક તરેહના સુગંધિ પદાર્થો, દશ હજાર ભિલ જાતિની દાસિયો, મહેલમાં રાખ્યાથી રમણિય લાગે એવાં દૂર દેશમાં ઉત્પન્ન થયેલાં પક્ષિયો અને પર્વતોમાંથી મળેલા હિરા તથા મણિયો લઇને આવ્યા હતા. પણ તેમને રોકવાથી તેઓ સભાનાં દ્વાર પ્રત્યે ઉભા હતા. વળી દરદો, દર્વો, મહા શૂરવીર યમકો, ઐાદુંબરો, બાહલિકોએ સહિત દુર્વિભાગો અને ભયંકર હંસકાયનાદિ રાજાઓ, શ્રેષ્ઠ જાતિવાળા પુણ્યવાન શસ્ત્રો ધારણ કરનારા અને થોડી થોડી પૃથ્વીનું રાજ્ય કરનારા કાશ્મીર, ત્રિગર્ત્ત, ભદ્ર, કેકય અને કુકુર દેશના રાજાઓ, અંબષ્ટો, પહ્લવોએ સહિત વસ્ત્રો સંભાળનારા તાર્ક્ષ્યો, માળવ દેશના ક્ષુદ્ર રાજાઓએ સહિત વસાતલો, મૌલેયા, પૌંડ્રિકો, કુકુરો, શકો, પુંડ્રો અને અંગ, વંગ, શાણવતિ તથા ગયાજી દેશના રાજાઓ, યુધિષ્ઠિરને આપવા વાસ્તે અનેક તરેહનું દ્રવ્ય લઇને આવ્યા હતા. વળી કલિંગ, મગધ, તામ્રલિપ્ત, સપુંડ્રક અને દૌવાલિક દેશોના તથા સમુદ્રની પાસેના રાજાઓ આવ્યા હતા. તેમાં કેટલાક ધોયેલાં રેશ્મી વસ્ત્રો પેહેરનારા, સોળ વર્ષની અંદરની વયવાળા અને કાનરૂપી વસ્ત્રોવાળા હતા. તેમને સભાના દ્વારપાળોએ કહ્યું કે "રાજાના હુકમથી અંદર જવાશે" ત્યારે તેમણે એક એક સુવર્ણવાળા અંકુશોએ સહિત હળના દાંતા સરખા દાંતવાળા, કમળનાં પુષ્પો સરખા વર્ણવાળા, ઝુલોએકરી શોભિતા, પર્વતો સરખા મોહોટા શરીરવાળા અને મદોન્મત્ત એવા એક એક હજાર હસ્તિયો આપ્યા. એટલે તેમને સભાના દ્વારમાં પ્રવેશ થવાની રજા મળી. વળી બીજાપણ ઘણાક રાજાઓ ત્યાં રત્નો લઇને આવ્યા હતા! તે યુધિષ્ઠિરને ઈંદ્રના ચાકર ચિત્રરથ નામના ગંધર્વે, વાયુ સરખી ગતિવાળા ચારસો ઘોડા અને તુંબરૂ નામના ગંધર્વે આંબાના પાન સરખા વર્ણવાળા એકસો અશ્વ આપ્યા; ને શૂકર નામે દેશના રાજા કૃતીયે સેંકડો હસ્તિયો આપ્યા. ત્યાં

મત્સ્ય દેશનો રાજા વિરાટ, સુવર્ણની માળાઓ પેહેરેલા મદોન્મત્ત બે હજાર હસ્તિયો લાવ્યો હતો; ને પાંશુ દેશના રાજા વસુદાને છવીશ હસ્તિયો તથા સુવર્ણની માળાઓ પેહેરેલા, વેગવાળા, બળવાન અને યુવાન એવા બે હજાર અશ્વો લાવીને યુધિષ્ઠિરને ભેટ કર્યા હતા. હે પૃથ્વીપતિ, યજ્ઞસેન રાજાયે તે પાંડવોના યજ્ઞ વાસ્તે તેમને ચૌદ હજાર દાસીયો, સ્ત્રિયોવાળા દશ હજાર દાસો, હસ્તિયો જેમાં જોડેલા હતા એવા છવીશ રથો તથા પોતાનું સર્વ રાજ્ય આપ્યું. વળી હે પિતા! વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે પણ યુધિષ્ઠિરને ચઉદ હજાર શ્રેષ્ઠ હસ્તિયો આપ્યા, ને કહ્યું કે "અર્જુન મારો આત્મા છે, ને તેનો આત્મા હું છું." હે પિતા, એ બરાબર છે, કારણ અર્જુન વાસ્તે શ્રીકૃષ્ણ સ્વર્ગનો ત્યાગ કરે, ને શ્રીકૃષ્ણ વાસ્તે અર્જુન પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે એમ દેખાય છે. વળી ચોળ અને પાંડ્ય રાજાઓ પોતાની સાથે સુરભી નામની ગાય, ચંદન, સુવર્ણના ઘડાઓમાં ભરેલા રસો, મલય તથા દર્દુર પર્વતોમાંનું અગુરૂ ચંદન, મણિઓ, પ્રકાશમાન રત્નો, સુવર્ણ અને બારીક કુમાસનાં વસ્ત્રો લઇને આવ્યા હતા, પણ તેમને તે સભાના દરવાજા પાસે ઉભા રેહેવાનું ઠેકાણું પણ ન મળ્યું! વળી શરીરે શ્યામ વર્ણવાળા, લાલ નેત્રવાળા અને મણિ જડિત વસ્ત્રો પેહેરેલા સિંહલ દેશના રાજાઓ, સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી સેંકડો વૈદૂર્ય મણિઓ તથા મોતિ લઇને આવ્યા હતા, પણ તેમને રોકવાથી તેઓ સભાના દ્વાર પ્રત્યે ઉભા હતા! વળી બ્રાહ્મણો પાંડવોએ જીતાયલા સર્વ ક્ષત્રિઓ, વૈશ્યો અને શૂદ્રો પ્રીતિથી યુધિષ્ઠિરને પ્રસન્ન કરવા સારૂ અનેક તરેહનાં પદાર્થો લઇને તેના યજ્ઞ પ્રત્યે આવ્યા હતા, ને સર્વ મ્લેચ્છો તથા અનેક દેશોમાંની સર્વ વર્ણની પ્રજાઓ ત્યાં આવી હતી; તેથી તે યુધિષ્ઠિરનું ગૃહ સ્વર્ગ સરખું શોભતું હતું. એ પ્રમાણે સર્વ રાજાઓ આપણા શત્રુ પાંડવોને અનેક તરેહનું દ્રવ્ય આપતા હતા, જે જોઇને મને મરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. હવે હે રાજા, તેમના ચાકરો વિષે હું કહું તે સાંભળો-ઘોડેસ્વારોએ સહિત હસ્તિયો ઉપર બેસનારા, યોદ્ધાઓની ત્રિસ હજાર સેનાઓ, એક કરોડ રથમાં બેસનારા, અને અસંખ્ય પ્યાદાઓ છે. જેઓને વાસ્તે યુધિષ્ઠિર રાજા નિત્ય ખાંડીયો લેખે અનાજ રંધાવે છે, ને તેનો સંગ્રહ પણ કરી રાખે છે; અને ધાન્યનું ઘણું દાન કરે છે, જે લઇને ગરીબ લોકો તેમને આશિર્વાદ આપે છે, જેનો મોહોટો શબ્દ થાય છે. તે યુધિષ્ઠિરને ત્યાં કોઇ પણ વર્ણને

ખાનપાન કર્યા વગરનો તથા શ્રેષ્ઠ વસ્ત્રો અને અલંકારો વગરનો મેં જોયો નહીં! વળી તે યુધિષ્ઠિર અઠયાશી હજાર ઋષિયોનું પોષણ કરે છે, જેઓ પ્રસન્ન થઇને કેહે છે કે, "તેના શત્રુઓનો નાશ થાઓ." વળી તેને ઘેર દશ હજાર બ્રહ્મચારીયો તથા સંન્યાસિયો સુવર્ણના પાત્રમાં હમેશ ભોજન કરે છે, ને હે પૃથ્વીપતિ, તેમને ત્યાં જે કુબડા અને વામન રૂપવાળા મનુષ્યો ભોજન વાસ્તે આવે છે, તેઓને દ્રૌપદી ભોજન કરાવે છે, એ મેં નજરે જોયું છે. હે ભારત, તે યુધિષ્ઠિરને સૌએ કર આપ્યો, પણ તેમના સંબંધિપણાથી પાંચાલ દેશના રાજાએ તથા તેમના સખારૂપ અંધક અને વૃષ્ણિ કુળના યાદવોએ કર આપ્યો નહીં.

॥ દ્વૌકરૌનપ્રયચ્છેતાં કુંતીપુત્રાયભારત ॥

॥ સાંબંધિકેનપાંચાલાઃ સખ્યેનાંધકવૃષ્ણયઃ ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे

गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥



दुर्योधनउवाच ॥ आर्यास्तुयेवैराजानः सत्यसंधामहाव्रताः ॥

॥ पर्याप्तविद्यावक्तारो वेदांतावभृथप्लुताः ॥

દુર્યોધન કેહે છે—વળી સત્યવાદિ, મોહોટા વ્રતવાળા, પ્રાપ્ત થયેલી વિદ્યા બોલનાર, વેદાંતના અભ્યાસરૂપી જેમણે અવભૃથ સ્નાન કર્યું છે એવા, ધૈર્યવાન, લજ્જાવાન, ક્ષત્રિય ધર્મમાં કુશળ અને જેમને રાજ્યાભિષેક થયેલા છે, એવા જે સર્વ આર્ય રાજાઓ યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા, તેઓ તેના યજ્ઞમાં બ્રાહ્મણોને આપવા સારૂ ગાય દોહોવાના રૂપા તથા કાંસાનાં પાત્રોયે સહિત હજારો ગાયો લઇને આવ્યા હતા, તેમને મેં જોયા. હે ભારત, તે યજ્ઞ થઇ રહ્યા પછી યુધિષ્ઠિરના અવભૃથ સ્નાનને વાસ્તે તે સર્વ રાજાઓ સાહિત્યો લાવ્યા. તેમાં બાલ્હિક રાજા સુવર્ણનો બનાવેલો રથ લાવ્યો, જેમાં સુદક્ષિણ રાજાયે કાંબોજ દેશમાં ઉત્પન્ન થયેલા શ્વેત અશ્વો જોડ્યા. વળી મહા બળવાન સુનીથ રાજા રથની ધોંસરી નીચે રાખવાનું કાષ્ટ, ચેદિ દેશનો રાજા તે રથની ધ્વજા, દક્ષિણ દેશનો રાજા પુષ્પોની માળાઓ, મગધ દેશનો રાજા મુકુટ, મોહોટા ધનુષનો ધરનાર વસુદાન રાજા હસ્તિ, મત્સ્ય રાજા દ્રવ્યથી ભરેલાં ગાડાંઓ, એકલવ્ય રાજા જોડા,

ઉજ્જયણનો રાજા અભિષેક વાસ્તે ઘણા સ્થળનું જળ, ચેકિતાન રાજા બાણોનું ભાથું, કાશિરાજા ધનુષ અને શલ્ય રાજા શ્રેષ્ઠ મૂઠવાળી તરવાર તથા અભિષેકના પાત્રો સહિત છીકૂં લાવ્યા. પછી ધૌમ્યાચાર્ય તથા મોહોટા તપવાળા વ્યાસજી, નારદજી, દેવળ ઋષિ અને અસિત મુનિને મુખ્ય કરીને તે યુધિષ્ઠિરને અભિષેક કરવા વાસ્તે તૈયાર થયા. તે વખતે પરશુરામે સહિત વેદોને પાર પામેલા અને સર્વ મંત્રો જાણનારા બીજા પણ કેટલાક બ્રાહ્મણો, જેમ સ્વર્ગમાં ઇદ્રની પાસે સપ્ત ઋષિયો આવે તેમ ઘણી દક્ષિણા આપનાર તે યુધિષ્ઠિરની પાસે આવ્યા. તે સમય યુધિષ્ઠિર ઉપર શ્રેષ્ઠ પરાક્રમી સાત્યકિ યાદવે છત્ર, ભીમસેન તથા અર્જુને પંખાઓ, અને નકુલ તથા સહદેવે ચમરો ધર્યાં હતાં. પછી સમુદ્રે આવીને વિશ્વકર્માએ સુવર્ણથી મઢેલો વરૂણનો શંખ યુધિષ્ઠિરને આપ્યો. તે શંખે કરીને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને અભિષેક કર્યો, જે જોઇને મને મોહોટું દુઃખ થયું. તે યુધિષ્ઠિરને થયેલા અભિષેકનું જળ પ્રવાહે કરીને પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાના સમુદ્રો પ્રત્યે ગયું; પણ ઉત્તર સમુદ્ર પ્રત્યે ગયું નહીં, કારણ ત્યાં પક્ષિયો વગર બીજાની ગતિ નથી. પછી ત્યાં વારંવાર શંખોના મોહોટા શબ્દો થયા, જે સાંભળી હર્ષથી મારાં રૂવાડાં ઉભાં થયાં, પણ તેજે કરીને રહિત એવા કેટલાક રાજાઓ તો પડી ગયા. તે વખતે બળવાન, પરાક્રમી, અને એક બીજાઓને હેત બતાવનારા ધૃષ્ટદ્યુમ્ન, પાંચ પાંડવો, સાત્યકિ યાદવ, તથા શ્રીકૃષ્ણ, એ આઠ જણાઓ બેભાન થયેલા સર્વ રાજાઓને તથા મને જોઇને હસ્યા. પછી હર્ષયુક્ત અર્જુને સુવર્ણના સિંગડાવાળી પાંચસો ગાયો શ્રેષ્ઠ બ્રાહ્મણોને આપી. હે પિતા, હમણાં યુધિષ્ઠિર જેવા સર્વથી અધિક, શ્રેષ્ઠ અને સમૃદ્ધિવાન છે, તેવા રંતિદેવ, નાભાગ, યૌવનાશ્વ, શ્રાધદેવમનુ, વેનના પુત્ર પૃથુ, ભગીરથ, યયાતિ, તથા નહુષ રાજા પણ નહીં હતા. એ પ્રમાણે તે યુધિષ્ઠિર હરિશ્ચંદ્ર રાજાની પેઠે રાજસૂય યજ્ઞની સમાપ્તિને પામ્યા, તે તથા હરિશ્ચંદ્રના સરખી તેમની સમૃદ્ધિ જોઇને, તમે મને જીવવામાં કેમ શ્રેય માનો છો? હે નરાધિપ, વિધાતાએ ચાર યુગનું બંધારણ કર્યું છે, તેમાં હમણાં દ્વાપરયુગ છે, તેથી જેઓ સમૃદ્ધિયે કરીને કમી હતા તે વધે છે, ને જેઓ અધિક હતા તેઓ કમી થતા જાય છે. વાસ્તે હે કુરૂકુળમાં શૂરવીર, એ પ્રમાણે જોઇને, મને ઘણો વિચાર કરતાં પણ સુખની પ્રાપ્તિ થતી નથી, તેથી હું સુકાઇ ગયો છું અને શોકને લીધે મારો વર્ણ ફીકો થઇ ગયો છે.

॥ एवदृष्ट्वानाभिविंदमिशर्म समीक्षमाणोपिकुरुप्रवीर ॥
॥ तेनाहमेवंकृशतांगतश्च विवर्णतांचैवसशोकतांच ॥
इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे
गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्याय: ॥ ५३ ॥

---

**धृतराष्ट्रउवाच** ॥ त्वंवैज्येष्ठोज्यैष्ठिनेय: पुत्रमापांडवान्द्विष: ॥
॥ द्वेष्टाह्यसुखमादत्ते यथैवनिधनंतथा ॥

ધૃતરાષ્ટ્ર કેહે છે—હે પુત્ર, તું મારી પ્રથમ સ્ત્રીનો મોહોટો પુત્ર થઈને પાંડવોનો દ્વેષ કર માં, કારણ દ્વેષ કરનાર પુરૂષ મૃત્યુરૂપી દુઃખને પામે છે. ત્યારે તારા સરખા પુરૂષે, શત્રુના કપટને જાણનાર, તારી બરોબર દ્રવ્યવાન, તારી સાથે મિત્રાઇ રાખનાર, અને તારો કોઈ દિવસે દ્વેષ નહીં કરનાર એવા યુધિષ્ઠિરનો દ્વેષ કરવો યોગ્ય નથી. માટે હે પુત્ર, તેમના બરોબર ચાકરો તથા પરાક્રમવાળો તું મોહથી તેમની સમૃદ્ધિની ઇચ્છા કર નહીં, ને શોકનો ત્યાગ કરીને સમતા રાખ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, કદાપિ તું તે યુધિષ્ઠિરની યજ્ઞ સરખી વિભૂતિની ઇચ્છા કરતો હો તો, બ્રાહ્મણોને બોલાવી યજ્ઞ કર, જેમાં તને યુધિષ્ઠિરની પેઠે સર્વ રાજાઓ પ્રીતિથી અનેક તરેહનાં રત્નો અલંકારો તથા ઘણું દ્રવ્ય લાવી આપશે. હે દુર્યોધન પારકા દ્રવ્યની આશા રાખનાર પુરૂષ ખરાબ હાલતને પામે છે, પણ જે પુરૂષ સ્વધર્મમાં નિષ્ટા રાખીને પોતાનું જે દ્રવ્ય હોય તેમાં સંતોષ રાખે છે, તો તેને અનેક તરેહનાં સુખનો વધારો થાય છે. માટે પારકા દ્રવ્યાદિ પદાર્થો લઇ લેવાનો કંઇ પણ ઉદ્યોગ કરવો નહીં, પણ પોતાના ઉદ્યોગમાં સાવધાન રહી, પોતાને જે દ્રવ્યાદિ મળ્યાં હોય તેમની રક્ષા કરવામાં સાવચેતાઇ રાખવી, એજ વૈભવ મેળવવાનું લક્ષણ છે. વળી જે પુરૂષ વિપત્તિમાં દુઃખ પામતો નથી, શાહાણપણથી પોતાનો ઉદ્યોગ કરવામાં પરાક્રમ રાખે છે, તથા ગાફલતા રહિત અને નમ્રતાવાન હોય છે, તેને પોતાની મેળે અનેક તરેહનાં સુખની પ્રાપ્તિ થાય છે. હે દુર્યોધન, તું પાંડવોરૂપી તારી ભુજાઓને કાપ માં, અને તેઓ પણ કૌરવોરૂપી પોતાની ભુજાઓને કાપે નહીં તેમ કર, ને ભાઇયોરૂપ તે પાંડવોના દ્રવ્ય સારૂ તેમનો તથા તેમના

મિત્રોનો દ્રોહ કર માં. હે રાજા, જો તું તે પાંડવોનો દ્વેષ નહીં કરીશ, તો તેઓ પણ તારો દ્વેષ કરશે નહીં; ને તેમનું જે દ્રવ્ય છે તે તારૂંજ છે એમ માન, કારણ તારા તથા તેમના પિતામહ એકજ છે. વળી મિત્રનો દ્રોહ કરેથી મોહોટો અધર્મ થાય છે, વાસ્તે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, યજ્ઞમાં દ્રવ્ય આપનાર ઇચ્છિત કામનાઓનો અનુભવ લેનાર, સ્ત્રિયો સાથે ક્રીડા કરનાર અને પીડા રહિત, એવો તું શાંતિ પામ.

॥ अंतर्वेद्यांददद्वित्तं कामाननुभवन्प्रियान् ॥

॥ क्रीडन्स्त्रीभिर्निरातंकः प्रशाम्यभरतर्षभ ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे

गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

---

**दुर्योधनउवाच** ॥ यस्यनास्तिनिजाप्रज्ञा केवलंतुबहुश्रुतः ॥

॥ नसजानातिशास्त्रार्थं दर्वीसूपरसानिव ॥

દુર્યોધન કેહે છે—હે પિતા, જેને પોતાની બુદ્ધિ નથી, ને કેવળ બીજાઓનો મત સાંભળે છે, તે પુરૂષ જેમ કડછી કઢીના રસને ન જાણે, તેમ પોતાના કાર્યની મતલબને જાણે નહીં. પણ તમે તો જાણતાં છતાં જેમ એક વાહાણમાં બે માલમો હોય, તેમાંનો એક માલમ પોતાની નીચેના બીજા માલમને અનેક તરેહનાં વાકય કહીને વાહાણ ચલાવવામાં મોહ પમાડે, તેમ મને મોહ પમાડો છો ! તે શું તમે પોતાના સ્વાર્થને જાણતા નથી કે મારો દ્વેષ કરો છો ! પણ હે પિતા, જેમને તમે શિખામણ આપો છો એવા આ તમારા પુત્રો તમારા વાકયને માન્ય કરશે નહીં, કારણ દ્યૂતે કરીને શત્રુઓની સમૃદ્ધિ આપણને જલદીથી મળી શકે એમ છે તોયપણ તમે યજ્ઞ કરવાનું કહો છો ! કેમકે હે પિતા, બીજાના કેહેવા પ્રમાણે દરેક કામ કરનારો પુરૂષ પોતાની મતલબના કાર્યમાં મુઝાઇ જાય છે, તેથી તેની આજ્ઞાનું પાલન કરવાને ચાહાતા એવા પુરૂષો તેના કેહેવા પ્રમાણે ચાલતા નથી. હે રાજા, શ્રેષ્ઠ, બુદ્ધિમાન, વૃદ્ધ પુરૂષોને સેવનારા અને જીતેંદ્રિય એવા તમે પોતાના કાર્ય સંબંધિ નિશ્ચય કરી રાખનારા અમોને ઘણો મોહ પમાડો છો, પણ બૃહસ્પતિએ લૌકિક રીતીથી રાજાઓની રીતિ જુદી તરેહની કહી છે; માટે સાવધાન, રાજાઓએ પોતાના અર્થનો સ-

દૈવ વિચાર કરવો. હે માહારાજ, ક્ષત્રિઓએ તો જય મેળવવો એજ તેમની વૃત્તિ છે, વાસ્તે તેમાં ધર્મ વા અધર્મનો શું વિચાર કરવો? માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, શત્રુની શ્રેષ્ઠ સમૃદ્ધિને લઈ લેવાની ઇચ્છાવાળા પુરૂષે, જેમ સારથિ ચાબુકે કરી ઘોડાઓને પીડા પમાડે, તેમ હરેક ઉપાયથી શત્રુને પીડા પમાડવી; કારણ પ્રસિદ્ધ વા ગુપ્ત એવો જે ઉપાય શત્રુને પીડા કરે એજ શસ્ત્રવિદ્યાને જાણનારા પુરૂષોનું શસ્ત્ર છે, પણ જે કાપે એજ શસ્ત્ર ન કેહેવાય. હે રાજા, જે શત્રુભાવ રાખતો હોય તેજ શત્રુ હોય એમ નથી, પણ જેને જેનાથી સંતાપ થતો હોય તે પણ તેનો શત્રુ કેહેવાય છે. વળી અસંતોષ રાખવો એજ સમૃદ્ધિ પ્રાપ્ત થવાનું મૂળ કારણ છે, વાસ્તે હું તે પાંડવોની સમૃદ્ધિની ઇચ્છા રાખુંછું, ને પોતાની મોહોટાઇ વધવા સારૂ જે ઉપાય કરવો તેજ શ્રેષ્ઠ ન્યાય માનુંછું. કારણ જે રાજા પોતાની ઐશ્વર્યતા તથા દ્રવ્યમાં મમતા ન રાખે, તેના શત્રુઓ-એ હરકોઇ ઉપાય કરીને તેનું સર્વસ્વ હરણ કરી લેવું એજ રાજાનો ધર્મ છે. વળી પૂર્વે ઇંદ્રે, કોઇનો દ્રોહ ન કરવો, એમ નિશ્ચય કરીને નમુચિ નામના દૈત્યનું મસ્તક કાપ્યું હતું, કારણ શત્રુને વિષે એવીજ વૃત્તિ રાખવી એમ પરંપરાથી છે, માટે તેણે તે પ્રમાણે કરીને તે વૃત્તિને માન્ય કરી. વળી જેમ દરમાં રહેલા જીવ સર્પે ગળી જવાથી નાશ પામે છે, તેમ શત્રુ સાથે વિરોધ નહીં કરનાર રાજા તથા પરદેશમાં નહીં ફરનાર સંન્યાસિ પૃથ્વીમાં નાશ પામે છે. હે પૃથ્વીપતિ, હરકોઇ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરૂષનો શત્રુની સમાન જાતિવાળો હોતો નથી, પણ કેવળ સમાન વૃત્તિવાળો હોય છે, માટે શત્રુના પક્ષની વૃદ્ધિ જોઇને જે પુરૂષ તેને નાશ કરવાનો ઉપાય ન કરે, તો જેમ શરીરમાં ઉત્પન્ન થએલી વ્યાધિ વૃદ્ધિ પા-મીને શરીરનો નાશ કરે છે, તેમ તે શત્રુ તેનું સર્વ મૂળ સહિત છેદન કરી નાખે છે. વળી જે શત્રુ થોડા પરાક્રમવાળો હોય પણ જો નિત્ય પરાક્રમે કરી વૃદ્ધિ પામતો હોય તો, તે જેમ પેદા થતો રાફડો નિત્ય વૃદ્ધિ પામીને પોતાની નજીક રહેલા વૃક્ષને ઢાંકી લઈ તેનો પરાભવ કરે, તેમ પોતાના શત્રુને પરાભવ પમાડે છે, માટે હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થએલા પિતા, તમને શત્રુઓની લક્ષ્મી પ્રીતિ કરનાર માં થાઓ, કેમકે તેમની સમૃદ્ધિ લઈ લેવી એજ નીતિ છે, જેને પરાક્રમી પુરૂષોએ પોતાના મસ્તક ઉપર ભારની પેઠે ગ્રહણ કરવી જોઇએ. વળી પોતાને પ્રિય અર્થોની વૃદ્ધિ

થવાની ઇચ્છા રાખનારો પુરૂષ પોતાની જ્ઞાતિમાં, જેમ ઉત્પન્ન થએલો દેહ નાશ નહીં પામવાથી આસ્તે આસ્તે વૃદ્ધિ પામે છે, તેમ ઠદિ વૃદ્ધિ પામે, પણ દ્રવ્યાદિ પદાર્થોએ કરી વૃદ્ધિ પામવાનું કારણ તો કેવળ પરાક્રમજ છે. વાસ્તે જ્યાં સૂધી મેં પાંડવોની સમૃદ્ધિ ન જોઇ હતી, ત્યાં સૂધી મારા મનમાં કાંઇ ખેદ નહતો, પણ હવે તો મેં નિશ્ચય કર્યો છે, જે કાંતો હું તેમની સમૃદ્ધિને પામું વા યુદ્ધમાં નાશ પામીને સુઈ રહું. કારણ હે પૃથ્વીપતિ, પાંડવો નિરંતર મોહોટાઇ પામે છે અને અમે કમી થતા જઇએ છિયે, માટે મારે જીવીને શું કરવું?

॥ एतादृशस्यार्किमेद्य जीवितेनविशांपते ॥

॥ वर्धंतेपांडवानित्यं वयंत्वस्थिरवृद्धयः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे

गुर्जरभाषायां पचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

**शकुनिउवाच** ॥ यांत्वमेतांश्रियंदृष्ट्वा पांडुपुत्रैयुधिष्ठिरे ॥

॥ तप्यसेतांहरिष्यामि द्यूतेनजयतांवर ॥

શકુનિ કેહેછે—હે જીતનારાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન, તું પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિરની જે સમૃદ્ધિ જોઈને તાપ પામે છે, તે હું દ્યૂતે કરીને હરી લઈશ. કારણ દ્યૂતમાં જે દાવ મંડાય છે, તે રૂપી મારૂં ધનુષ, પાસાઓરૂપી મારા બાણો, તેમના દાણારૂપી મારા ધનુષની પ્રત્યંચા અને દ્યૂત રમવાના સ્થાનકરૂપી મારો રથ છે, એમ તું જાણ. વળી દ્યૂત રમવામાં કુશળ પુરૂષ નહીં રમી જાણનારને જીતે છે, માટે તમે કુંતીના પુત્ર યુધિષ્ઠિરને બોલાવો, ને તેને નિશ્ચય યુદ્ધ કર્યા વગર મારાં કહેલાં સાધનોથી જીતીશ. વૈશંપાયન કેહે છે—હે રાજા, એવાં શકુનિનાં વચન સાંભળીને દુર્યોધને ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે પિતા, પાસાની વિદ્યામાં કુશળ આ શકુનિ દ્યૂતે કરીને પાંડુરાજાના પુત્ર પાંડવોની સમૃદ્ધિ લઇ લેવાનો ઉત્સાહ રાખે છે, માટે હવે તમે તેમ કરવાની આજ્ઞા આપવા યોગ્ય છો. ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે દુર્યોધન, હું નિત્ય હરેક કામ મહાત્મા વિદુરજીની સલાહ લઇને કરૂંછું માટે તેને મળીને આ કામ કરવા બાબત નિશ્ચય કરીશ. દુર્યોધન બોલ્યો કે

હે પિતા, તમે વિદુરજીની સલાહ લેવાનું કહો છો, પણ જરૂર તે તમારી બુદ્ધિ ફેરવી નાંખશે એમાં સંશય નથી; કારણ તે જે પ્રમાણે પાંડવોને ચાહાય છે, તેમ અમને ચહાતા નથી. હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા પિતા, કોઇપણ પુરૂષે પોતાનું હરેક કામ બીજાની સલાહથી કરવું નહીં, કારણ કાર્ય કરનાર અને સલાહ આપનાર એ બેઉનો વિચાર સરખો હોતો નથી. વળી જે પુરૂષ પ્રથમ ધારી રાખેલા કામમાં પછવાડેથી અધર્મ માનીને તે કામ ન કરે, ને પોતાના શરીરની રક્ષા કરવા ચાહાય, તો તે વર્ષાઋતુમાં વર્ષાદનાં જળથી ભીંજાયલાં ગંડસ્થલવાળા હસ્તિની પેઠે ખેદ પામે છે; માટે હે પિતા, જ્યાં સૂધી શરીરમાં રોગ અથવા મૃત્યુ પ્રાપ્ત થયું ન હોય, ત્યાંસૂધી સમર્થ પુરૂષે જેમ પોતાનું સારૂં થાય તેમ કરવું. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે પુત્ર, મને બળવાન પાંડવો સાથે વૈર કરવું એ સર્વથા સારૂં લાગતું નથી, કારણ બળવાન સાથે વૈર કરનારો પુરૂષ પોતાની સારી હાલતમાંથી ખરાબ હાલતમાં આવી પડે છે. માટે જેનાથી મોહોટો ક્લેશ થાય અને માંહોમાંહે તીક્ષ્ણ બાણો તથા તલવારોનો વર્ષાદ વર્ષે, એવા અનર્થરૂપ દ્યૂતને તું કેમ સારો માને છે? દુર્યોધને કહ્યું કે હે ભારત, પૂર્વે થઇ ગયેલા નળાદિ રાજાઓ પણ દ્યૂત રમ્યા હતા! માટે તેનાથી કોઇનું યુદ્ધ અથવા નાશ થતો નથી. વાસ્તે હે પિતા, તમે આજ આ શકુનિના વાક્યને માન્ય કરીને જલદીથી ચાકરોને સભા તૈયાર કરવાની આજ્ઞા આપો. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, યજ્ઞે કરીને દ્રવ્યાદિની પ્રાપ્તિ થયેથી જે સુખ મળે, તેનાથી પણ આપણને વધારે સુખ દ્યૂતે કરીને મળશે, કારણ તેથી આપણા શત્રુ પાંડવોની સમૃદ્ધિ આપણને મળવાની છે, વાસ્તે તે પાંડવો સાથે દ્યૂત રમવાની તૈયારી કરાવો. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે નરેંદ્ર, તું જેનાથી સારૂં થવાનું નથી એવાં જે વચન બોલે છે, તે મને રૂચતાં નથી; માટે જો મારાં વાક્યને ઉલ્લંઘન કરીને તને પ્રિય લાગે એમ કરીશ તો, મેં જ્યારે પ્રથમ રૂડી બુદ્ધિવાળા જ્ઞાનવાન વિદુરજીને દ્યૂત સંબંધિ પૂછ્યું હતું, ત્યારે તેમણે ક્ષત્રિયોનો નાશ થવાનું ભય પ્રાપ્ત થશે એમ જે કહ્યું છે, તે અવશ્ય બનશે, ને તું પણ પશ્ચાત્તાપને પામીશ. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે કહીને તે પોતાના પુત્ર દુર્યોધનને વશ અને દૈવયોગથી મૂઢ થએલા ધૃતરાષ્ટ્રે દૈવજ બળવાન છે એમ માનીને, પોતાના ચાકર શિલ્પિ પુરૂષોને કહ્યું કે, તમે એક હજાર સ્તંભવાળી, સુવર્ણ તથા વૈદુર્યમણિયોથી

શોભિતી, સો દરવાજાવાળી, સ્ફટિક મણીના તોરણુવાળી અને ચોતરફ એક ગાઉમાં વિસ્તારવાળી એક સભા જલદીથી તૈયાર કરો. ત્યારે તે મહાબુદ્ધિમાન્ અને શંકા વગરના હજારો શિલ્પિ પુરૂષોયે, ઉતાવળથી સભા તૈયાર કરવા સારૂ તેમાં જોઇતા અનેક તરેહનાં પદાર્થો લાવીને, થોડા દિવસમાં ઘણાં રત્નોએ કરી શોભાયમાન, સુવર્ણનાં નકસિદાર આસનો તથા શય્યાદિ સાહિત્યો વાળી શોભાયમાન સભા બનાવી, ને ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજા, તમારા કેહેવા પ્રમાણે સભા તૈયાર થઇ છે. તે સાંભળી વિદ્વાન્ ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના મંત્રિયોમાં મુખ્ય એવા વિદુરજીને કહ્યું કે હે વિદુરજી, તમે મારા કેહેવાથી પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિરની પાસે જઇને, તેને જલદીથી આંહી તેડી લાવો; કારણ આ ઘણાં રત્નોવાળી, વિચિત્ર, અને અમુલ્ય શય્યા તથા આસનોવાળી મારી સભા છે, તે ભાઈઓ સહિત યુધિષ્ઠિર રાજા જૂવે અને દ્યૂત રમે.

॥ सभेयंमेबहुरत्नाविचित्रा शय्यासनैरुपपन्नामहार्हैः ॥

॥ सादृश्यतांभ्रातृभिःसार्द्धमेत्य सुहृद्द्युतंवर्त्ततामत्रचेति ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरानयने

गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥



**वैशंपायनउवाच** ॥ मतमाज्ञायपुत्रस्य धृतराष्ट्रोनराधिपः ॥

॥ मत्वाचदुस्तरंदैव मेतद्राजंश्चकारह ॥

વૈશંપાયન કેહે છે—હે રાજા, મનુષ્યોના અધિપતિ ધૃતરાષ્ટ્ર રાજાએ દુર્યોધનનો મત જાણી દૈવમાં જે હોય છે તે કેનાથી ટળતું નથી એમ માનીને દ્યૂતની તૈયારી કરી. હવે પંડિત પુરૂષોમાં શ્રેષ્ઠ એવા વિદુરજી, પોતાના ભાઇ ધૃતરાષ્ટ્રનાં અન્યાયવાળાં વચન સાંભળી કેહેવા લાગ્યા કે હે રાજા, તમે મને જે આજ્ઞા આપી તે હું ઠીક માનતો નથી વાસ્તે તમે એમ માં કરો; કારણ હું આપણા કુળનો નાશ થાય તેથી ભય પામું છું, ને દ્યૂત નિમિત્ત તમારા પુત્રોનો નાશ થવાથી તમને અવશ્ય કલેશ પ્રાપ્ત થશે, એવી શંકા રાખું છું. ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુરજી દૈવમાં જે સુખ અથવા દુઃખ હોય છે તે કદિ ટળતું નથી, માટે મને

કદિ ક્લેશ પ્રાપ્ત થશે તો તેથી હું તાપ પામીશ નહીં. કેમકે વિધાતાયે સર્વ જગત્ દૈવને વશ કર્યું છે, જેથી પરતંત્ર થઇને તે દૈવ પ્રમાણેજ વર્તે છે. માટે હે વિદુરજી, આજ તમે મારી આજ્ઞાથી કોઈથી ન જીતાય એવા કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા પાસે જઇને તેને જલદીથી અહીં બોલાવી લાવો.

॥ तदद्यविदुरप्राप्य राजानंममशासनात् ॥
॥ क्षिप्रमानयदुर्धर्षं कुंतीपुत्रयुधिष्ठिरं ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरानयने गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

---

वैशंपायनउवाच ॥ ततःप्रायाद्विदुरोश्वैरुदारै र्महाजवैर्बलिभिःसाधुदांतैः ॥
॥ बलान्नियुक्तोधृतराष्ट्रेणराज्ञा मनीषिणांपांडवानांसकाशे ॥

વૈશંપાયન કેહે છે—પછી ધૃતરાષ્ટ્ર રાજાએ જેને બળાત્કારથી જવાની આજ્ઞા આપી એવા વિદુરજી, મોહોટા મન તથા વેગવાળા, બળવાન અને ગરીબ અશ્વોએ કરી બુદ્ધિમાન્ પાંડવો પાસે જવા સારૂ રવાના થયા; તે સર્વ માર્ગોનું ઉલ્લંઘન કરીને યુધિષ્ઠિર રાજાના ઇંદ્રપ્રસ્થ શેહેર પ્રત્યે આવ્યા. અને સર્વ બ્રાહ્મણોથી સત્કાર પામીને કુબેરના ભુવન સરખા શોભાયમાન યુધિષ્ઠિરના ઘરમાં પ્રવેશ કરી તેમની પાસે ગયા. ત્યારે શત્રુ વગરના યુધિષ્ઠિર રાજા, તેમનો યથાયોગ્ય પૂજાદિ સત્કાર કરીને, પુત્રે સહિત ધૃતરાષ્ટ્રના કુશળ સમાચાર પૂછવા લાગ્યા કે હે વિદુરજી, હું તમારૂં મન આનંદમાં દેખતો નથી, પણ તમે અમારૂં શ્રેય વિચારીને આવ્યા હશો. હે બુદ્ધિમાન્, ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો તેને વશ્ય છે? તે ખેદયુક્ત તો નથી? વિદુરજીએ કહ્યું કે હે યુધિષ્ઠિર, મહાત્મા ઈંદ્ર સરખા પ્રતાપિ, પોતાના સંબંધિયોથી વિંટાયલા, નમ્રતાવાન, શોક વગરના અને પુત્રોના ગુણે કરીને પ્રસન્ન ધૃતરાષ્ટ્રરાજા પોતાના પુત્રોએ સહિત કુશળ છે, ને તેણે તમને મારી સાથે પોતાનું કુશળપણું કેહેવરાવીને તમારૂં કુશળપણું પૂછાવ્યું છે; અને કહ્યું છે જે "હે પુત્ર, તમારી સભા સરખી મારી સભા છે, તે ભાઈઓ સહિત તમે અહીં આવીને જુઓ, ને તમારા ભાઈઓ કૌરવો છે

તેમની સાથે મળીને દ્યૂત રમો. તમે અહીં આવશો તેથી અમે ઘણા હર્ષ પામશું, ને કુરૂવંશના સર્વ રાજાઓ પણ અહીં આવેલા છે." એમ કહી વિદુરજીએ કહ્યું કે હે રાજા, ધૃતરાષ્ટ્રના બોલાવ્યાથી તેની સભામાં દ્યૂત રમનાર અને કપટી મનુષ્યો આવીને બેઠા છે, જેને તમે ત્યાં આવીને જુઓ. અને આ હું તેના કેહેવાથી દ્યૂત વાસ્તે તમને તેડવા સારૂ આવ્યો છું માટે ચાલો. યુધિષ્ઠિર બોલ્યા કે હે વિદુરજી દ્યૂત રમવાથી મોહોટો કલેશ થાય છે, માટે તેથી થતા દોષને જાણનાર પુરૂષ તેમ કરવાની ઇચ્છા કેમ કરે ? પણ તમને ઠીક ભાસતું હોય તો કહો, કારણ અમે તમારી આજ્ઞા પ્રમાણે વર્તનાર છીએ. વિદુરજી બોલ્યા—હે યુધિષ્ઠિર, હું દ્યૂતને અનર્થનું મૂળ જાણું છું, ને મેં ધૃતરાષ્ટ્રને ઘણાં વાક્યો કહીને વાર્યા, પણ તેણે મને તમને તેડવા સારૂ મોકલ્યો છે. માટે હે રાજા, આ મારાં વાક્ય સાંભળીને તમારૂં શ્રેય થાય તેમ કરો. યુધિષ્ઠિર બોલ્યા—હે વિદુરજી, હું તમોને પૂછું છું કે, ધૃતરાષ્ટ્રની સભામાં તેમના પુત્રો વગર બીજા કપટી અને રમનાર કોણ છે તે કહો, જેમની સાથે અમે દ્રવ્યના સેંકડો દાવ માંડીને રમીએ. વિદુરજી બોલ્યા—હે પૃથ્વીપતિ, દ્યૂત રમવામાં કુશળ, પોતાની ઇચ્છા પ્રમાણે પાસાઓ નાંખનાર અને અમુક દાવ પડશે એમ જાણનારો ગાંધાર રાજાનો પુત્ર શકુનિ, વિવિંશતિ, ચિત્રસેન, સત્યવ્રતવાળો પુરૂમિત્ર અને જયાદિ રાજાઓ છે. યુધિષ્ઠિરે કહ્યું કે હે વિદુરજી, વિધાતાએ સર્વ જગત્ દૈવને વશ્ય કર્યું છે, જેથી સૌ પરસ્વાધિન રેહે છે, ને તેથીજ ધૃતરાષ્ટ્રની સભામાં સર્વે કપટી અને દ્યૂત રમનારા છે. વાસ્તે હું તેમના કેહેવાથી દ્યૂત રમવા સારૂ ત્યાં આવવાની ઇચ્છા રાખતો નથી. પણ પુત્રને પિતા ઘણો પ્રિય હોય છે, તેમ તે અમારા પિતારૂપ છે, તેથી તેમના કેહેવા પ્રમાણે કરવાની ઇચ્છા રાખું છું. વળી શકુનિ દ્યૂત રમવામાં ચતુર છે ને હું રમી જાણતો નથી, તોયપણ મને સભામાં બોલાવે છે તો હું આવીશ, કારણ મને કોઈ યુદ્ધ વાસ્તે અથવા દ્યૂત રમવા બોલાવે તો મારે તેને કદિ ના કેહેવું નહીં, એવું મારૂં વ્રત છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે વિદુરજીને કહીને ધર્મરાજ યુધિષ્ઠિર રાજાએ પોતાના પ્રધાનાદિકોને હસ્તિનાપુર જવા સારૂ તૈયાર થવાની આજ્ઞા આપી, અને બીજે દિવસે પોતાના પ્રધાન, ચાકર, સેના, ભાઇયો તથા દ્રૌપદી આદિ સ્ત્રીઓએ સહિત હસ્તિનાપુર પ્રત્યે જવા તૈયાર થઇને વિદુરજીને કહ્યું કે,

પૂર્વે જન્મના કર્મના યોગેકરી મનુષ્યની બુદ્ધિ, જેમ સૂર્યના તાપે કરી નેત્ર અંજાવાથી દૃષ્ટિ નાશ પામે, તેમ નાશ પામે છે, ને જીવ માત્ર દો- રીથી બંધાયલા પુરૂષની માફક વિધાતાને વશ્ય છે. એમ કહી ધૃતરાષ્ટ્રનું તેડાવવું સારૂં નહીં માનીને, બાલ્હિક દેશમાં ઉત્પન્ન થયેલા અશ્વો જેમાં જોડ્યા હતા એવા રથમાં બેસી, તેઓ પોતાની રાજ્ય સમૃદ્ધિથી શોભાય- માન થઇ, પ્રધાનાદિ ચાકરો તથા સેનાઓથી વિંટાઇ બ્રાહ્મણોને મુખ્ય કરીને, ભાઇયો તથા વિદુરજીએ સહિત હસ્તિનાપુરમાં આવ્યા, ને ધૃતરાષ્ટ્રના ઘર પ્રત્યે જવા લાગ્યા. તે સમય તેમની સામે ભીષ્મ, દ્રોણ, કર્ણ, કૃપા- ચાર્ય, અશ્વત્થામા, સોમદત્ત, દુર્યોધન, શલ્ય, શકુનિ, દુઃશાસન, જયદ્રથ, અને સર્વ કૌરવોઆદિ બીજાપણ જે રાજાઓ આવ્યા હતા, તેઓને ય- થાયોગ્ય મળી તેમનાથી વીંટાઇને યુધિષ્ઠિર રાજાએ બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રના ઘરમાં પ્રવેશ કર્યો, ને પતિના આશ્રયવાળી અને પુત્રોની સ્ત્રિયોથી વિંટાયલી ગંધારીને જોઈ તેને નમસ્કાર કર્યા, એટલે તેણે યુધિષ્ઠિરને આ- શિર્વાદ આપ્યો. પછી તે પાંડવો, બુદ્ધિરૂપીજ નેત્રવાળા પોતાના પિતારૂપ વૃદ્ધ ધૃતરાષ્ટ્રને જોઈ તેને પગે લાગ્યા, ત્યારે તેણે તેમના મસ્તકના કેશ સુંઘીને કુશળ વાર્તા પૂછી. હે પૃથ્વીપતિ, એ પ્રમાણે જોવાલાયક સ્વરૂપ- વાળા અને પુરૂષોમાં સિંહરૂપ પાંડવો આવ્યા; તે જોઇને કૌરવો ઘણા ખુશી થયા, ને તેમના કેહેવાથી પાંડવોએ રત્નથી જડેલાં શોભાયમાન ગૃહોમાં પ્રવેશ કર્યો. તે સમય ધૃતરાષ્ટ્રના પુત્રોની સ્ત્રિઓએ, પાંડવોની દ્રૌપદિઆદિ સ્ત્રિઓની સમૃદ્ધિ પોતાથી અધિક જોઈ તાપ પામીને અસં- તોષ કર્યો. પછી પાંડવોની સ્ત્રિઓએ પોતાના કેશ ઓળ્યા, ને સ્નાનાદિ કરી પોતાનાં શરીરોને શણુગાર્યાં. અને પાંડવોએ પણ શ્રેષ્ઠ ચંદન ધારણ કરી શોભાયમાન થઈ, પ્રસન્ન મન કરીને સાયંકાળની સંધ્યાદિ આન્હિક કર્મ કર્યાં, ને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, પોતાને ઇચ્છિત પદા- ર્થોનું ભોજન કરીને શયન ગૃહમાં પ્રવેશ કર્યો. ત્યાં સ્ત્રિયો સાથે સુખ ભોગવી ઘણા પ્રસન્ન થઇ તેમણે રાત્રિ સુખમાં કાહાડી. પછી પ્રાતઃકાળ થયો ત્યારે બંદિજનોએ આવી ગાયન કર્યું, તેથી નિદ્રાનો ત્યાગ કરી તેઓ ઉઠયા. હે રાજા, એ રીતે રાત્રિને વિષે સુખે કરી સુતેલા અને કપટી દુર્યોધનાદિકથી વખણાયલા પાંડવોએ પ્રાતઃકાળનું સંધ્યાદિ નિત્ય કર્મ કરીને તે શ્રેષ્ઠ સભામાં પ્રવેશ કર્યો.

॥ सुखोषितास्तेरजनीं प्रातःसर्वेकृतान्हिकाः ॥
॥ सभांरम्यांप्रविविशुः कितवैरभिनंदिताः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरसभागमने गुर्जरभाषायां मष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

---

**वैशंपायनउवाच** ॥ प्रविश्यतांसभांपार्था युधिष्ठिरपुरोगमाः ॥
॥ समेत्यपार्थिवान्सर्वान् पुजार्हानभिपूज्यच ॥

વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે યુધિષ્ઠિર જેમાં મુખ્ય હતા એવા પાંડવો, તે સભામાં આવી સર્વ રાજાઓને મળ્યા, ને પોતાને પૂજા કરવા યોગ્યની પૂજા કરીને અવસ્થા પ્રમાણે યથાયોગ્ય, સુંદર ગલિચા બીછાવેલાં આસનો ઉપર બેઠા, ને સર્વ રાજાઓ પણ યથાયોગ્ય આસનો ઉપર બેઠા. પછી શકુનિએ યુધિષ્ઠિરને કહ્યું કે હે યુધિષ્ઠિર રાજા, આ સભામાં પાસા નાખવા માટે વસ્ત્ર બીછાવેલું છે, ને અમે તમારે વાસ્તે દ્યૂત રમવાનો સંકેત કરી રાખ્યો છે, માટે પાસાઓ નાખીને દ્યૂત રમો. યુધિષ્ઠિર બોલ્યા- શકુનિ, દ્યૂત રમવું એ છલ કરવાનું કામ છે, ને તે પાપરૂપ છે, એમાં કંઇ ક્ષત્રિઓનું પરાક્રમ નથી. અને એ નીતિ પણ નથી, ત્યારે તું રમવાનું કેમ કેહે છે? વળી કપટી પુરૂષ દ્યૂતરૂપી છલ કરેછે, પણ તેથી તેનું જગતમાં માન વધતું નથી. ત્યારે હે શકુનિ, શું નિર્લજ્જની પેઠે તું અમને દ્યૂતરૂપી અનીતિથી જીતીશ? શકુનિ બોલ્યો-હે યુધિષ્ઠિર, જે બુદ્ધિમાન્ પુરૂષ દ્યૂતમાં જીતવા તથા હારવાની યુક્તિને જાણતો હોય અને તે રમવામાં ખેદ વગરનો હોય, તે પુરૂષ, દ્યૂત રમવામાં જે યુક્તિઓ કરાય છે, તે સૌ કરવાની ઉલટ રાખે એમાં આશ્ચર્ય નથી. હે રાજા, હારવું તથા જીતવું એ પાસાના દાવા ઉપર છે, માટે તેમાં કંઇ દોષ નથી. વાસ્તે આપણે રમીએ તેમાં તમે કંઇ શંકા રાખ્યા વગર પ્રત્યક્ષ દાવ માંડો, અથવા "મેં અમુક પદાર્થ એટલા માંડ્યા છે," એમ મોહેથી કહો, વિલંબ કરો માં. યુધિષ્ઠિરે કહ્યું કે હે શકુનિ, સ્વર્ગને આપનાર કર્મકાંડ તથા મોક્ષ પ્રાપ્ત કરાવનાર જ્ઞાનકાંડને જાણનારા અને સર્વ મુનિયોમાં શ્રેષ્ઠ આ અસિત મુનિ સદૈવ એમ કેહેછે કે, રમવું બે પ્રકારનું છે, એક પાસાથી અને બીજું શાસ્ત્રના અભ્યાસથી; તેમાં કપટીયો સાથે કપટ રાખીને પાસાથી રમવું એ પાપરૂપ છે. માટે ધર્મથી યુદ્ધ

કરીને જય મેળવવો સારો, પણ દ્યૂત રમીને જય મેળવવો સારો નથી. જે શ્રેષ્ઠ પુરૂષો છે, તે પોતે કપટરૂપી કામ કરતા નથી, ને તેને ધિક્કારે છે. માટે શૂરવીર પુરૂષે કપટ રહિત થઇને યુદ્ધ કરવું એ યોગ્ય, પણ દ્યૂત રમવારૂપી કપટ કરવો એ યોગ્ય નથી. હે શકુનિ, અમે તો બ્રાહ્મણો પાસેથી વિદ્યાભ્યાસ કરવાનો યત્ન કરશું, કારણ તે વિદ્યારૂપી દ્રવ્યે કરીને સર્વ સુખ મળે છે. અને તું પણ જેમાં પોતાનું સર્વ દ્રવ્યાદિક હારી જવાય એવા દ્યૂતે કરીને અમને જીતવાની ઇચ્છા રાખ માં, ને હું પણ દ્યૂતરૂપી નીચ કર્મ કરીને દ્રવ્ય અથવા સુખ મેળવવાની ઇચ્છા રાખતો નથી. કારણ દ્યૂત રમવું એ કપટી પુરૂષોનું કામ છે, જેને શ્રેષ્ઠ પુરૂષો વખાણતા નથી. શકુનિ બોલ્યો હે યુધિષ્ઠિર, જેમ વિદ્વાન્ પુરૂષ અવિદ્વાનને જીતવાની આશાથી તેની પાસે આવે, શસ્ત્ર વિદ્યામાં કુશળ પુરૂષ શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ નહીં કરેલા પુરૂષ પાસે આવે, તથા બળવાન પુરૂષ દુર્બળની પાસે આવે, તેમાં કાંઇ નીચ કર્મ કેહેવાય નહીં, તેમ પાસાની રમતમાં કુશળ પુરૂષ નહીં રમી જાણનારને જીતવાની આશાથી તેની પાસે આવીને રમે તો, તેને કોઇ મનુષ્ય નીચ કર્મ કેહેતું નથી. તોયપણ તમે મારી પાસે આવીને, હવે એ નીચ કર્મ છે એમ માની કદિ ભય પામતા હો તો નહીં રમો. યુધિષ્ઠિર બોલ્યા—હે શકુનિ, કોઇ પણ પુરૂષ મને હરકંઈ કામ સારૂ બોલાવે તો મારે તે કામ કરવાથી પાછા ન હઠવું, એવું મારૂં વ્રત છે; માટે કંઇ ફીકર નહીં, વિધાતા બળવાન છે, તેથી હું દૈવને વશ્ય થઇને બેઠો છું. પણ આ સભામાં મારે કેની સાથે રમવું, ને સામે દાવ માંડનાર કોણ છે તે કહો, અને પછી દ્યૂત ચલાવો. વૈશંપાયન કેહે છે—એવાં યુધિષ્ઠિરનાં વાક્ય સાંભળી દુર્યોધન બોલ્યો કે હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજા, આ મારો મામો શકુનિ મારી વતી તમારી સાથે રમશે, ને તેમાં હારશે તો, તમે માંડશો તેટલાં રત્નો તથા દ્રવ્ય હું આપીશ. યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, બીજાની વતી રમનારની સાથે દ્યૂત રમવું મને અધર્મરૂપ જણાય છે, તથાપિ તમે તમારી ઇચ્છા પ્રમાણે વર્તો ને દ્યૂતનું કામ ચલાવો.

॥ अन्येनान्यस्यवैद्यूतं विषमंप्रतिभातिमे ॥

॥ एतद्विद्वन्नुपादत्स्व काममेवंप्रवर्त्ततां ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरशकुनिसंवादे

गुर्जरभाषायां मेकोनशष्ठित्तमोऽध्यायः ॥ ५९ ॥

**वैशंपायनउवाच** ॥ उपोह्यमानेद्यूतेतु राजानःसर्वएवते ॥

॥ धृतराष्ट्रंपुरस्कृत्य विविशुस्तांसभांततः ॥

વૈશંપાયન કેહે છે—પછી જ્યારે દ્યૂત રમવાની તૈયારી થઇ, ત્યારે સર્વ રાજાઓ ધૃતરાષ્ટ્રને મુખ્ય કરીને તે સભામાં આવ્યા, ને ભીષ્મપિતા, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને મોહોટી મતિવાળા વિદુરજીએ પણ પોતાના મનમાં ઘણા અપ્રસન્ન થઇને સભામાં પ્રવેશ કર્યો. તે સર્વે સિંહ સરખી ડોકવાળા, મહાપરાક્રમી, વેદ જાણનારા અને પ્રકાશમાન સ્વરૂપવાળા હતા. તેઓમાંથી કેટલાક બબે જણા મળીને તથા કેટલાક એક એક જણ વિચિત્ર અને શોભાયમાન અમુલ્ય આસનો ઉપર યથાયોગ્ય બેઠા; તેથી જેમ દેવતાઓએ કરીને સ્વર્ગ શોભે, તેમ તે સભા શોભતી હતી. પછી જ્યારે સંબંધિયો દ્યૂત રમવા તૈયાર થયા, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, સમુદ્રમાંથી પ્રાપ્ત થએલી મણિયો જેમાં જડેલી છે એવો આ મારો અમુલ્ય સુવર્ણનો હાર છે, તે હું દાવમાં માંડું છું, પણ તું સામે શું દાવ માંડીને મારી સાથે રમીશ તે કહે. દુર્યોધન બોલ્યો કે હે યુધિષ્ઠિર, મારી પાસે મણિયો તથા દ્રવ્ય ઘણું છે, જેનો મને કંઇ ગર્વ નથી, માટે બેલાશક તમે જીતો. વૈશંપાયન કેહે છે—પછી પાસાના દાવને જાણનાર શકુનિએ હાથમાં પાસા લઇ ધારીને યુધિષ્ઠિરને કહ્યું કે, એ દાવ અમે જીત્યા.

**वैशंपायनउवाच** ॥ ततोजग्राहशकुनि स्तानक्षानक्षतत्त्ववित् ॥

॥ जितमित्येवशकुनि र्युधिष्ठिरमभाषत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्यूतारंभे

गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

**युधिष्ठिरउवाच** ॥ मत्तकैतवकेनैव यज्जितोस्मिदुरोदरे ॥

॥ शकुनेहंतदीव्यामो ग्लहमानाःपरस्परं ॥

યુધિષ્ઠિર કેહે છે—હે ગર્વિષ્ટ શકુનિ, સંકટ ઉત્પન્ન કરનારા જુગારે કરીને તું મને જીત્યો, માટે પરસ્પરે દાવ માંડનારા આપણે હવે રમશું. આ હું તારી સાથે મારી એક લાખ પચાસ હજાર તોલા સુવર્ણથી ભરેલી જે પેટીયો છે, તે તથા બીજો પણ જે સુવર્ણ તથા રૂપાનો મારો

ભંડાર છે, તે સર્વ માંડીને રમું છું. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે કુરૂવંશનો યશ વધારનારાં યુધિષ્ઠિરનાં વાક્ય સાંભળી શકુનિયે પાસા નાંખીને કહ્યું કે અમે જીત્યા. વળી યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, હજાર રથો જેટલી કિંમતવાળો, વ્યાઘ્ર ચર્મથી મઢેલો, શ્રેષ્ઠ ચક્રાદિ સાહિત્યોવાળો, શોભાયમાન, ચારે બાજુ સુવર્ણની નાની ઘંટાઓથી શણગારેલો, જોનારાને હર્ષ આપનાર, મેઘ તથા સમુદ્ર સરખી ગર્જના કરનાર જેમાં કુરર પક્ષિ સરખા વર્ણવાળા અને અમારા દેશમાં વખણાયલા આઠ અશ્વો જોડ્યા છે, અને જેમાં બેસીને અમે અહીં આવ્યા છીએ, એવો મારો સુવર્ણનો રથ માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કેહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટરૂપી નીચ કર્મનો આશ્રય કરનારા શકુનિએ કહ્યું કે હે યુધિષ્ઠિર, અમે જીત્યા. એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે હે દુર્યોધન, સુવર્ણના મંગળસૂત્ર બાજુબંધ તથા પદકાદિ મણિયોના આભુષણ, શ્રેષ્ઠ વસ્ત્રો, અને ચંદન તથા પુષ્પો ધારણ કરેલી ચોસઠ કળા વિદ્યામાં કુશળ, મારી આજ્ઞાથી સન્યાસિ તથા પ્રધાનોના પગ ધોવા વિગેરે સેવા કરનારી અને નૃત્ય તથા ગાયન કરવામાં કુશળ એવી એક લક્ષ જુવાન દાસિઓરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કેહે છે—હે રાજા, એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટી શકુનિએ પાસા નાંખીને કહ્યું કે અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, સભામાં મનુષ્યોની જમણી બાજુ ફરનારા, ક્રમે કરી બેસનારા, સદૈવ શ્રેષ્ઠ વસ્ત્રો પેહેરનારા, ચતુર, બુદ્ધિમાન્, શુદ્ધ અંતઃકરણવાળા, યુવાન, કુંડળોથી શોભિતા અને દિવસ તથા રાત્રિને વિષે અતિથિયોને ભોજન કરાવવા સારૂ પાત્રો જેમના હાથમાં રહે છે, એવા એક લક્ષને કેટલાક હજાર મારા દાસોરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કેહેછે—હે રાજા, એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી શકુનિ બોલ્યો કે અમે જીત્યા. એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા—હે દુર્યોધન, મદોન્મત્ત, સુવર્ણની સાંકળોવાળા, ઝુલો તથા સુવર્ણની અંબાડીઓવાળા, ગંડસ્થળાદિ શરીર ઉપર કમળના ચિન્હવાળા, ડોકમાં સુવર્ણની માળાઓ પેહેરેલા, નમ્ર, રાજાઓને બેસવા લાયક, યુદ્ધમાં સર્વ પ્રહારને સહન કરનારા, હલ જેવડા દાંતોવાળા, મોહોટા શરીરવાળા, શત્રુના શેહેરને તોડનારા, મેઘ સરખા શ્યામવર્ણવાળા, અને આઠ આઠ હાથણિઓને ભોગવનારા એક હજાર હસ્તિઓરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કેહે છે—હે

જનમેજય, એ પ્રમાણે યુધિષ્ઠિરનું બોલવું સાંભળી પ્રસન્ન થએલો શકુનિ, કપટનો આશ્રય કરી પાસાઓ ફેંકીને બોલ્યો કે અમે જીત્યા. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, સુવર્ણની દાંડીઓમાં ધ્વજા તથા પતાકાવાળા, નમ્રતાવાન અશ્વો જોડેલા, હજાર મનુષ્યોનો એક મહીના સૂધી નિર્વાહ ચાલે એટલા અનાજથી ભરેલા અને વિચિત્ર યુદ્ધ કરનારા રથી પુરૂષોયે યુક્ત એક હજાર રથોરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે જ્યારે યુધિષ્ઠિરે કહ્યું ત્યારે તેમની સાથે વૈર કરનાર દુષ્ટ અંતઃકરણવાળા શકુનિયે કહ્યું કે અમે જીત્યા. તે સાંભળી વળી યુધિષ્ઠિર બોલ્યા કે હે રાજા દુર્યોધન, પૂર્વે ગાંડિવ ધનુષને ધરનાર અર્જુન યુદ્ધમાં શત્રુઓને નાશ કરનાર ચિત્રરથ નામના ગંધર્વને જીત્યો હતો, ત્યારે તે ગંધર્વે પ્રસન્ન થઇને તેતરપક્ષિ સરખા વર્ણવાળા અને સુવર્ણની માળાઓ પેહેરેલા અશ્વો આપ્યા છે, તે રૂપી મારૂં દ્રવ્ય માંડીને હું તારી સાથે રમું છું વૈશંપાયન કહેછે-એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટરૂપી નીચ કર્મ કરનારા શકુનિયે કહ્યું કે અમે જીત્યા. એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે હે દુર્યોધન, સુંદર અશ્વો તથા બળદો જોડેલા દશ હજાર રથો તથા ગાડાંઓ છે, તે તથા બળવાન, પરાક્રમી, પોહોળા વક્ષસ્થળવાળા, નિત્ય દૂધનું પાન કરનારા અને સાલના ચોખાનું ભોજન કરનારા સાઠ હજાર યોદ્ધાઓ છે, તે રૂપી મારૂં દ્રવ્ય માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહેછે-એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને કપટી શકુનિયે કહ્યું કે અમે જીત્યા. તે સાંભળી વળી યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, જે એક એક પાત્રમાં વીશ હજાર ચારસો ને એંશી તોલા સુવર્ણ ભરેલું છે, એવાં ચારસો ત્રાંબા તથા લોઢાનાં પાત્રોરૂપ મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે—એવું સાંભળી તેમનું બોલવું જાણીને કપટરૂપી નીચ કર્મનો આશ્રય કરનારા શકુનિયે યુધિષ્ઠિરને કહ્યું કે, અમે જીત્યા.

एतच्छ्रुत्वाव्यवसितो निकृतिंसमुपाश्रितः ॥
जितमित्येवशकुनि र्युधिष्ठिरमभाषत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि देवने
गुर्जरभाषायां एकषष्टितमोऽध्यायः ॥६१॥

वैशंपायनउवाच ॥ एवंप्रवर्त्तितेद्यूते घोरेसर्वापहारिणि ॥
॥ सर्वसंशयनिर्मोक्ता विदुरोवाक्यमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે સર્વસ્વ હરણ કરનાર ભયંકર દ્યૂત ચાલતો હતો, ત્યારે સર્વ સંશય ટાળનાર વિદુરજીયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે ભારત, જેમ મૃત્યુ પામવાને તૈયાર થયેલા પુરૂષને ઔષધ સારૂં લાગતું નથી, તેમ તમને મારાં વચન સારાં લાગતાં નથી, તથાપિ હું તમને કહું તે સાંભળો. આ પાપ યુક્ત ચિત્તવાળો દુર્યોધન જે પૂર્વે ઉત્પન્ન થતાંજ શિયાળની પેઠે ખરાબ સ્વરથી રડ્યો હતો તે તમારા સર્વનો નાશ થવાનો હેતુ છે. હે ધૃતરાષ્ટ્ર, જેમ મદ્ય પીનાર પુરૂષ મદ્ય પીતી વખતે એ પીવાથી હું બેભાન થઈ પડી જઇશ એમ જાણતો નથી, તેમ દ્યૂતે કરી આ મદોન્મત્ત દુર્યોધન આ પાંડવો સામે વૈર કરીને હું નાશ પામીશ એમ જાણતો નથી. પણ પૂર્વે સર્વજ્ઞ, સર્વનો ભાવ જાણનારા અને સર્વ શત્રુઓને ભય આપનારા શુક્રાચાર્યે, દૈત્યોને જંભ નામના દૈત્યોનો ત્યાગ કરવા સારૂં કહ્યું હતું કે પોતાના કુળના બચાવ માટે એકનો ત્યાગ કરવો પડે તો કરવો. આખા ગામના બચાવ સારૂ એક કુળને ત્યાગવું પડે તો ત્યાગવું, આખા દેશના બચાવ માટે એક ગામને મૂકવું પડે તો મૂકવું અને પોતાના શરીરના બચાવ માટે સર્વ પૃથ્વીને મૂકવી પડે તો મૂકવી તે પ્રમાણે હે રાજા ભોજ કુળના યાદવોયે સર્વને દુઃખ આપનાર મહાપાપી કંસનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણ પાસે તેને નાશ કરાવ્યો, તેમ તમે પણ આ દુર્યોધનનો ત્યાગ કરીને અર્જુનને એનો નાશ કરવાનું કહો. તેમ થવાથી સર્વ કૌરવો સેંકડો વર્ષ પર્યંત સુખ ભોગવશે. હે રાજા, જેમ કાગડાઓ મયૂરોને, તથા લોંકડી નામના જાનવરો વાઘોને પીડા પમાડે, તેમ તમે આ પાંડવોને દ્યૂત રમાડી પીડાયુક્ત કરીને શોકરૂપી સમુદ્રમાં નાંખો નહીં. હે ધૃતરાષ્ટ્ર, જેમ પૂર્વે કોઇ પુરૂષ પોતાના ઘરમાં રહેલા અને સુવર્ણનું વમન કરનારા પક્ષિયોને તેમના માંસના લોભથી નાશ કરી પરલોકથી ભ્રષ્ટ થઇને પશ્ચાત્તાપને પામ્યો હતો, તેમ તમે આ પાંડવોનો દ્રોહ કરીને પશ્ચાત્તાપને પામશો, માટે તેમ નહીં કરો. હે રાજા, આ પાંડવોરૂપી વૃક્ષથી તમને સુખરૂપી પુષ્પ પ્રાપ્ત થાય, તે બગીચાના માળીની પેઠે ગૃહણ કરો, પણ જેમ વાયુ વૃક્ષોને પરસ્પર ઘસાવી અગ્નિ ઉત્પન્ન કરી તેમને બાળી નાખે, તેમ તમે આ કૌરવ પાંડવોરૂપી વૃક્ષોને

સમૂળ બાળીને પુત્રો, પ્રધાનો અને સેનાઓ સહિત યમલોક પ્રત્યે માં જાઓ. કારણ એકસંપી આ પાંડવો સાથે દેવતાઓ સહિત ઈંદ્રપણ યુદ્ધ કરવા સમર્થ નથી, ત્યારે બીજો કોણ યુદ્ધ કરશે?

समवेतान्हिकःपार्थान् प्रतियुध्येतभारत ॥
मरुद्भिःसहितोराज न्नपिसाक्षान्मरुत्पतिः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरहितवाक्ये गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

---

**विदुरउवाच** ॥ द्यूतंमूलंकलहस्याभ्युपैति मिथोभेदंमहतेदारुणाय ॥
॥ तद्वास्थितोयंधृतराष्ट्रस्यपुत्रो दुर्योधनःसृजतेवैरमुग्रं ॥

વિદુરજી કેહે છે—હે ધૃતરાષ્ટ્ર, કજીયાનું મૂળ અને પરસ્પરે જુદાઈ પાડનાર આ દ્યૂત મોહોટા ભયને અર્થે પ્રાપ્ત થયેલો છે, તેનો આશ્રય કરનાર આ તમારો પુત્ર દુર્યોધન મોહોટું વૈર ઉત્પન્ન કરે છે. એના અપરાધે કરીને પ્રતીપ, શંતનું, ભીમસેન અને બાહ્લિકના વંશમાં સર્વ પુરૂષો કષ્ટ પામશે અને જેમ ગાય પોતાના શિંગડાને નાશ કરે, તેમ એ પોતાના મદે કરીને સર્વ દેશને નાશ કરશે. હે રાજા, શૂરવીર અને ચતુર પુરૂષ જો પોતાની બુદ્ધિનો આશ્રય છોડી પારકી બુદ્ધિનો આશ્રય કરે, તો જેમ કોઇ પુરૂષ સૂકાણી વગરના વાહણમાં બેસી સમુદ્રમાં ડૂબીને દુઃખ પામે, તેમ દુઃખ પામે છે. હે ધૃતરાષ્ટ્ર, જેની અંતે અનેક તરેહના પ્રહારથી મનુષ્યોનો નાશ થાય એવા આ દ્યૂતે કરી, આ તમારો પુત્ર યુધિષ્ઠિરની સાથે રમીને તેના માંડેલા દાવને જીતે છે, જેથી તમે ખુશી થઇને વિનોદ પામો છો, ને દ્યૂત રમવાની મસલત આપનાર આ શકુનિનાં વાક્ય માન્ય કરો છો, પણ તેથી તમને તમારા સંબંધિ આ યુધિષ્ઠિર સાથે કલેશ ઉત્પન્ન થશે. વૈશંપાયન કેહે છે—હે રાજા, એ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહીને વિદુરજીયે તેના પક્ષવાળા કૂંવરોને કહ્યું કે, હે મૂઢ દૂર્યોધનના આશ્રયવાળા પ્રતીપ તથા શંતનુંના વંશના પુરૂષો, કૌરવોની સભામાં હું વાક્ય કહું છું તે સાંભળો—તમે કોઈ પણ આ ભયંકર તથા જાજ્વલ્યમાન અગ્નિસરખા કલેશનો આશ્રય કરોમાં, પણ નિવૃત્તિ પામો. કારણ હમણાં આ યુધિષ્ઠિર દ્યૂત રમવાના

મદમાં છે, પણ જ્યારે તેમને ક્રોધ ઉત્પન્ન થશે ને તે તેઓ દાબશે નહીં, ત્યારે ભીમસેન, અર્જુન, નકુળ, તથા સહદેવ યુદ્ધ કરવા તૈયાર થશે. તે વખતે જેમ સમુદ્રમાં પડેલા પુરૂષને કોઇ આધાર મળતો નથી, તેમ આપત્તિમાં પડેલા તમોને કેનો આધાર મળશે? એમ કહી વળી ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજા, આ દ્યૂત રમવાની પેહેલાં તમારા મનમાં જેટલા દ્રવ્યની ઇચ્છા હતી, તે પ્રમાણે તમને મળ્યું છે, ત્યારે હજી તમે દ્રવ્યવાન પાંડવોને જીતવાનું કહો છો, તેથી તમને શું લાભ થશે? હે ભારત, પર્વતના રાજા આ શકુનિનું જે દ્યૂતમાં છળરૂપી રમવું છે તે હું જાણું છું, માટે એ શકુનિ જયાંથી આવ્યો છે ત્યાં જાઓ, ને તમે પાંડવો સાથે યુદ્ધ કરવાનો ઉપાય કરો નહીં.

जानीमहेदेवितंसौबलस्य वेदद्यूतेनिकृतिंपार्वतीयः ॥
यतःप्राप्तःशकुनिस्तत्रयातु मायूयुधोभारतपांडवेयान् ॥
इति श्रीमहाभारते सभापर्वणि द्युतपर्वणि विदुरवाक्ये
गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

---

दुर्योधनउवाच ॥ परेषामेवयशसाश्लाघसेत्वं सदाक्षतःकुत्सयन्धार्त्तराष्ट्रान् ॥
॥ जानीमहेविदुरयत्प्रियस्त्वं बालानिवास्मानवमन्यसेनित्यमेव ॥

દુર્યોધન કેહેછે—હે વિદુર પાંડવોમાં પ્રીતિ રાખનારા તમે અમારી નિંદા કરીને અમારા શત્રુરૂપ પાંડવોનો યશ વખાણો છો, તે અમારૂં અપમાનજ કરો છો એમ અમે જાણીએ છીએ. કારણ જે પુરૂષ પોતાના પ્રિયનાં વખાણ અને અપ્રિયની નિંદા કરે છે, તે પોતાના પ્રિયોનો જય અને અપ્રિયોનો પરાજય ઇચ્છે છે એમ જાણવું. માટે હે વિદુર, તમે પોતાના હૃદયમાં રાખેલો અમારી ઉપરનો દ્વેષ જીભથી કહીને કેમ જણાવો આપો છો? મનમાંજ રાખો. અમે તમને ખોળામાં સર્પની પેઠે રાખ્યા છે! ને જેમ બીલાડો પોષણ કરનારને વીંખે, તેમ તમે અમને અમારા મનને તાપ પમાડનારાં વચન કહીને વીંખો છો! માટે તમે પોતાને પોષણ કરનારાઓનો દ્વેષ કરો છો! પણ તમને કોઇ પાપિષ્ટ કેહેતું નથી! તોયપણ તમે પોતે પાપથી કેમ બીહીતા નથી? હે વિદુર, અમે આ શત્રુરૂપ

પાંડવોને દ્યૂતમાં જીતીને તેમના દ્રવ્યરૂપી મોહોટા ફળને પામ્યા છૈયે, માટે હવે તમે અમને અપ્રિય લાગે એવાં વચન બોલો નહીં. વળી તમે આ-મારી સાથે સ્નેહ દેખાડીને અમારા શત્રુ પાંડવો સાથે સ્નેહ રાખી હર્ષ પામો છો, માટે અમારી સાથે દ્વેષપણાને પામશો, કારણ અપ્રિય વચન બોલનાર પુરૂષ શત્રુપણાને પામેછે. વળી કેટલાક પુરૂષ શત્રુનાં વખાણ કરે, પણ પોતાનો અભિપ્રાય ગુપ્તજ રાખેછે, અને તમે તો કહી દ્યો છો! માટે હે નિર્લજ્જ, ધૃતરાષ્ટ્રનો આશ્રય કરનારા તમે અમને દુઃખ આપવાને પો-તાની ઇચ્છામાં આવે તેમ બોલો છો! પણ તમે અમારી નિંદા કરો માં, ને તમારા મનમાં પાંડવોના જયની ઇચ્છા છે તે અમે જાણીએ છૈયે. વાસ્તે હે વિદુર તમે બુદ્ધિમાન્ પુરૂષો પાસે જઇને તેમની પાસેથી સારી બુદ્ધિ શિખો, ને તમારો જગતમાં જે નિરંતર યશ છે તેની રક્ષા કરો. અને આ શત્રુરૂપ પાંડવોના જયમાં આસક્ત થાઓ નહીં, ને આ હું દ્યૂતરૂપી કામ કરૂંછું, એમ માનીને અમને અપ્રિય લાગે એવાં વચન પણ બોલો નહીં. કારણ અમે તમને અમારૂં સારૂં કેમ થાય તે પૂછતા નથી, માટે તમે ક્ષમાવાન થઇને અમારૂં દ્યૂત રમવાથી જે સારૂં થાયછે તેમાં વિઘ્ન કરો માં હે વિદુર, ગર્ભમાં રહેલા પુરૂષને જે ઇશ્વર બોધ કરે છે, તેજ સર્વને બોધ કરનારછે, બીજો કોઇ નથી; અને જેમ નીચે રહેલું જળ ઉપરથી વેહેનાર જળની ઇચ્છા કરતું નથી, તોયપણ તે નીચે વહેછે, તેમ મનુષ્યો પણ જો કે કંઈ ઇચ્છા કરતા નથી, તોયપણ ઇશ્વરની જેવી ઇચ્છા હોય, તેજ પ્રમાણે તેમની હરેક કામ કરવાની બુદ્ધિ થાય છે. જેમકે કેટલાક પુરૂષો પોતાના મસ્તકને પર્વતમાં પછાડે છે! ને કેટલાક સર્પોને પોષેછે! માટે મનુષ્ય જેમ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે સર્વ કાર્ય ધીરજ રાખીને કરે છે, તેમ હું પણ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે આ દ્યૂતરૂપી કાર્ય કરૂંછું. તેમાં જે પુરૂષ બળાત્કારથી જેને બોધ કરેછે, તે પુરૂષ તેનો દ્વેષિ હોયછે, વાસ્તે બુદ્ધિમાન્ પુરૂષ પોતાના મિત્રને શિખામણ આપવાનો ત્યાગ કરેછે. વળી તમે દૈવરૂપી અગ્નિને શાંત કરવાનું કહ્યું, પણ જેમ કોઇ પુરૂષ કપૂરને સળગાવીને તરત જો તેની પાસે ન જાય તો તેની રાખોડી પણ તેના હાથમાં આવે નહીં, તેમ અમે આ પાંડવો સાથે વૈર કરવારૂપી કપૂર સળગાવ્યો, ને હવે તેમની સાથે તેમ ન કરીયે તો તેમાં કંઇ લાભ થાય નહીં; પણ વૈરથી ક્રોધ પામેલા આ પાંડવોથી અમારો નાશ થાય. હે

વિદુર, શત્રુનો પક્ષ અને પોતાનો દ્વેષ કરનાર પુરૂષને ઘરમાં રાખવો નહીં એવી નીતિછે. વળી જેમ દુષ્ટ સ્ત્રીની ઘણી સાંત્વના કરી હોય તોયપણ તે પોતાના પતિનો ત્યાગ કરેછે, તેમ તમે અમારો કોઇ દિવસે પણ ત્યાગ કરશો, માટે હમણાંજ તમારે જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં જાઓ. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવાં દુર્યોધનનાં વચન સાંભળી વિદુરજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજા, જે પુરૂષ નીતિનાં વાક્ય કેહેનારનો ત્યાગ કરે તેની સાથે મિત્રાઇ નિરંતર ચાલે નહીં, એ ખરૂંછે કે નહીં તે તમે પક્ષપાત રહિત થઇને મને સત્ય કહો. વળી રાજાઓનાં ચિત્ત દ્વેષથી ભરેલાં હોયછે, ને જેના ઉપર દ્વેષ હોય તેને તેઓ મોઢેથી જણાવતા નથી, પણ મુસલે કરીને તેનો નાશ કરાવેછે, એવી જે રાજનીતિ તેને આ તમારો પુત્ર દુર્યોધન જાણતો નથી ! વળી આ મંદ બુદ્ધિવાળો દુર્યોધન મને મૂર્ખ અને પોતાને પંડિત કેહે છે, પણ જે પુરૂષ પ્રથમ કોઇની સાથે સ્નેહ રાખે, ને પછી તેને દુષણ આપે તો તે મૂર્ખ કેહેવાય છે. તે પ્રમાણે આ દુર્યોધન મારામાં સ્નેહ રાખીને હવે મને મૂર્ખ કેહે છે, વાસ્તે એ પોતેજ મૂર્ખ છે. હે રાજા, આ મંદ બુદ્ધિવાળો દુર્યોધન, જેમ દુષ્ટ સ્ત્રી અગ્નિહોત્રિના ઘરમાં રહેથી કલ્યાણ થશે તે જાણતી નથી, તેમ પોતાના કલ્યાણને જાણતો નથી. તેથી એમ જણાય છે કે, જેમ બાળક સ્ત્રીને સાઠ વર્ષનો પતિ ન ગમે, તેમ એને રાજ્ય ગમતું નથી. પણ હે રાજા; જો તમે હિત અને અહિત એવાં સર્વ કાર્યમાં પોતાનું પ્રિય ઇચ્છતા હો, તો સ્ત્રીયો, જડબુદ્ધિવાળા, પાંગળા, અને તેઓ સરખા બીજા પણ જે પુરૂષો હોય, તેને પૂછો; જુઓ તેઓ પણ હું કહું છું તેમ કેહે છે કે નહિ, તે તમારા જાણવામાં આવશે. પણ મનુષ્યોને પ્રિય વચન બોલનાર પાપી પુરૂષો મળી આવે છે, પણ ઔષધ સરખાં કડવાં અને ગુણકારી વચનો બોલનાર તથા તે સાંભળનાર પુરૂષ આ જગતમાં કોઇકજ હોય છે. વાસ્તે હે રાજા, જે પુરૂષ પોતાના સ્વામીને પ્રિય અથવા અપ્રિય લાગે એવાં વચન બોલવાનો ત્યાગ કરીને, પોતાના સ્વામીનું સારૂં થાય તેવાં અપ્રિય વચન કેહે તો તે રાજાયે માનવાં જોઇયે, માટે હે ધૃતરાષ્ટ્ર, તમે દુઃખ તથા જગતમાં દૂષણરૂપ, મર્મસ્થાનને છેદન કરનાર, યશ નાશ કરનાર, પરસ્પરના સ્નેહને તોડનાર, અને જગતમાં દુષ્ટ ભાવને દેખાડનાર એવા ક્રોધરૂપી ઔષધને પાન કરીને, શાંતિરૂપી આરોગ્યતાને પામો, ને હું, દુર્યોધનેસહિત વિચિત્રવીર્યના પુત્ર એવા તમને જેવી રીતે યશ તથા દ્રવ્ય પ્રાપ્ત

થવાની ઇચ્છા રાખું છું, તેમ થાઓ; હું તમને નમસ્કાર કરૂં છું. આ સર્વ બ્રાહ્મણો મારૂં કલ્યાણ કરો. હે કુરૂનંદન, બુદ્ધિમાન્ પુરૂષ, જેના મોઢામાં ઝેરરૂપી ડાઢો હોય, અને જેનાં નેત્ર ક્રોધરૂપી ઝેરથી ભરેલાં હોય છે, તેઓને ક્રોધ પમાડતા નથી, એ હું તમને સાવધાનપણાથી કહું છું.

आशीविषान्नेत्रविषान् कोपयेन्नचपंडितः ॥

एवंतेहंवदामीदं प्रयतःकुरुनंदन ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरहितवाक्ये

गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥



**शकुनिरुवाच** ॥ बहुवित्तंपराजैषीः पांडवानांयुधिष्ठिर ॥

॥ आचक्ष्ववित्तंकौंतेय यदितेस्त्यपराजितं ॥

શકુનિ કેહે છે—હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર, તમે પાંડવોનું સર્વ દ્રવ્ય હારી ગયા, હવે તમારી પાસે જે નહીં હારેલું દ્રવ્ય હોય તે કહો. યુધિષ્ઠિર બોલ્યા હે સુબલ રાજાના પુત્ર શકુનિ, મારૂં અસંખ્ય દ્રવ્ય હું જાણું છું, તારે પૂછવાની શી જરૂર છે? હે દુર્યોધન, મારી પાસે સિક્કાઓરૂપી દ્રવ્ય પરાર્ધ સંખ્યાથી પણ અધિક છે, માટે તું કેહેતો હોય તો દશ હજાર, લક્ષ, અર્બુદ, ખર્વ, નિખર્વ, શંકુ, અને પદ્મ સૂધી દાવ માંડીને રમું એમ છું, પણ હું મારૂં જે સર્વ દ્રવ્ય છે તે રૂપી દાવ માંડીને તારી સાથે રમું છું. વૈશંપાયન કેહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટરૂપી નીચ કર્મ કરનારા શકુનિએ કહ્યું કે અમે જીત્યા. ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે હે શકુનિ, સમુદ્રથી તે પર્ણાશા નદી પર્યંત મારા દેશમાં અસંખ્ય બળદો, અશ્વો, ગાયો અને બકરાંઓ જે કંઇ છે, તે રૂપી, મારૂં દ્રવ્ય માંડીને હું રમું છું. વૈશંપાયન કેહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચનનો નિશ્ચય સાંભળીને કપટી શકુનિયે કહ્યું કે અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન, હું મારૂં શેહેર, બ્રાહ્મણ વગરની પ્રજા, દ્રવ્ય સહિત મારા દેશની પૃથ્વી અને બ્રાહ્મણ વગરના જે મારા પુરૂષોછે, તે રૂપી દ્રવ્ય માંડીને તારી સાથે રમું છું. વૈશંપાયન કહેછે-એ પ્રમાણે યુધિષ્ઠિરનો નિશ્ચય સાંભળીને શકુનિયે કહ્યું કે અમે જીત્યા. ત્યાર પછી યુધિષ્ઠિરે કહ્યું કે

હે રાજા, રાજાઓને પહેરવાના અલંકારોથી શોભિતા મારા પુત્રોરૂપી મારૂં દ્રવ્ય છે તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહેછે—એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટી શકુનિયે કહ્યું કે અમે જીત્યા. એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે સુંદર સ્વરૂપવાળો, યુવાન લાલ નેત્રવાળો અને સિંહ સરખી કાંધવાળો આ મહાબાહુ નકુલ છે, તે રૂપી મારૂં દ્રવ્ય દાવમાં માંડું છું. વૈશંપાયન કહે છે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી શકુનિ બોલ્યો કે હે યુધિષ્ઠિર રાજા, પાંડુ રાજાનો પુત્ર નકુલ તમને ઘણો પ્રિય છે, તે તમારા હારી જવાથી અમને વશ્ય થશે, પછી તમે શાથી રમશો? એમ કહી તેણે પાસા ઢાળીને કહ્યું કે અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિર બોલ્યા કે સર્વને ઉપદેશ કરનાર અને સર્વ જગતમાં પંડિત નામથી પ્રખ્યાત આ સહદેવ મને ઘણો પ્રિય છે, તેને માંડીને રમવું અયોગ્ય છે, તોપણ હું અપ્રસન્નતાથી તેમ કહીને રમુંછું. વૈશંપાયન કહેછે—એવાં યુધિષ્ઠિરનાં વચનનો નિશ્ચય જાણીને કપટરૂપી નીચ કર્મ કરનારો શકુનિ અમે જીત્યા, એમ કહીને યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો કે હે રાજા, તમે માદ્રીના બે પુત્ર નકુલ અને સહદેવ તો હારી ગયા, પણ હજી સૌથી શ્રેષ્ઠ તમારા ભાઇઓ ભીમસેન તથા અર્જુન છે! યુધિષ્ઠિર બોલ્યા—હે મૂર્ખ શકુનિ, તું નીતિ જાણતો નથી તેથી એકસંપવાળા અમોને જૂદા પાડવાની ઇચ્છા કરેછે, પણ એ અધર્મ છે. શકુનિએ કહ્યું હે રાજા દ્રવ્ય નાશ પામવાથી જે પુરૂષનું ચિત્ત પરવશ સરખું થાય, તે પુરૂષ નર્કમાં પડીને વૃક્ષનો જન્મ આવે એવાં અધર્મ કરે, પણ હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમે તો સૌથી શ્રેષ્ઠ અને મ્હોટા છો, વાસ્તે અમે તમને નમસ્કાર કરીએ છીએ. અને કપટી પુરૂષો જાગૃત તથા સ્વપ્નાવસ્થામાં પણ સાંભળવામાં ન આવે એવાં વચન દ્યૂત રમતી વખતે મદોન્મત્તની પેઠે બોલેછે, માટે તમારે મારાથી બોલાયલાં વચન ક્ષમા કરવાં. યુધિષ્ઠિર બોલ્યા કે હે શકુનિ, મનુષ્યોને જેમ વાહાણ સમુદ્રનો પાર પમાડે છે, તેમ અમને યુદ્ધરૂપી સમુદ્રથી પાર પમાડનાર, શત્રૂઓને જીતનારા અને જગતમાં મહાપરાક્રમિ અર્જુનને માંડીને મારે રમવું ઘણું અયોગ્યછે, પણ હું તે અર્જુનરૂપી દાવ માંડીને રમુંછું. વૈશંપાયન કહેછે—એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટરૂપી નીચકર્મ કરનારા અને ફસાવનારા શકુનિયે, અમે જીત્યા, એમ કહી યુધિષ્ઠિરને કહ્યું કે હે યુધિષ્ઠિર, તમારામાં ધનુષ ધારણ કરનારા અર્જુનને હું જીત્યો, બાકી હવે તમને પ્રિય એવા ભીમસેન રહ્યાછે,

જેણે કરી તમે રમો. યુધિષ્ઠિર બોલ્યા હે રાજા, અમને વિષમ માર્ગથી બચાવનાર અમને યુદ્ધમાં નહીં જવા દેનાર, દૈત્યોના શત્રુ ઈંદ્રની પેઠે એકલો યુદ્ધ કરનાર, ચોતરફ નજર રાખનાર, નિત્ય ભૃકુટિ જેની ચઢેલી રેહેછે એવો, માહાત્મા, સિંહ સરખી કાંધવાળો, સદૈવ ક્રોધિ, જેના સરખો બળવાન બીજો કોઇ નથી એવો, ગદા ધારણ કરનારાઓમાં મુખ્ય, અને શત્રુઓને નાશ કરનાર ભીમસેનને માંડીને રમવું અયોગ્યછે, પણ તેને માંડીને હું રમુંછું. વૈશંપાયન કેહેછે-એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટી અને ફસાવનાર શકુનિયે, અમે જીત્યા એમ કહીને યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજા, તમે ઘણું દ્રવ્ય, ભાઇયો, અશ્વો અને હસ્તિઓ આદિ તો હારી ગયા, પણ હવે હારી જવા વગરનું તમારૂં શું દ્રવ્ય છે? તે કહો. યુધિષ્ઠિર બોલ્યા કે મારા સર્વ ભાઇયોને પ્રિય એવો હું અવશેષ રહ્યોછું, માટે હું મંડાઇને રમીશ, ને જો હું જીતીશ તો તેના બદલામાં જે હારી ગયો છું, તે સર્વ પાછું લઇશ. વૈશંપાયન કેહેછે—એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટરૂપી નીચ કર્મ કરનાર અને ફસાવનારા શકુનિયે, અમે જીત્યા એમ કહીને યુધિષ્ઠિરને કહ્યું કે, હે યુધિષ્ઠિર, કોઇ પુરૂષ પોતાની પાસે દ્રવ્ય છતાં પોતાના દેહને હારતો નથી, ને તમે તો હાર્યા, માટે એ પાપરૂપ કામ કર્યું. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે મદોન્મત્ત શકુનિએ યુધિષ્ઠિરને કહીને સભામાં બેઠેલા સર્વ પુરૂષોને "આ યુધિષ્ઠિર પોતાના દેહને પણ હારી ગયા" એમ કહી સંભળાવ્યું. અને યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજા, હવે અમારાથી નહીં જીતાયલો એક દ્રૌપદીરૂપી દાવ તમારી પાસે બાકી રહ્યોછે, જે માંડીને તમે રમો, ને તમારા દેહને જીતો. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે શકુનિ, મધ્યમ કદવાળી, શરદ ઋતુના કમળપત્ર સરખાં નેત્રવાળી, કમળ સરખી સુગંધયુક્ત દેહવાળી, કમળનાં પુષ્પોને સેવનારી, લક્ષ્મી સરખી સ્વરૂપવાળી, કોમળ અંગવાળી, પુરૂષને ગમે એવા સ્વભાવવાળી, સર્વ ગુણેયુક્ત, પ્રિય વચન બોલનારી, સર્વનું પ્રિય કરનારી, ધર્મ અર્થ ને કામની પ્રાપ્તિ કરાવનારી, પતિની પછી શયન કરનારી, પતિથી પ્રથમ જાગનારી, સેવક તથા સ્વામિના સર્વ ધર્મ જાણનારી, શોભાયમાન, મોગરાના પુષ્પ સરખી સુગંધવાળી અને કમળપુષ્પ સરખી કાંતિવાળા મુખવાળી, પાતળી કમરવાળી, સુંદર મોહોટા કેશવાળી, લાલ હોઠવાળી અને ઘણા જેના શરીર ઉપર વાળ નથી એવી દ્રૌપદિને હું માંડીને રમું છું। વૈશંપાયન

કેહે છે-હે રાજા, એ પ્રમાણે જ્યારે ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા, ત્યારે તે સભામાં જે વૃદ્ધ પુરૂષો બેઠેલા હતા, તેમણે "ધિક્કાર છે, ધિક્કાર છે," એવા શબ્દો કહ્યા, ને તે સર્વે સભા ક્ષોભ પામી. અને ત્યાં જે રાજાઓ બેઠેલા હતા, તેમને ઘણો ખેદ ઉત્પન્ન થયો, ને ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય તથા કૃપાચાર્યાદિને તો ખેદથી પસીનો આવવા માંડ્યો. તે સમય વિદુરજી, જાણે કંઇપણ શક્તિ ન હોય એવા થઇને લમણા ઉપર હાથ મૂકી, ઘણા ઉદાસ થઇ પર્વતની પેઠે નિશ્વાસ મૂકતા મૂકતા નીચું મોહોઢું કરી બેઠા હતા, અને ધૃતરાષ્ટ્ર રાજા તો હર્ષ પામીને "શું જીત્યા, શું જીત્યા" એમ વારંવાર પૂછતા હતા પણ પોતાને પાંડવોને જીતવાથી જે હર્ષ થતો તે ગુપ્ત રાખી શકતા ન હતા. તે સમય દુઃશાસનાદિકોએ સહિત કર્ણ ઘણો હર્ષ પામ્યો, પણ સભામાં બેઠેલા બીજાઓને તો ખેદને લીધે નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં. પછી ત્યાં યુધિષ્ઠિરને "હવે તમારો એક દ્રૌપદિરૂપી દાવ છે" એમ કેહેનારા સુબલ રાજાના પુત્ર શકુનિએ પાસાઓ ઢાળીને કહ્યું કે અમે જીત્યા.

॥ सौबलस्त्वभिधायैवं जितकाशीमदोत्कटः ॥

॥ जितमित्येवतानक्षान् पुनरेवान्वपद्यत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपदीपराजये गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

---

**दुर्योधनउवाच** ॥ एहिक्षत्तर्द्रौपदीमानयस्व प्रियांभार्यांसंमतांपांडवानां ॥

॥ संमार्जतांवेश्मपरैतुशीघ्रं तत्रास्तुदासीभिरपुण्यशीला ॥

દુર્યોધન કેહે છે—હવે હે વિદુર, તમે પાંડવોની માનીતિ અને પ્રિય સ્ત્રી દ્રૌપદીને અહીં લાવો, ને તે સૌથી ધિક્કાર પામી આપણા ઘરમાં આવીને વાસીદાં કરે, અને અમારી દાસીયો સાથે રેહે. ત્યારે વિદુરજી બોલ્યા કે હે મંદ બુદ્ધિવાળા, મૃત્યુરૂપી જાળથી ઘેરાઇ રહેલો તું નહીં બોલવાનાં વાકય બોલે છે, ને જેમ મૃગ સિંહોને ક્રોધ પમાડે તેમ પાંડવોને વારંવાર ક્રોધ પમાડે છે, પણ નાશ પામવાને તૈયાર થયેલો તુ તે જાણુતો નથી! હે નિરંતર મંદ બુદ્ધિવાળા દુર્યોધન, મોહોટા ઝેરી અને ક્રોધી સર્પો જેવા આ પાંડવો તારી ઉપર ઘણા ક્રોધ પામ્યા છે, તેમને વધારે

ક્રોધ પમાડી તું મૃત્યુ પામ માં, ને સર્વ હારી જવાથી અસમર્થ યુધિષ્ઠિરે દ્રૌપદીને દાવમાં માંડી, પણ તે દ્રૌપદી દાસીપણું પામવા યોગ્ય નથી, એવી મારી મતિ છે. કારણ પૂર્વે જેમ વેન નામનો રાજા ઐશ્વર્યતા પામીને માન્ય કરવા લાયક પુરૂષોનું અપમાન કરવાથી નાશરૂપી ફળને પામ્યો તેમ તું ધૃતરાષ્ટ્રનો પુત્ર તેવું ફળ પ્રાપ્ત થાય એવું કરે છે. મેં તને પૂર્વેજ કહ્યું હતું જે દ્યૂત રમવાથી વૈર અને મૃત્યુરૂપી મહા ભય પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે તને મૃત્યુનો સમય નજીક પ્રાપ્ત થયો છે, પણ તે તું જાણતો નથી ! વળી બીજાના મર્મસ્થળને ભેદ પમાડે એવી, નિર્લજ્જ, સાંભળનારને ઉદ્વેગ કરનાર તથા જે બોલવાથી શત્રુ વશ્ય ન થાય અને નરકની પ્રાપ્તિ થાય છે, એવી વાણી બોલવી યોગ્ય નથી, કારણ જેમને ખરાબ વચન કહ્યાં હોય તેમનાં મર્મસ્થલો ભેદ પામી જાય છે, ને તેઓ દિવસ રાત્રિ શોક કર્યા કરે છે. માટે પંડિત પુરૂષો બીજાના હૃદયમાં ખૂંચે એવાં વચનો શત્રુઓને પણ બોલતા નથી. હે દુર્યોધન, જેમ કોઇ એક મૃગ પારધીને બાણ મૂકતો જોઇ, તે બાણ પોતે ગળી જવા સારૂ પોતાનું મોહોઢું ઉઘાડી નીચું રાખીને છલંગ મારવા ગયો, તો તેનું ગરદન કપાઇ જઈ તે મૃત્યુ પામ્યો, તેમ તું પાંડવો સાથે વૈર કરીને મૃત્યુ પામ માં. આ પાંડવો સંન્યાસિ, ગૃહસ્થ, તપસ્વિ અને પરિપૂર્ણ વિદ્યાવાન છે, તેથી તેઓ કોઇને પણ તમે જેમ કૂતરાઓની પેઠે ભસો છો, તેમ કંઇ બોલતા નથી. હે દુર્યોધન, તેં દ્યૂતને નરકની પ્રાપ્તિ કરાવનાર ભય આપનાર અને કપટરૂપ જાણ્યું નહીં, ને દુઃશાસનાદિ સર્વ કૌરવો પણ તારી ઈચ્છાને મળતા રહ્યા, પણ હે મુઢ દુર્યોધન, જેમ તુંબડાને પથ્થર બાંધીને પાણીમાં નાખવાથી તથા વાહાણમાં ઘણો ભાર ભરવાથી તેઓ બૂડી જાય છે, તેમ તમે સૌ નાશ પામશો. તોયપણ હજી હું તમારૂં સારૂં થાય એવાં વાક્ય કહું છું, તે તું સાંભળતો નથી, વાસ્તે જરૂર સર્વ કૌરવોનો, ભયંકર અને સર્વનો નાશ કરનારો વિનાશ થશે.

मूढोराजाधृतराष्ट्रस्यपुत्रो नमेवाचःपथ्यरूपाःश्रृणोति ॥
अतोनूनंभवितायंकुरूणां सुदारुणःसर्वहरोविनाशः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरवाक्ये
गुर्जरभाषायां षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

**वैशंपायनउवाच** ॥ धिगस्तुक्षतारमितिब्रुवाणो दर्पेणमत्तोधृतराष्ट्रस्यपुत्रः ॥
॥ अवेक्षतप्रातिकामींसभाया मुवाचचैनंपरमार्यमध्ये ॥

વૈશંપાયન કહેછે—હે રાજા, ગર્વથી છકેલો ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન વિદુરજીને ભરી સભામાં અપમાન કરતો આર્ય લોકના મધ્યમાં પોતાના પ્રાતિકામી નામના દૂતને દેખીને બોલ્યો કે હે પ્રાતિકામી! વિદુરજી પાંડવોથી બીહેછે માટે તે આવી રીતે બોલેછે પણ તારે કાંઈપણ પાંડવોની બીક નથી તેથી તું દ્રૌપદીને અહીયાં લઈ આવ. હે જનમેજય! એવી રીતે જ્યારે પોતાને હુકમ થયો ત્યારે તે પ્રાતિકામી ત્યાંથી ચાલતો થયો. અને જેમ કૂતરો સિંહના સ્થાનકમાં જતાં બીહેછે તેમ બીતો બીતો પાંડવોના સ્થાનકમાં જઇ પાંડવોનાં પટરાણી દ્રૌપદી પાસે આવી એવી રીતે બોલ્યો કે હે યજ્ઞના કુંડમાંથી ઉત્પન્ન થયેલાં દ્રૌપદી! જુગટાના મદેથી મોહ પામેલા યુધિષ્ઠિર રાજા તમને પણ હારી ગયાછે અને દુર્યોધન જીત્યોછે તેથી તમને તેના ઘરનું કામ કરવાને માટે તેડવા આવ્યો છું વાસ્તે ધૃતરાષ્ટ્રને ઘેર ચાલો. આવાં વાક્યો સાંભળીને દ્રૌપદી બોલ્યાં કે હે પ્રાતિકામી! આવી રીતે કેમ બોલેછે! એવો કોણ રાજાનો પુત્રછે કે પોતાની સ્ત્રીનું "પણ" મૂકીને જુગટું રમે! જુગારના નીશાથી વિવેકને વિસરી ગયેલા રાજા યુધિષ્ઠિર મને હારી બેઠા; તે વિના તેને કાંઇ બીજું "પણ" મૂકવાનું ન હતું? એ સાંભળી પ્રાતિકામી બોલ્યો કે હે દ્રુપદ રાજાની પુત્રિ! જ્યારે કોઇ પણ બીજો પદાર્થ "પણ" મૂકવાને રહ્યો નહીં, ત્યારે દુનિયામાં નથી ઉત્પન્ન થયેલ શત્રુ જેને એવા યુધિષ્ઠિર રાજા પ્રથમ પોતાના ભાઇઓને, પછી પોતાના દેહને અને છેવટ તમને "પણ" મૂકીને હારી ગયાછે. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હે સુતના છોકરા!! તું સભામાં જઇને યુધિષ્ઠિર રાજાને પૂછી આવ કે પ્રથમ તમે તમારા આત્માને હાર્યાછો કે મને! અને ત્યારપછી જે તે કહે તે સમાચાર લઇ આવી મને કહીને તું તેડીજા, કારણ કે યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય જાણી દુખણી થએલી હું તેની આજ્ઞા પ્રમાણે વર્તીશ. હે જનમેજય! દ્રૌપદીને પાછો મોકલેલો સુત મોટા મોટા રાજાઓની મધ્યમાં બેઠેલા યુધિષ્ઠિર રાજાની આપળ દ્રૌપદીનું કહેલું વચન બોલ્યો કે "તમે પ્રથમ આત્માને હાર્યા છો કે મને?" એવી રીતે દ્રૌપદીયે પૂછાવ્યું છે. આ વાક્યો સાંભળી તેજ વગરના તથા પ્રાણ વગરના જેવા થઇ ગયેલા

યુધિષ્ઠિર રાજા સારૂ કે નરતું કાંઇપણ બોલ્યા નહીં. તેજ વખત સભામાં રહેલો દુર્યોધન બોલ્યો કે અરે સુત ! તું દ્રૌપદીને જઇને કેહે કે તેં પૂછેલું પ્રશ્ન ફરીને આ સભામાં આવી પૂછે. જેથી સર્વ સભાસદોના સાંભળવામાં આવે. હે જનમેજય; આવી રીતે દુર્યોધનનું વચન સાંભળી તાબે થયેલો પ્રાતિકામી અતિ દુઃખ પામતો પાંડવોના સ્થાનકોમાં જઇ દ્રૌપદીને કેહેવા લાગ્યો કે હે રાજ પુત્રિ, સર્વ સભાસદો તમને સભામાં બોલાવે છે. માટે હું ધારૂં છું કે કૌરવોને ભય ઉત્પન્ન થવાનો વખત આવી ચૂકયો છે અને મને લાગે છે કે સભામાં તમને બોલાવનાર નીચમાં નીચ દુર્યોધન રાજ્યની સમૃદ્ધિને કદી ભોગવનાર નથી. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે હે દૂત ! પંડિત સુખને પામે છે અને મૂર્ખ દુઃખને પામે છે. એમજ વિધાતાએ કરેલું છે અને ઉત્તમ ધર્મ આ લોકમાં કેહેલો છે તે અમોએ પાળેલો ધર્મ અમારી સ્થિરતા કરશે ! હું એટલું કહું છું કે તે ધર્મ કૌરવોમાંથી ન જાય તો સારૂં છે. માટે અમારૂં ધર્મનું વચન સભામાં જઈને સભાસદોને પૂછ. ને તે પછી મને જે નિશ્ચે કરીને કેહેશે તે હું કરીશ; કારણ કે ત્યાં બેઠેલા માહાત્મા પુરૂષો નીતિવાળા છે. આવાં ફરીને દ્રૌપદીનાં વચન સાંભળી તરતજ સભામાં જઇ તે સુત બોલ્યો, પણ દુર્યોધનનો તેમ કરવાનો હુકમ છે એમ જાણીને નીચું જોઇ બેઠેલા સભાસદો કાંઈ પણ બોલ્યા નહીં. હે જનમેજય ! તેજ વખત યુધિષ્ઠિરે દુર્યોધનના કરવાનો અભિપ્રાય જાણીને દૂતના મોઢાથી સાંભળીને દ્રૌપદીને વાલો દૂત મોકલી કેહેવરાવ્યું કે હે પાંચાળિ ! રજસ્વળા થયેલી, આંખમાંથી, આંસુ પાડતી એક વસ્ત્ર પેહેરી નીવિનો ભાગ નીચો કરતી સભામાં આવીને ધૃતરાષ્ટ્રની પાસે જા, જેથી આવી રીતે તને સભામાં આવેલી જોઇ સર્વ સભાસદો મનમાંથી દુર્યોધનને ધિઃકાર કરે. તે બુદ્ધિમાન દૂતે યુધિષ્ઠિરનો સંદેશો લઇ દ્રૌપદીને ત્યાં જઇને કહી દેખાડયો. આ સંદેશો કેહેરાવતી વખત દીન થઇ ગયેલા અતિ દુખિયા મહાત્મા પાંડવો સત્યથી તેઓનાં શરીર તપી ગએલાં છતાં પણ કાંઈ બોલ્યા નહીં. ત્યાર પછી પાંડવોનાં પડી ગયેલાં મોઢાં જોઈ રાજી થયેલો દુર્યોધન રાજા બોલ્યો કે હે પ્રાતિકામી, દ્રૌપદીને અહીયાં લઇ આવ, જેથી કૌરવો તેની આગળ જાહેરથી બોલે. આવું સાંભળતાં તેના હુકમને તાબે રહેલો અને દ્રૌપદીના કોપથી ભયને પામતો સુત સભાસદો આગળ કેહેવા લાગ્યો કે હે સભાસદો, હવે માન મૂકીને દ્રૌપદીને હું શું કહું ? દૂતનાં આવાં વચનથી

દુર્યોધને દુઃશાસનને કહ્યું કે હે દુઃશાસન, થોડા બળવાળો આ સારથીનો છોકરો ભીમસેનના બળથી બિહે છે, માટે તુંજ પોતે દ્રૌપદીને પકડીને અહીં લઇ આવ; કારણ કે પરવશ થયેલા પાંડવો તને કાંઇ કરી શકનાર નથી. એવું સાંભળી ધૃતરાષ્ટ્રનો પુત્ર દુઃશાસન પોતાના ભાઈનાં વેણ સાંભળતોજ ઉઠી ઉઘાડેલાં નજરથી મહારથી પાંડવોના ઘરમાં જઇ રાજપુત્રિ દ્રૌપદી આગળ બોલ્યો કે હે પાંચાલિ ! તને જુગટામાં જીતી લીધેલી છે માટે લાજ મૂકીને દુર્યોધનને વશ થા. હે કમળ સરખાં નેત્રવાળી, તને ધર્મથી જીતેલી છે માટે સહુએ તરછોડાતી સભામાં આવીને કૌરવોને તાબે થા. એ દુષ્ટ દુઃશાસનનું વચન સાંભળવાથી દુખિયાં મનવાળાં દ્રૌપદી પડી ગયેલા પોતાના મોહોઢા ઉપર હાથ ફેરવતાં અને અતિ પીડા પામતાં જે ઠેકાણે વૃદ્ધ કૌરવોની સ્ત્રીયો બેઠેલી હતી ત્યાં દોડી ગયાં. તે વખત ક્રોધથી ગર્જના કરતા દુષ્ટ દુઃશાસને ઘણા વેગથી તેની પછવાડે દોડી જઇ ગુંથેલા લાંબા કાળા કેશથી ઝાલી લીધાં. અને પાંડવોના પરાક્રમને પરાભવ પમાડી રાજસૂય યજ્ઞના અવભ્રથ સ્નાનમાં મંત્રોથી પવિત્ર થયેલાં પાણીથી અભિષેક થયેલો ચોટલો પકડી સભા પાસે લઇ આવી પવન જેમ કેળના કોમળ વૃક્ષને ખેંચે તેમ લાંબા કેશવાળાં આ દુખિયાં દ્રૌપદીના વસ્ત્રને ખેંચવા લાગ્યો. એવી રીતે તે દુષ્ટના ખેંચવાથી નમી ગયેલાં દ્રૌપદીએ કહ્યું કે હે મંદબુદ્ધિવાળા છોકરા દુઃશાસન ! હું રજસ્વળા છું અને એક વસ્ત્ર ધારણ કરેલી છું માટે સભામાં લઈ જવાને યોગ્ય નથી. એવી રીતે કેહેતાં આવા દારૂણ દુઃખમાંથી છૂટવાને હરી ભગવાનને અને પોતાના પરમેશ્વરરૂપ પતિ અર્જુનને ઉંચે સ્વરેથી પોકાર કરે છે, તે વખત કેશ પકડીને દુષ્ટ દુઃશાસન બોલ્યો કે હે દ્રૌપદી તું રજસ્વળા હો, ચાહે તો એક વસ્ત્ર ધારણ કરેલી હો અથવા ગમે તો વસ્ત્ર વગરની હો, પરંતુ જુગારમાં દુર્યોધન રાજાએ તને જીતી લઇને દાસી કરેલી છે માટે જેમ દાસીયોને રેહેવું ઘટે તેમ અહીઆં ગોલીઓ સાથે રહે. હે જનમેજય ! દુષ્ટ દુઃશાસનના ધણધણાવવાથી અરધું વસ્ત્ર ઉતરી ગયેલાં અને વિખરાઇ ગયેલા કેશવાળાં, લાજ અને ક્રોધથી તપી ગયેલાં દ્રૌપદી નિચે સાદે બોલ્યાં કે, આ સભાની અંદર સર્વ શાસ્ત્રોના ભણનારા, યજ્ઞાદિક ક્રિયાઓના કરનાર, ઈંદ્ર સરખા પરાક્રમવાળા, પિતાના સરખા ગુરૂજનો બેઠા છે, ત્યાં હું એક વસ્ત્ર પેહેરેલી આવવાને ઇચ્છતી નથી; અને અરે ભુડાં કામના કરનાર તું દુષ્ટના સરખું

લાજ વગરનું કામ કરી મને ખેંચીને વસ્ત્ર વગરની કરવી રેહેવા દે, અરે નીચ! તને કદી ઇંદ્રે સહિત દેવતાઓ સહાયતા કરશે તોપણ આ પાંડુ રાજાના પુત્રો મહારથી પાંડવો આ તારાં નિંદવા યોગ્ય કર્મને કદી સહન કરી શકશે નહીં. ધર્મમાં રહેનારા મહાત્મા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા અને સૂક્ષ્મ એવો ધર્મ એ બેય સૂક્ષ્મ બુદ્ધિવાળાથી જણાઇ શકે તેમ છે, માટે મારા સ્વામીનાં વચનોથી સદ્‌ગુણોનો ત્યાગ કરી હું એક પરમાણું જેટલો પણ દોષ લેવાને ઇચ્છું તેમ નથી. હે દુષ્ટ! કદી તારા મતને અનુસરીને રહેલા લોકો તારી નિંદા ભલે ન કરે, પરંતુ આ વૃદ્ધ કૌરવોના મધ્યમાં મને એક વસ્ત્રવાળી રજસ્વલાને ખેંચે છે તે તું ભૂંડામાં ભુંડું કામ કરે છે. તેજ માટે નાશ થયેલા કૌરવકુળના ધર્મને અને ક્ષત્રિયોના પણ ધર્મને ધિઃકાર છે કે જે ઠેકાણે પોતાના નાશ થયેલા ધર્મને કૌરવો સર્વે જોયા કરે છે. આ અતિ તીક્ષ્ણ અધર્મને મોટા મોટા કૌરવના કુળના વૃદ્ધ પુરૂષો બેઠા બેઠા જુવે છે, માટે દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, વિદુરજી અને મહાત્મા એવા આ ધૃતરાષ્ટ્ર રાજા, એ સઘળાઓનું બધું જોર જતું રહ્યું છે. હે જનમેજય! એવી રીતે અતિ દયા આવે એમ બોલતાં દ્રૌપદીએ, ક્રોધભરી પોતાની નજરથી કોપાયેલા પતિઓને જોઇને અત્યંત ક્રોધાયમાન થઇ તેમને પોતાની નજર નાંખી અત્યંત તાપ પેદા કર્યો. આ વખતે દ્રૌપદીનાં લાજ અને ક્રોધે ભરાયેલાં કટાક્ષથી જેવું પાંડવોને દુઃખ પેદા થયું, તેવું દુઃખ સઘળું રાજ્ય, દોલત અને રત્નો હારી ગયા તે વખતે થયું ન હતું. પોતાના દીન થયેલા સ્વામીઓને દેખીને સંજ્ઞાવગરનાં થઇ ગયેલાં દ્રૌપદીને જોઇ વેગથી ઘણઘણાવી દુષ્ટ દુઃશાસન "અરે દાસી" એવી રીતે મશ્કરીથી બોલ્યો, તે સાંભળી રાજી થયેલો કર્ણ અને સુબળનો પુત્ર શકુનિ એ બે તેને વખાણવા લાગ્યા. હે જનમેજય! સભામાં દુષ્ટ દુઃશાસને ખેંચાયેલાં દ્રૌપદીને જોઇ દુર્યોધન, કર્ણ અને શકુનિ વગર બીજા બેઠેલા બધા સભાસદોને ઘણુંજ દુઃખ પેદા થયું. તે વખતે ભીષ્મપિતામહ બોલ્યા કે હે દ્રૌપદિ, સ્વામી દાસ થયો એટલે તેની સ્ત્રી દાસી ગણાય અને યુધિષ્ઠિરનું વશપણું જોઇને તથા પરવશ અને અશકત થયેલો સ્વામી બીજાના દ્રવ્યનું "પણ" મૂકવાને સમર્થ નથી, એ સર્વ જોતાં ધર્મની વાત ઘણી સુક્ષ્મ છે તેથી તારા ખરા પ્રશ્નનો બરોબર ઉત્તર કરી શકતો નથી. હે દ્રૌપદિ, સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વીને રાજાએ મેલી દીધી,

પણ પોતે ધર્મને મેલ્યો નહીં અને યુધિષ્ઠિરે હું હારી ગયો એવું કહ્યું (તેથી પોતે હાર્યા તેથી સ્ત્રી હારી એમ ગણાય નહીં) માટે પણ તારા પ્રશ્નનો બરોબર ઉત્તર કરી શકતો નથી. વળી દ્યૂત રમવામાં હોશિયાર શકુનિએ પરાજય કર્યો તેથી યુધિષ્ઠિર રાજાએ કાંઈ ખરાબ જાણ્યું નહીં, તેથી તારા પ્રશ્નનો ઉત્તર કરી શકતો નથી. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે જુગટામાં રાજી થનારા ભૂંડાં કામને કરનારા, મૂર્ખ, છોકરા જેવા અને ભૂંડા મનવાળાને બોલાવી, અભ્યાસ વગરના મારા સ્વામી સાથે રમાડયા તેથી તે હાર્યા એમ કેમ કેહેવાય? કૌરવો અને પાંડવોના મુખી અને જુગટામાં અજાણ્યા રાજાને બધા કપટી અને ભૂંડા કામના કરનારાઓએ મળીને જીતી લીધા અને પાછળથી કપટ કર્યું માટે તે હાર્યા એમ ન કેહેવાય. માટે આ સભામાં વહુ દીકરાવાળા વૃદ્ધ કૌરવો બેઠા છે તે આવો અન્યાય જોઈ તથા મારાં વાકયો સાંભળી તેનો ખરેખરો ઉત્તર આપો. હે જનમેજય! ત્યાર પછી દયા ઉપજે એવી રીતે રોતાં અને પોતાના પતિને જોતાં દ્રૌપદીને દુઃશાસને કેટલાંક કાનને કડવાં લાગે એવાં અપ્રિય વચનો કહ્યાં. આ વખત દુઃશાસનથી ખેંચાતાં અને ઉતરી ગયેલાં વસ્ત્રોવાળાં, આવાં દુઃખને નહીં પામવા લાયક રજસ્વળા દ્રૌપદીને જોઇ ભીમસેન યુધિષ્ઠિર પ્રત્યે ક્રોધાયમાન થઈ બોલ્યા.

॥ तांकृष्यमाणांचरजस्वलांच स्रस्तोत्तरीयामतदर्हमाणां ॥
॥ वृकोदरःप्रेक्ष्युधिष्ठिरंच चकारकोपंपरमार्त्तरूपः ॥
इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वाणि द्रौपदिप्रश्ने
गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥

---

**भीमउवाच** ॥ भवंतिगेहेबंधक्यः कितवानांयुधिष्ठिर ॥
॥ नताभिरुतदीव्यंति दयाचैवास्तितास्वपि ॥

ભીમ કેહે છે—હે યુધિષ્ઠિર! કપટી પુરૂષોને ત્યાં ઘણી ગોલિઓ હોય છે પરંતુ તેઓ તેઓનું "પણ" મૂકીને રમતા નથી. કારણ કે તેમાં પણ તેઓને દયા હોય છે (પરંતુ તમે તો દ્રૌપદીનું "પણ" મૂકતાં પણ વિચાર

કર્યો નહીં. વળી કાશિ રાજાએ જે ધન અને સંપત્તિ આપેલી હતી તેમ બીજા રાજાઓએ પણ જે રત્નો આપેલાં હતાં તે તથા હાથી, ઘોડા, આદિ વાહનો, કેટલુંક દ્રવ્ય, વિવિધ પ્રકારનાં કવચો, નાના પ્રકારનાં હથીઆરો, રાજ્ય, પોતાનું શરીર અને છેવટ અમને પણ કૌરવો ઘૂતમાં જીતીને લઇ ગયા, તેથી કાંઇ પણ મને રીસ ચઢી નથી; કારણ કે તમે અમારી ઉપર સત્તા રાખનાર આર્ય ભાઇ છો. પણ જે ઠેકાણે દ્રૌપદીનું "પણ" તમે મૂકયું તે ઠેકાણે હું ખરેખરૂં કહું છું કે તે કામ તદન અવળુંજ છે. આ બાળક દ્રૌપદી પાંડવોને પરણીને તમારે સારૂ થઇ હલકા અને લાજ વગરના કૌરવોથી દુઃખ પામે તે જરા પણ વ્યાજબી નથી. એવાજ કારણથી મને તમારી ઉપર એટલી બધી રીસ ચઢે છે કે તમારા બેય હાથ હમણાં બાળી દઉં. એમ કેહેતાં સહદેવની પાસે અગ્નિ માગ્યો ત્યાં અર્જુન બોલ્યા કે હે ભીમસેન! તમે આગળ કોઇ દાહાડો પણ આવી જોસ ભરેલી વાણી બોલ્યા નથી, પણ આ વખત બોલો છો તેથી હું એમ જાણું છું કે આ ટાણે કપટી કૌરવોએ તમારા ધર્મનું મોટાપણું નાશ કરી નાંખ્યું છે. હું ધારૂં છું કે આવી રીતે આર્ય ભાઇનું અપમાન કરી કૌરવોને રાજી કરવા તે કાંઇ સારૂં નથી. માટે આપણો ઉત્તમ ધર્મ છે તે ગૃહણ કરો. સર્વથી મોટા ધર્મવાન ભાઈની ઉપરવટ થવાને કોણ યોગ્ય છે? સામા પક્ષવાળાએ બોલાવેલા રાજા, પારકી ઈચ્છા ઉપર ક્ષત્રિયોના ધર્મનું રક્ષણ કરતાં તેઓની સાથે રમ્યા તે આપણી કીર્ત્તિ કરનારૂં છે. એમ સાંભળી ભીમ બોલ્યા કે અરે અર્જુન! તમારા કેહેવા પ્રમાણે કહેલો ધર્મ સઘળો હું જાણું છું, જો ન જાણતો હઉં તો પ્રકાશ પામેલા અગ્નિમાં તેના હાથ કયારના બાળી નાખ્યા હોય એ તમે નક્કી સમજો. હે જનમેજય! ત્યાર પછી તે દુખિયા થએલા પાંડવોને તથા દુઃશાસને ખેંચાએલાં દ્રૌપદીને જોઇ ધૃતરાષ્ટ્રનો પુત્ર વિકર્ણ બોલ્યો કે હે રાજાઓ અને સભાસદો! દ્રૌપદીએ જે પ્રશ્ન પૂછેલું છે તેનો ઉત્તર આપો. જો તેમાં ખરા ખોટાનું વિવેચન નહીં થાયતો અમને તરતજ નર્કની પ્રાપ્તિ છે. કૌરવોમાં વૃદ્ધ ભીષ્મપિતા અને ધૃતરાષ્ટ્ર બેઠેલા છે તે પણ કાંઇ બોલ્યા નહીં અને વિદુરજી પણ કાંઇ બોલ્યા નહીં. તેમ બ્રાહ્મણોમાં ઉત્તમ સર્વના ગુરૂ કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય એ બેય બેઠાછે તે પણ શા કારણથી બોલતા નથી એ જણાતું નથી. માટે તેમ નહીં કરતાં જે આ ઠેકાણે ચારે દીશાઓના રાજાઓ ભેગા થયેલાછે તેઓ

કામનો અને ક્રોધનો ત્યાગ કરી જેવી જેની બુદ્ધિયો હોય તે પ્રમાણે, જે શુદ્ધ દ્રૌપદીએ એક ફેરે પૂછેલું છે તેનો વિચાર કરી ઉત્તર આપો કે કોણ હાર્યું અને કોણ જીત્યું! એવી રીતે વિકર્ણે સભામાં ઘણીવાર ભાષણ કર્યું પરંતુ તેમાંથી કોઇએ સારૂં કે માઠું કહ્યું નહીં. ત્યારે ફરીને એક ફેરે તેવીજ રીતે પ્રશ્ન કર્યા બાદ એ હાથ ભેગા ઘશીને બોલ્યો કે, ભેગા થયેલા રાજાઓ ભલે ન બોલો, પણ કૌરવોનો આ ઠેકાણે અધર્મ છે એમ જાણી તે જાહેર કરી આપું છું. મૃગયા, મદીરાપાન, જુગટું રમવું અને સ્ત્રીમાં હમેશાં અતિ આસક્ત રહેવું, એ રાજાઓનો ચાર પ્રકારનો દોષ ડાહ્યા પુરૂષોએ કહેલો છે, તેમાં એક દોષને પણ આસક્ત થયેલો પુરૂષ ધર્મથી વિપરીત ચાલે છે, ત્યારે તેવા વખતમાં તેનું કરેલું કોઇ પણ કામ લોકમાં "ખરૂં છે" એમ માનવામાં આવતું નથી. તેમજ આ વ્યસનના દોષથી યુધિષ્ઠિર રાજાએ બીજાઓની શીખવણીથી દ્રૌપદીનું "પણ" મૂકયું છે, તેમ સર્વ પાંડવોની તે સ્ત્રી પોતે એકલાએ હારી જઇ "પણ" મૂકયું તે પણ તેવુંજ ગણાય. વળી આ દ્રૌપદીનું "પણ" મૂકવાનું શકુનિએ શિખવ્યું તે પણ તેવુંજ છે, માટે મને વિચારી જોતાં લાગે છે કે આ દ્રૌપદી જીતાયાં નથી. એવાં વાકયો સાંભળી વિકર્ણનું સન્માન કરતા અને શકુનીની નિંદા કરતા સર્વ સભાસદોનો મોટો ઘોંઘાટ થવા લાગ્યો. ત્યાર બાદ ક્રોધથી મોહને પામી ગએલો કર્ણ બોલ્યો કે, ખરેખર આ વિકર્ણ આપણાથી અવળો ચાલે છે, માટે તે જેમ અરણીથી ઉત્પન્ન થએલો અગ્નિ અરણીનેજ બાળી નાંખે છે, તેમ પોતે પોતાનોજ નાશ કરનારો થયો છે એમ મને લાગે છે. અલ્યા વિકર્ણ! આ બધા સભાસદો ખરી રીતે દ્રૌપદીને જીતાએલાં જાણે છે, એટલે તેના પૂછેલા પ્રશ્નનો કાંઇપણ જવાબ આપી શકયા નથી, પણ તું તો ભરી સભામાં ડાહ્યા માણસની પેઠે છોકરમતથી કેવળ ધૃતરાષ્ટ્ર રાજાના મનને ખેદ ઉત્પન્ન કરેછે. અરે દુર્યોધનના ફટાયા! તું જીતાએલી દ્રૌપદીને મંદ બુદ્ધિથી નહીં જીતાએલી કહે છે, માટે બરોબર ધર્મને જાણતો નથી. યુધિષ્ઠિરે ભરી સભામાં જ્યારે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું ત્યારે તેની સાથે દ્રૌપદી પણ આવી ગએલ છે, માટે એવી રીતે ધર્મથી જીતાએલીને નહીં જીતાએલી કેમ કહે છે? પાંડવોએ બોલાવેલી અને હુકમ કરાએલીને શા કારણે નથી જીતાએલી માને છે? કદી આ સભામાં એક વસ્ત્ર પેહેરેલીને લઇ આવ્યા, એને તું અધર્મ જાણતો હો તો ત્યાં તને આ વાત કહું તે

સાંભળ કે, ઇશ્વરે સ્ત્રી જાતિને માટે એકજ પતિ કહેલો છે, પણ આને તો પાંચ પતિ છે, માટે તે વેશ્યા જેવીને આ સભામાં લાવવાને કાંઇ હરકત નથી, એમ જણાય છે. ત્યારે પછી આ એક વસ્ત્રવાળી હોય તોપણ શું? અને વસ્ત્ર વગરની હોય તોપણ શું? પાંડવો તેમનું સઘળું દ્રવ્ય, અને આ દ્રૌપદીને શકુનીએ જીતી લીધેલાં છે, માટે હે દુઃશાસન! ડાહ્યાની પેઠે બોલનાર આ વિકર્ણ અણસમજુ છે, તેથી એના બોલવામાં ધ્યાન ન રાખતાં તું પાંડવોનાં અને દ્રૌપદીનાં વસ્ત્રો લઇ લે. વૈશંપાયન કહે છે—હે જનમેજય! તે કાળકુટ સરખાં કર્ણનાંવચન સાંભળતાં, પાંડવો પોતાનાં ઉત્તરીય વસ્ત્રો ફેંકી દઈ સભામાં બેશી ગયા, પણ દુષ્ટ દુઃશાસન ભરી સભામાં દ્રૌપદીને તરછોડી બળાત્કારથી તેનું વસ્ત્ર ખેંચવા લાગ્યો. હે જનમેજય! જે વખતે દુષ્ટ કામ કરનાર દુઃશાસને પોતાની ખરાબ હાંસલથી દ્રૌપદીનું વસ્ત્ર ખેંચવા માંડ્યું તે વખત તેણે ભગવાંનનું સ્મરણ કરી, હે દ્વારકાંવાસી ગોપીઓને પ્રિય કેશવ ભગવાન! કૌરવો મને પરાભવ કરે છે તેને કેમ નથી જાણતા? હે દુઃખને મટાડનાર લક્ષ્મીપતિ વ્રજનાથ જનાર્દન! કૌરવોરૂપી દરીયામાં હું બૂડું છું, તેને બાહાર કાહાડો. હે બ્રહ્મ! હે બ્રહ્મ! હે મહાયોગી! હે મહાયોગી! હે જગતને ઉત્પન્ન કરનાર! અને તેના આત્મારૂપ હે ગોવિંદ! આ કૌરવોથી પીડાતી હું તારે શરણે આવી છું, તેની રક્ષા કરો. એવી રીતે હેતુવાળાં વિશેષણોથી ત્રણે ભુવનના ઇશ્વર હરી ભગવાનને સંભારી, અતિ દુઃખીયાં તેજસ્વી દ્રૌપદી પોતાનું મોહો ઢાંકી દઇ રોવા લાગ્યાં. તે વખતમાં તેનાં વચનોથી અતિ કરૂણાએ ગદ્દ ગદ્દ કંઠ થએલા અંતર્યામી ઇશ્વર ભગવાન તેનું સ્મરણ સાંભળી, દયાથી ત્યાં વાહન વગર દોડી આવ્યા. કૃષ્ણ, વિશ્નુ અને હરીને પોતાના રક્ષણ માટે ઉંચે સ્વરે પોકાર કરતાં, દ્રૌપદીના પતિવ્રતાપણાના ધર્મરૂપ થએલા પરમાત્માએ નાના પ્રકારનાં સુંદર વસ્ત્રોથી તેને ઢાંકી દીધાં; તેથી તે ઇશ્વરના પ્રતાપથી જેમ જેમ તેનાં વસ્ત્ર દુઃશાસન ખેંચતો ગયો, તેમ તેમ એક બીજાથી સરસ રંગવાળાં અને કીમતી નીકળતાં ગયાં. એમ હજારો વસ્ત્રો તેના શરીર ઉપરથી પેદા થયાં, અને જે વખત થાય છે તે વખત મોટો ભયંકર હલહલાટ થઈ રહ્યો. અને દુનિયામાં આ અદ્ભુત કર્મ જોઇને, બધા રાજાઓ દુર્યોધનનો તીરસ્કાર કરી દ્રૌપદીને વખાણવા લાગ્યા. તે ઠેકાણે ઉંચે સ્વરે ક્રોધથી હોઠ ડશી, સામ સામા હાથ ઘશી, સર્વના મધ્યમાં

ભીમસેન બોલ્યા કે હે ક્ષત્રિના પુત્રો ! અને સધળી દુનિયાં ! આગળ કોઇએ નહીં કહેલું, અને બીજો કહેશે પણ નહીં, એવું વચન કહું છું કે અતિ મંદ બુદ્ધિવાળા દુઃશાસનની છાતી રણસંગ્રામમાં ભેદીને તેનું લોહી ન પીઉં, અને બોલેલું નહીં બન્નાવું, ત્યાંસૂધી પુણ્યવાન અમારા આગળના બાપદાદાઓની ગતિને પામું નહીં. એ ભીમસેનનું રૂવાડાં ઉભાં કરે એવું વચન સાંભળી, સર્વ સભાસદો તેની સ્તુતિ અને દુર્યોધનની નિંદા કરવા લાગ્યા. અને જ્યારે ભરી સભામાં દ્રૌપદીનાં ખેંચેલાં વસ્ત્રનો મોટો ઢગલો થયો, ત્યારે થાકી ગયેલો દુષ્ટ દુઃશાસન શરમાઇને નીચે બેસી ગયો. આ વખત દેવતાઓ, રાજાઓ, અને પાંડવોના દેખતાંજ રૂવાડાંને ઉભાં કરે એવા ધિક્કારના શબ્દો થવા લાગ્યા, અને અરે આ કૌરવો દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર આપતા નથી, એવી રીતે દુર્યોધનને ધિક્કારતા ઉંચે સ્વરે સહુ પૂકારવા લાગ્યા. ત્યાર પછી ઉંચો હાથ કરી સર્વ સભાસદોને શાંત પાડી, સર્વ ધર્મને જાણનાર વિદુરજી બોલ્યા કે અરે સભ્યો ! આ દ્રૌપદી ધર્મનું પ્રશ્ન કરી અનાથની માફક રોવા લાગ્યાં, તથાપિ કોઇએ તેનો જવાબ ન આપ્યો માટે ધર્મનો નાશ થાય છે. જો કોઈ પીડાએલો, બળતા અગ્નિની માફક તપેલો, સભામાં આવે તો, સત્યરૂપ ધર્મથી સભાસદો તેને શાંત કરે, માટે જે માણુસ પ્રશ્ન કરે તેનો ઉત્તર કામક્રોધ મૂકીને બોલવો જોઇએ. હે રાજાઓ ! ધૃતરાષ્ટ્રના પુત્ર વિકર્ણે પોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપ્યો, તેમ તમે પણ તમારી બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપો. જે ધર્મને જાણનારો સભામાં બેસનાર ઉત્તર ન આપે તો, જેટલું ફળ જૂઠું બોલ્યાનું છે, તેનાથી અર્ધું ફળ તે પુરૂષને થાયછે. અને જો ધર્મને જાણનારો હોય તે છતાં, સભામાં બેસનારો પુરૂષ સાવ ખોટો ઉત્તર આપે તો, નિશ્ચય જે કાંઇ જુઠું કહેવાય તેનાં ફળને તે પામેછે. આ ઠેકાણે હું એક જુનો સુધન્વા અને પ્રલ્હાદનો ઇતિહાસ કહું છું. દૈત્યના રાજા પ્રલ્હાદને વિરોચન એવે નામે પુત્ર થયો. તે કન્યા લેવાના હેતુથી સુધન્વા સાથે લડ્યો. ત્યારે સુકેશી નામની કન્યાએ સુધન્વાને અને વિરોચને પૂછ્યું કે તમારા બેયમાંથી કુળ અને જાતીમાં કોણ શ્રેષ્ઠ છે ? ત્યારે બેય જણ કન્યાના લોભથી પોતપોતાની શ્રેષ્ઠતા બતાવવા લાગ્યા, અને તેનો એવી રીતે આગ્રહ બંધાયો કે, જે નીચો ઠરે તે પેહેલાની જીવતાં સૂધી તાબેદારી ઉઠાવે, એમ સાંભળવામાં આવ્યું છે. પછી સુધન્વા અને વિરોચન પ્રલ્હાદજી પાસે જાઇ બોલ્યા કે, અમારા

બેયમાંથી શ્રેષ્ઠ કોણછે, તે ખરેખરૂં કહો. ત્યારે પ્રલ્હાદજી સુધન્વાને જોઇ ખોટા વાદથી ભય પામવા લાગ્યા. તે વખતે બ્રાહ્મણના શાપની પેઠે તપાયમાન થયેલા સુધન્વા બોલ્યા કે હે દૈત્યના રાજા પ્રલ્હાદ! જો તમે ખોટું બોલશો, અથવા કાંઇપણ જવાબ નહીં આપો તો, તમારા માથાના ઈંદ્ર હજારો કડકા વજથી કરી નાંખશે. એવાં તેનાં વચન સાંભળી પ્રલ્હાદ પીપળાના પાનની પેઠે કંપવા અને દુઃખ પામવા લાગ્યા. પછી તેમણે મોટા બળવાળા કશ્યપને જઇને પૂછ્યું કે, હે મોટા ભાગ્યવાળા! તમે દેવતાઓના, અસુરોના અને બ્રાહ્મણોના ધર્મ જાણોછો, માટે આ એક ધર્મસંકટ આવી પડ્યુંછે તે સાંભળો, અને જે પુરૂષ ખોટો જવાબ આપે અથવા મુદ્દલ જવાબ ન આપે, તે મર્યા પછી પરલોકમાં કયે ઠેકાણે જાયછે તે કહો. તે સાંભળી કશ્યપ બોલ્યા કે, જાણતો હોય તે છતાં કામથી, ક્રોધથી, કે ભયથી બોલે નહીં, તે માણસ હજારો વરૂણના પાસમાં બંધાયછે. જે સાક્ષી હોય તે ખરી રીતે બોલે નહીં, અથવા મુગો બેઠો રહે તે પણ હજારો વરૂણના પાશમાં બંધાયછે; અને તે પાશમાં એક વર્ષ જાય ત્યારે એક પાશ છૂટેછે, માટે જે સત્યને જાણતો હોય તેણે મેહેનત વગર સાચું બોલવું જોઇએ. સભામાં જે ઠેકાણે અધર્મથી ધર્મનો વિરોધ થતો હોય, ત્યાં ખોટું બોલવાથી, સાવ ન બોલવાથી, અથવા સંદેહવાળું બોલવાથી, ધર્મના વિરોધને જે નથી મટાડતો, તે ઠેકાણે તે પોતે ધર્મનો વિરોધી થાય છે. અધર્મનો અર્ધો ભાગ સભાપતિને જાયછે, પા ભાગ અધર્મના કરનારને જાયછે, અને પા ભાગ જે નિંદા કરવા યોગ્યની નિંદા કરતો નથી તેને જાય છે. જે ઠેકાણે નિંદા કરવા યોગ્યની નિંદા થાયછે, તે ઠેકાણે અધર્મનું ફળ તેના કર્તાનેજ મળેછે, અને સભાપતિ તથા સભાસદો તેના ભાગીયા થતા નથી. હે પ્રલ્હાદ! જે ધર્મનું વચન પૂછે તેને ખોટો જવાબ આપે, તે સાત જન્મનાં કરેલાં અને તે પછી સાત જન્મ સૂધી કરવાનાં, યજ્ઞાદિક તથા વાવ્ય કૂવા ખોદાવવા એ આદિ પુણ્યોને નાશ કરે છે. જેનું દ્રવ્ય હરાઇ ગયું હોય, જેનો પુત્ર મરણ પામ્યો હોય, જેને માથે કરજ હોય, જેને લીધેલું પાછું દેવું પડતું હોય, જેની મતલબ પાર પડી ન હોય, જે પતિ વગરની સ્ત્રી હોય, જેને રાજાએ પકડી રાખેલો હોય, જેને પુત્ર ઉત્પન્ન ન થતો હોય, જે સાવજના સપાટામાં આવ્યો હોય, જે સ્ત્રી પરણેલી ન હોય, અને જે સાક્ષી વગરનો હોય, એઓને જે દુઃખો પેદા થાયછે, તે સઘળાં સરખાં ગણાયછે, એમ દેવતાઓ કહેછે;

અને એ સર્વ દુઃખો ખોટું બોલનાર પામે છે. નજીકથી અધર્મ જોવા તથા સાંભળવાથી સભાપતિ દુઃખને પામે છે, માટે સભાપતિ ખરૂં બોલે તો ધર્મ અને અર્થથી હણાતો નથી. આવો કશ્યપની પાસેથી પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળીને પ્રલ્હાદે વિરોચનને કહ્યું કે, તારા કરતાં સુધન્વા શ્રેષ્ઠ છે, કારણ મારા કરતાં એનો પિતા અંગિરા શ્રેષ્ઠ છે. તેમ તારી માતા કરતાં સુધન્વાની માતા શ્રેષ્ઠ છે, માટે હે પુત્ર તું આ સુધન્વાનો જીવતાં સૂધીનો ચાકર થયો. આવાં ખરાં વચન સાંભળી સુધન્વા બોલ્યો કે હે પ્રલ્હાદજી ! તમે પુત્રનો સ્નેહ છોડી દઈને ખરૂં બોલ્યા તો તેને હું, છોડી દઊં છું, અને સેંકડો વર્ષ જીવો એવી આશિષ આપું છું; એમ કહ્યું. વિદુરજી કેહે છે—એવી રીતે અહીં પણ સભાસદોએ દ્રૌપદીનું વચન સાંભળેલું છે તેમાં ખરૂં કયું અને ખોટું કયું તે કહી આપો. વૈશંપાયન કેહે છે—હે જનમેજય! વિદુરજીનાં વચનો સર્વ રાજાઓ સાંભળી કાંઈ પણ બોલ્યા નહીં, પણ કર્ણે દુઃશાસનને કહ્યું કે, આ દાસી દ્રૌપદીને લઈ જા. આવી રીતના કર્ણના કહેવાથી લાજવાળાં, થર થર કંપતાં, પાંડવોને વારંવાર પોકારતાં, પતિવૃત્તા ધર્મવાળાં દ્રૌપદીને, સભાના મધ્યમાં દુષ્ટ દુઃશાસન ખેંચવા લાગ્યો.

तांवेपमानांसव्रीडां प्रलपंतींस्मपांडवान् ॥
दुःशासनःसभामध्ये विचकर्षतपस्विनी ॥
इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपद्याकर्षणे
गुर्जरभाषायां मष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

---

द्रौपद्युवाच ॥ पुरस्तात्करणीयंमे नकृतंकार्यमुत्तरं ॥
॥ विव्हलास्मिकृतानेन कर्षताबलिनाबलात् ॥

દ્રૌપદી કેહે છે—મારે પ્રથમ જે શ્રેષ્ઠ કામ કરવાનું હતું, તે મેં ન કર્યું, તેથી આ બળવાન દુઃશાસને મને બલાત્કારથી ખેંચીને વિવ્હલ કરી નાખી છે, પણ તે મેં ન કર્યું તેમાં મારો અપરાધ નથી, માટે માફ માગવા વાસ્તે, આ કૌરવની સભામાં સર્વને પગે લાગું છું. વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! દુઃશાસને પરાભવ પમાડેલાં દ્રૌપદી દુઃખથી પડી ગયાં, અને સત્યને

અનુસરી એવી રીતે વિલાપ કરવા લાગ્યાં કે, સ્વયંવર વિષે રંગમંડપમાં ભેગા થયેલા રાજાઓએ મને કોઇ દિવસે દીઠી નથી, તેજ રાજાઓએ મને સભામાં આવેલી જોઇ ! જેને પ્રથમ વાયુ અગ્નિ અને સૂર્ય આદિ દેવતાઓએ દીઠી ન હતી, તે હું આ માણસોની સભામાં જાહેર દેખાઉ છું ! જ્યારે ઘરમાં મને જરા પવન લાગતો ત્યારે તે પાંડવો સહન કરતા નહીં, તેજ હું આ દુ:શાસનથી પરાભવ પામું છું તેને તેઓ સહન કરે છે ! હું દીકરાની વહુ દીકરી બરોબર કહેવાઊં અને દુ:ખ પામવાને પણ યોગ્ય નથી, તેમ છતાં અતિ કલેશને પામું છું, તે પાંડવો સહન કરે છે, માટે જાણું છું કે આ કાલજ ફરી ગયો છે. વળી હું સુંદર પતિવૃત્તા સ્ત્રી તેને કોઇ ગરીબની માફક સભામાં આવવું પડયું માટે આ ઠેકાણે રાજાઓનો ધર્મ રહ્યો નથી. મેં એમ સાંભળ્યું છે જે ધર્મવાળી સ્ત્રીને પૂર્વે સભામાં લઇ જવાતી નહીં પણ તે જુનો ધર્મ પ્રથમ કૌરવોમાંથીજ નાશ થયેલો છે ! હું પાંડવોની સ્ત્રી, ધૃષ્ટદ્યુમ્નની બેન, અને વાસુદેવ ભગવાનની સખી રાજાઓની સભામાં કેમ આવી શકું ! પરંતુ તેજ હું, સરખી જાતિથી ઉત્પન્ન થયેલી ધર્મરાજાની સ્ત્રી, ગમે તો દાસી કહો કે ન કહો તોયપણ હે કૌરવો ! જેમ તમે કહેશો તેમ કરીશ; પરંતુ આ કૌરવોના યશને નાશ કરનારો નીચ દુ:શાસન મને બહુજ દુ:ખ આપે છે, તે હું સહન કરી શકતી નથી. મને ગમે તો જીતાએલી માનો, કે ગમે તો ન જીતાયલી માનો, પણ હું જે જવાબને ઇચ્છું છું તેજ પ્રમાણે કરીશ. તે સાંભળી ભીષ્મ બોલ્યા કે હે કલ્યાણિ ! ધર્મની ઉત્તમ રીતિને મેં કહેલી છે, પરંતુ તે દુનિયામાં જ્ઞાની અને મહાત્મા હોય તેનાથી પણ જણાતી નથી. અધર્મની વખતે જે બળવાન માણસ બોલે તેજ દુનિયાંમાં ધર્મ ગણાય છે. આ કામ ઘણી ગુચવણ ભરેલું, ઝીણામાં ઝીણું, અને જાણવામાં આવે નહીં તેવું છે, તેથી તમારા પ્રશ્નનો ખરો ઉત્તર કરી શકતો નથી. આ કૌરવો લોભ અને મોહને વશ થઇ ગયા છે, માટે નિશ્ચે આ કુળનો નાશ થશે. હે કલ્યાણિ ! તેઓ સારા કુળમાં પેદા થયા છે તો પણ વ્યસનોથી ખરાબ થઇ ગયા છે. તેથી જેના દીકરાની વહુ તમે સભામાં બેઠાં છો, તે કૌરવો ધર્મના માર્ગને જાણતા નથી. હે પાંચાળિ ! તમે દુ:ખને પામેલાં છો તોપણ ધર્મને જાણો છો, માટે તમારા પતિ જે સ્થિતિને હાલ ભોગવે છે, તેજ સ્થિતિને ભોગવો, એજ આ વખત યોગ્ય છે. આ ધર્મને જાણનારા દ્રોણાચાર્ય આદિ વૃદ્ધો પ્રાણ વગરના હોય તેમ નમી ગયેલા, અને ચેતન વગરના હોય તેમ

બેઠા છે, માટે આ ઠેકાણે તમે જીતાયાં છો કે નહીં ! એ પ્રશ્નના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે તેજ ખરૂં એમ મને લાગે છે.

युधिष्ठिरस्तुप्रश्नेस्मिन प्रमाणमितिमेमतिः ॥
अजितांवाजितांवेति स्वयंव्याहर्तुमर्हति ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि भीष्मवाक्ये
गुर्जरभाषायां मेकोनसततितमोऽध्यायः ॥ ६९ ॥

---

**वैशंपायनउवाच** ॥ तथातुदृष्ट्वाबहुतत्रदेवीं रोरूयमाणांकुररीमिवार्त्तां ॥
॥ नोचुर्वचःसाध्वाथवाप्यसाधु महिक्षिताधार्त्तराष्ट्रस्यभीताः ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! તેઠેકાણે ટીટોડીની પેઠે બહુજ રોતાં દ્રૌપદીને તેવી દશામાં જોઇને, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના ભયથી સર્વ રાજાઓ સારૂં કે નરતું કાંઈ પણ બોલ્યા નહીં. તે વખત ચૂપ થઇ ગયેલા રાજાઓને જોઇ દુર્યોધને હસ્તે મોહોડે કહ્યું કે હે દ્રૌપદિ ! તેં જે પ્રશ્ન પૂછ્યું, તે ફરીને ભીમસેન, અર્જુન સહદેવ અને નકુળને પૂછ, એટલે તે તારા પ્રશ્નનો જવાબ આપશે, તેઓ જો યુધિષ્ઠિરને આ વખત અનીશ્વર ગણશે અને તેને જૂઠા પાડશે, તો તું દાસીપણાથી મૂકાઇ જઈશ. અ-થવા ઇંદ્ર સરખા ધર્મના પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરજ કહે કે તે પોતે તારો "ઇશ" છે કે નહીં; અને તે જેમ કેહે તે કરવાને તૈયાર થા. તારા પ-તિને કમનસીબવાળા થયેલા જોઇને સભામાં દુ:ખને પામતાં કૌરવો કાંઇ બોલતા નથી ! વૈશંપાયન કેહે છે–હે જનમેજય ! કેટલાક સભાસદો તે દુર્યોધનનું વચન સાંભળી ઉંચે સ્વરે વખાણ કરવા અને વસ્ત્રો ઉડાડવા લાગ્યા, કેટલાક નિંદા કરવા લાગ્યા, તથા સભાના મધ્યમાં કૌરવો આ-દિક રાજી થવા લાગ્યા. અને દુર્યોધનને ધર્મી ઠરાવી તેને વખાણી વ-ખાણી સર્વ રાજાઓ તેને પ્રિય થયા, અને ધર્મના જાણનાર યુધિષ્ઠિર હવે શું બોલે છે, એવી આશાથી તેના મોં સામું જોઇ રહ્યા. તેમ રણ-સંગ્રામમાં ભયને આપનારા, કોઈથી ન જીતી શકાય એવા અર્જુન, ભીમ, નકુલ અને સહદેવ શું બોલશે ! એ વિષે સહુને આશ્ચર્ય થવા લાગ્યું. તે કોલાહલ બંધ થયા પછી ચંદનથી શોભાયમાન હાથ લાંબો કરી ભીમસેન બોલ્યા કે, જો આ મોટા મનવાળા અમારા મોટા ભાઇ યુધિષ્ઠિર

અમારા કુળના મુખી ન થાત તો અમે દુઃખને પામત નહીં. અમારી પુણ્યના, પ્રાણના, અને તપના ઇશ્વર આ ધર્મ રાજા નથી જીતાયા એમ માનતા હોય, તોયપણ અમે જીતાયલાજ છીયે. આ દ્રૌપદીના કેશને ખેંચનારો પુરૂષ પૃથ્વીને સ્પર્શ કરતો મારી પાસેથી જીવતો જવાનો નથી. આ મારા ગદા સરખા બે હાથો જુઓ ! એની અંદર આવી ગયેલો કદી ઈંદ્ર હોય તોપણ છૂટે નહીં, પણ આ ધર્મના પાશથી બંધાઇ ગયેલો હું સંકટને મટાડી શકતો નથી. અને વળી આ અર્જુને મને આગ્રહથી વારી રાખેલો છે, નિકર સિંહ જેમ મૃગલાને મારી નાંખે, તેમ જો ધર્મરાજ આજ્ઞા કરે તો હું આ પાપી, ધૃતરાષ્ટ્રના પુત્રોને થપાટે કરી મારી નાખું. વૈશંપાયન કેહે છે-હે જનમેજય ! તે વખત આવાં વચનો સાંભળી ભીમસેનને દ્રોણાચાર્ય અને વિદુરજીએ કહ્યું કે તમે જે બોલો છો તે તમને ઘટે છે, પરંતુ તે આ વખત ક્ષમા કરો.

तमुवाचतदाभीष्मो द्रोणोविदुरएवच ॥
क्षम्यतामिदमित्येवं सर्वैसंभाव्यतेत्वयि ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

---

**कर्णउवाच** ॥ त्रयःक्रिलेमेह्यधनाभवंति दासःपुत्रश्चास्वतंत्राचनारी ॥
॥ दासस्यपत्नीत्वधनस्यभद्रे हीनेश्वरादासधनंचसर्वं ॥

કર્ણ કેહે છે—દાસ, પુત્ર અને પરવશ સ્ત્રી, એ ત્રણે નિશ્ચય નિર્ધન ગણાય છે અને નિર્ધનદાસની સ્ત્રી પણ નિર્ધન ગણાય છે, કારણ કે એ સઘળાંઓનું દ્રવ્ય તેઓનો જે પાળનાર ધણી હોય તેનુંજ છે. માટે તારા ધણી જીતાયા એટલે તું જીતાઇને દાસીપણાને પામી છું, વાસ્તે તું દુર્યોધનના ઘરમાં જઇને તેની સ્ત્રીયોની ચાકરી કર, તેજ તને આ વખત કામ બતાવવાનું છે. હે રાજપુત્રિ ! તારા ધણી આ ધૃતરાષ્ટ્રના પુત્રો છે, પાંડવો તારા ધણી નથી. જો ધણી જીતાયા તેથી તું નથી જીતાણી એમ ધારતી હો તો બીજા ધણીને વર. ધણી કરવામાં ઈચ્છા મુજબ વર્તવું એ લોકોમાં સ્ત્રિયોને પ્રસિદ્ધ નથી, દાસીને સિદ્ધ છે, માટે તે તારા વિશેષે. હે યાજ્ઞસેનિ ! ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, એ સઘળા હાર્યા અને તું દાસી થઇ.

માટે તે હરાયેલા પાંડવો તારા ધણી નથી. પંચાલ દેશના રાજા દ્રુપદ રાજાની દીકરી તું દ્રૌપદી, તેને સભાના મધ્યમાં જુગટાના પણમાં જે જીત્યો, તે રાજા પુરૂષના પરાક્રમરૂપ આ જન્મની સફળતા શું નથી માનતો ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય! એવાં કર્ણનાં વચન સાંભળીને સહન નહીં કરી શકનાર ધર્મના પાશથી વિંટાઇ ગએલા યુધિષ્ઠિરના નાના ભાઈ, દુઃખથી પીડાએલા અને સુસવાટો નાખતા ભીમસેન, કર્ણને જાણે ગળી જશે તેમ લાલચોળ નજર કરી બોલ્યા કે, હું આ સૂતપુત્ર ઉપર નથી કોપતો તેનું કારણ એજ કે, હું દાસ ધર્મનો જાણનારો છું, નિકર કેનો ભાર છે કે દ્રૌપદીનું પણ મૂકવાને કહી શકે! વૈશંપાયન કેહે છે—ભીમસેનનું વચન સાંભળી ચૂપ થઇ ગયેલા યુધિષ્ઠિરને દુર્યોધન કેહેછે કે હે યુધિષ્ઠિર! તમે દ્રૌપદીને નહીં જીતાયલાં માનતા હો તો, રાજાના હુકમમાં રેહેનારા તમારા ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ, એઓને ફરીને પૂછી જુઓ. એમ બોલી ઐશ્વર્યના મદથી મોહ પામેલા દુર્યોધને હસતાં હસતાં દ્રૌપદી સામું જોઇ ભીમસેનનો તીરસ્કાર કર્યો. અને કર્ણને ઉશ્કેરીને દ્રૌપદીને, ભીમસેનને ક્રોધ ચઢે, તેમ, તેને બેસાડવાને માટે પોતાનો જમણો સાથળ બતાવ્યો. તેને જોઇ ભીમસેન રાતી ચોળ આંખ્યો કરી સર્વ સભા સાંભળે તેમ બોલ્યા કે, જો મોટા રણસંગ્રામમાં એ દુષ્ટ દુર્યોધનનો સાથળ ગદાથી ભેદી ન નાખું તો હું પિતૃના લોકને પામું નહીં. વૈશંપાયન કહેછે—હે જનમેજય! એવી રીતે ક્રોધાયમાન થયેલા ભીમસેનના શરીરના રૂંવાડાંના છીદ્રોમાંથી જેમ બળતા ઝાડના કોતરોમાંથી અગ્નિ ઝરે, તેમ અત્યંત ઉષ્ણ પસીનો પડવા લાગ્યો. ત્યાર પછી વિદુરજી બોલ્યા કે હે રાજાઓ! આ ક્રોધને પામેલા ભીમસેનથી મોટો ભય પેદા થવાનો, એ નક્કી જાણો, અને તે ઉત્પન્ન થનારો ભય વિધાતાએ પ્રેરણા કરેલો પ્રથમથીજ ભરતવંશિઓમાં પરમ અન્યાયરૂપ ઉત્પન્ન થયો એમ સમજો. હે સભાસદો અને કૌરવો! ! ભરી સભામાં સ્ત્રીનું પણ મૂકાવ્યું માટે મર્યાદા મૂકીને ધૃતરાષ્ટ્રના પુત્રો જુગટુ રમ્યાછે. માટે હે કૌરવો! તમારા યોગ અને ક્ષેમનો નાશ થયોછે, કેમકે તમે સઘળાઓ ખરાબ વિચાર કરોછો. હે કૌરવો! આ સભા ધર્મ જાણનારીછે, માટે ધર્મનો નાશ થવાથી સભાને ઘણો ખેદ થાશે. વાસ્તે કેહેવાનું કે આ રમનાર યુધિષ્ઠિરે જો પોતે હાર્યા વગર સ્ત્રીનું પણ મૂક્યું હોત તો તે તમારી દાસી ગણાત, પણ તેણે પોતાનો આત્મા હારવા પછી "પણ" મૂક્યું, માટે

દ્રૌપદી દાસીપણાને પામવા યોગ્ય નથી. વળી હું એમ જાણુંછું કે પોતે હારી ગયા પછી જે પુરૂષ જેના દ્રવ્યથી રમેછે, તે દ્રવ્ય સ્વપ્નાના દ્રવ્ય જેવું જાણવું જોઇએ. અને જેનાં જે દાસ, પુત્ર, કે સ્ત્રી હોય, તેમનું ભેગું કરેલું દ્રવ્ય તે જેઓનાં હોય તેનુંજ છે. માટે એવા ભાવની શ્રુતીથી દાસભાવને પામ્યા પછી જે મેળવેલું હોય તે ધણીનું ગણાય, પણ દાસભાવ પામ્યા પેહેલાનું મેળવેલું હોય તે ધણીને જવા યોગ્ય નથી. એવાજ કારણથી દ્રૌપદી કૌરવોને જવા યોગ્ય નથી. માટે ગાંધારના પુત્ર શકુનિનાં વચનોથી હે કૌરવો! ધર્મથી વેગળા માં થાઓ. ત્યારે દુર્યોધન બોલ્યો કે હે દ્રૌપદિ! ભીમ, અર્જુન, નકુળ અને સહદેવનાં વાકયોના આધારે હું રહ્યોછું, માટે તે સઘળા જો યુધિષ્ઠિરને "તમારા ઇશ નથી" એમ કહે તો તું દાસીપણાથી મૂકાઇ જાય. તે સાંભળી અર્જુન બોલ્યા કે, કુંતીના પુત્ર ધર્મરાજા, જયાં સૂધી પણ નોહોતું મૂકયું ત્યાંસૂધી અમારા ઇશ હતા. અને હવે આત્માને હારી ગયેલા ધર્મરાજા કોના ઇશ છે? એ સર્વ હે કૌરવો! મનમાંથીજ વિચારી લેજો. વૈશંપાયન કહેછે—હે જનમેજય! તે વખત ધૃતરાષ્ટ્રના ઘરના અગ્નિની નજીક શિયાળીઆઓ બોલવા લાગ્યા, ગધેડાઓ ભૂંકવા લાગ્યા અને ચોતરફથી પક્ષિઓ અપશુકનો બોલવા લાગ્યાં.તે અપશુકનોના તત્વને જાણનાર વિદુરજી અને ગાંધારી, એ બે જણ શિવાય બીજું કોઈ ન હતું. તેથી ભીષ્મ, દ્રોણાચાર્ય, અને વિદ્વાન્ ગૌતમ એ સઘળા એ અપશુકનની વાણિઓને ઉંચે સાદે વખાણવા લાગ્યા. એ વખત ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે મંદ બુદ્ધિવાળા દુર્યોધન! આ સારા સારા કૌરવોની સભામાં વિનય મૂકીને,તેં સ્ત્રી જાતીને અને તેમાં પણ પતિવૃત્તા ધર્મનાં પત્ની દ્રૌપદીને ન બોલવાના બોલથી તિરસ્કાર કર્યો, માટે તું માર્યો ગયોછે એમ નિશ્ચે જાણ. પોતાનાં સગાંવાહાલાને, ઉપર લખેલા પાપના દુઃખમાંથી છોડાવવાને, આવી રીતે બોલીને તે તત્વદર્શી રાજા, બુદ્ધિથી વિચારી આસના વાસનાથી દ્રૌપદિને શાંત કરવા માટે બોલ્યા કે હે પાંચાલિ! મારી પાસેથી જે તમને ગમે તે વરદાન માગો, કારણ કે મારા પુત્રની સ્ત્રીયોમાં તમે પતિવૃતા અને ધર્મ પાળવામાં સઉનાથી સરસ નિકળ્યાંછો. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જો તમે વરદાન આપતા હો તો, સર્વ ધર્મને માર્ગે ચાલનાર શોભાયમાન ધર્મરાજા યુધિષ્ઠિર દાસપણું ન પામે, એજ તમારી પાસેથી વરદાન માગુછું. અને મનસ્વી ધર્મરાજાને ન જાણનાર તમારા

પુત્રો, ધર્મરાજાના પુત્રને "આ દાસ પુત્ર છે," એમ ન કહે, કારણ પ્રથમ કોઇએ ન ભોગવ્યું હોય તેવું રાજાના પુત્રપણું ભોગવેલા અને રાજ્યમાં લાડ લડાએલા મારા પુત્રને દાસપણું યોગ્ય નથી. તે સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે રાજપુત્રિ દ્રૌપદિ! તમે જેમ માગ્યું તેમજ થાશે, પણ હે કલ્યાણિ! તમે બીજું વરદાન જે ગમતુ હોય તે માગો, જે હું આપું; કારણ કે મને એમ થાય છે જે તમે ઘણાં વરદાનને લાયક છો. ત્યારે દ્રૌપદી બોલ્યાં કે હે રાજા! રથ અને ધનુષ્યબાણ સહિત ભીમ, અર્જુન, નકુલ, અને સહદેવ, એઓને વરદાનમાં માગી લઉં છું. કે તે દાસપણુને પામે નહીં. ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યા કે હે મોટાં ભાગ્યવાળાં! તમારા મનમાં જે વરદાનની ઇચ્છા છે તે પૂર્ણ થશે; તોપણ મારી પાસેથી ત્રીજું વરદાન માગો, બે વરદાન ઘણાં ઓછાં છે; કારણ તમે મારા સર્વ પુત્રોની સ્ત્રીઓમાં ધર્મથી ચાલનારાં અને કલ્યાણને કરનારાં છો. ત્યારે દ્રૌપદી બોલ્યાં કે હે ઉત્તમ રાજા! લોભ એ ધર્મનો નાશ કરનારો છે, માટે ત્રીજું વરદાન હું અયોગ્ય હોવાથી લેવાને ઇચ્છતી નથી. કારણ એક વરદાન વૈશ્યને લેવું યોગ્ય છે, બે વરદાન ક્ષત્રિની સ્ત્રીને લેવાં યોગ્ય છે, ત્રણ વરદાન રાજાને લેવાને યોગ્ય છે, અને બ્રાહ્મણને સો વરદાન લેવાં એ યોગ્ય છે. માટે હે રાજા! જુગટાંથી દાસપણાને પામી તમારા વરદાનથી છૂટેલા મારા સ્વામીઓ હવે પોતાનાં પુણ્યકર્મથી સુખ પામશે.

पापीयांसइमेभुत्वा संतीर्णाःपतयोमम ॥
वेत्स्यंतिचैवभद्राणि राजन्पुण्येनकर्मणा ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपदीवरलाभे
गुर्जरभाषायां मेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

**कर्णउवाच** ॥ यान श्रुतामनुष्येषु स्त्रियोरूपेणसंमताः ॥
॥ तासामेतादृशंकर्मं नकस्याश्चनश्रुश्रुम ॥

કર્ણ કહેછે—મનુષ્યોમાં રૂપાળી સ્ત્રીઓ જે આપણા સાંભળવામાં આવેલી છે, તેઓમાંથી કોઇપણ સ્ત્રીનું કર્મ આ દ્રૌપદીના જેવું આપણે સાંભળ્યું નથી; જેમકે રાજાઓ અને ધૃતરાષ્ટ્રના પુત્રો કોપેલા હતા તે છતાં સર્વ પાંડવોને આ ઠેકાણે તે શાંતિ કરનારી થઇ!! વળી કોઈ દિવસ પાર

ન આવે એવો વાહાણુ વગરનો દુ:ખરૂપ સમુદ્ર, તેમાં બૂડતા પાંડવોને આ દ્રોપદી, તે સમુદ્રને પાર ઉતારવામાં વાહાણરૂપ થઇ ! ! વૈશંપાયન કહેછે— હે જનમેજય ! તે કર્ણનાં વચનો સાંભળી કુરૂકુળમાં કોઇથી સહન ન થઇ શકે એવા ભીમસેન "અરે ! પાંડુ રાજાના પુત્રોને દુ:ખમાંથી છોડાવનાર સ્ત્રી ઠરે છે" એવાં આશ્ચર્યથી ખેદયુક્ત મનથી બોલ્યા કે "દેવળ ઋષીએ કહેલું છે કે લોકમાં પ્રકાશ કરનાર પુત્ર, કર્મ, અને વિદ્યા, એ ત્રણ પદાર્થો છે, માટે તે ત્રણ પદાર્થોથી આ સ્થાવર અને જંગમ જગત્ પેદા થએલું છે. પ્રાણ ગયા પછી અપવિત્ર અને શુન્ય દેહને જ્ઞાતિવાળા છોડી દે છે, ત્યારે પુત્ર, કર્મ, અને વિદ્યા એ સંપાદન કરેલા ત્રણ પદાર્થો લોકમાં પ્રકાશ કરનારા થાય છે. હે અર્જુન ! તે માંહિલું પુત્રરૂપ તેજ, આપણી સ્ત્રીયોને સહન ન કરી શકવાથી તેજ રહિત થઇ ગયેલું છે, ત્યારે પરપુરૂષોએ ભોગવેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલ પુત્ર તે તો ક્યાંથીજ લોકને પ્રકાશ કરનારૂં થાય ! ! (પુરૂષને પુત્ર આ લોકમાં પ્રસિદ્ધિ આપનારો છે. એવા અભિપ્રાયથી ભીમસેન અર્જુનને કહે છે કે હે અર્જુન ! આ ધૃતરાષ્ટ્રના પુત્રો પારકી સ્ત્રીને જોવાથી તેજ રહિત થઇ ગયા છે, અને કર્ણ દાસી પુત્ર છે, તેમ છતાં તે આપણને દ્રૌપદીએ વરદાન લઇને છોડાવ્યા, તેની બાબતમાં પોતાનું નીચપણું ન વિચારતાં આપણને કેમ તરછોડે છે ! એવા અભિપ્રાયનાં વચનોથી ભીમસેને તેઓનો ધિ:કાર કર્યો ) ત્યારે અર્જુન બોલ્યા કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જે ઉત્તમ પુરૂષ છે, તે નીચ માણસો કાનને કડવી લાગે તેવી બોલી બોલે તેનો કાંઈ પણ પ્રત્યુત્તર આપતા નથી, પણ ઉલટાં કરેલાં વૈરને ન સંભારતાં, કોઈ દિવસ પણ કાંઇ થયેલા સામાના ઉપકારનેજ માત્ર સંભારે છે. પ્રાપ્ત થયેલ પૂજાવાળા સત્પુરૂષો, કરેલાંનો બદલો જાણતાં છતાં કાંઇ પણ બોલતા નથી. ત્યારે ભીમસેન બોલ્યા કે હે અર્જુન ! હમણાં જે અહીં શત્રુઓ ભેગા થયેલા છે, તેઓને તરતજ અહીંથી નીકળીને મારી નાખુંછું. આપણે ઝાઝું બોલવાનું કે વાદ કરવાનું શું કામ છે ! તરતજ તેમને મારી પૃથ્વીને તૃપ્ત કરૂં છું. એમ ભીમસેન બોલી, પોતાના નાના ભાઇ અર્જુન સહિત, જેમ મૃગના મધ્યમાં સિંહ જુવે તેમ વારંવાર ઉંચી નજરથી જોવા લાગ્યા. ત્યારે અતિ પરાક્રમવાળા અર્જુને ભીમસેનને ઘણુંકરીને સમજાવ્યા, તોપણ મોટા હાથવાળા પરાક્રમી ભીમસેન અંદરના ક્રોધથી ખીજવા લાગ્યા. અને

ક્રોધ પામેલા ભીમસેનની કાન, નાક, અને આંખો, આદિ ઈંદ્રિયોમાંથી ધૂમાડા સહિત અગ્નિની જ્વાળા નિકળવા લાગી, અને ભ્રકુટીના ચઢાવ-વવાથી પ્રલયકાળના કાળરૂદ્રના જેવું તેનું ભયંકર રૂપ થઇ ગયું. આ વખત મોટા હાથવાળા તે ભીમસેનને યુધિષ્ઠિર રાજાએ પોતાના હાથથી વારી રાખી "આવી રીતે કરવું તમને ઘટતું નથી" એમ કહી છાનામાના નીચે બેસી જવાનું ફરમાવ્યું. એવી રીતે કોપથી રાતી ચોળ નજરવાળા અને મોટા હાથવાળા ભીમસેનને શાંત કરી, હાથ જોડીને પોતાના કાકા ધૃતરાષ્ટ્ર પાસે આવી ધર્મરાજા બોલ્યા.

निवार्यचमहाबाहुं कोपसंरत्नलोचनं ॥

पितरंसमुपातिष्ठत् धृतराष्ट्रंकृतांजलिः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वेणि भीमक्रोधे

गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ राजन्किंकरवामस्ते प्रशाध्यस्मांस्त्वमीश्वरः ॥

॥ नित्यंहिस्थातुमिच्छाम स्तवभारतशासने ॥

યુધિષ્ઠિર કહે છે—હે રાજા ! તમે અમારા વડીલ છો માટે જે કરવાનું હોય તે કહો એટલે અમે કરીએ, અને અમે તમારા હુકમમાં રેહેવાને હમેશાં ઈચ્છીએ છીએ. ત્યારે, ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે અજાત શત્રુ ! તમારૂં નિ-ર્વિઘ્ન કલ્યાણ થાઓ, અને મારી આજ્ઞાએ સહુ સહુનાં રાજ્ય સહુ ભો-ગવો, એજ તમારા વૃદ્ધ કાકાનો હુકમ છે. જે મેં આ વખત કેહેલું છે, તે અનુકૂળ અને હિતકારક છે. હે યુધિષ્ઠિર ! તમે વૃદ્ધની સેવા કરનારા, ડાહ્યા, અને વિવેકી છો, માટે સર્વ ધર્મની સૂક્ષ્મગતિને જાણો છો. જ્યાં બુદ્ધિ હોય ત્યાંજ શાંતિ હોય છે, માટે તમે શાંતપણાને પામો, કારણ કોમળ પદાર્થને શસ્ત્ર એટલે હથિયાર નુકસાન કરે છે, તેમ કઠણ પદાર્થને કરી શકતુંજ નથી. વાસ્તે તમે ચિંતા રહિત રહો. જે વૈરને સંભારે નહીં, અવગુણને ન જોતાં ગુણોનેજ જોયા કરે, અને એક બીજાની અંદર કુસંપ ન કરાવે તે ઉત્તમ પુરૂષ ગણાય છે. સત્પુરૂષો વૈરને ન સંભારતાં સામાનાં સારાં કર્મને સંભારે છે. અને પારકાનું ભલું કરે તે છતાં તેનો બદલો લેવાને ઇચ્છતા નથી. હે યુધિષ્ઠિર ! જે બોલવામાં કઠણ વચન બોલે છે તે

માણુસોમાં નીચ માણુસ કેહેવાય છે, જે કઠણુ બોલે તેની સામે તેવોજ ઉત્તર આપે તે મધ્યમ માણુસ કેહેવાય છે, અને કઠણુ વચનને નહીં બોલનારા કોઇપણુ કઠણુ વચનો બોલે અથવા ન બોલે તોપણુ તેને ઉત્તર આપતા નથી, તેવા પુરૂષો ધીર પુરૂષોમાં ઉત્તમ ગણાય છે. જે પુરૂષો સામાના વૈરને ન સંભારતાં તેનાં ફક્ત કરેલાં સારાં કામોનેજ સંભારે છે, જે પોતાની ખાત્રિથી દુઃખની પીડાને પારખી બીજાને તે દુઃખ ન થવાને ઇચ્છે છે, આર્ય લોકની મર્યાદા લોપતા નથી, જોતાવેંત વાલા લાગે છે, અને સદાચરણમાં ચાલે છે, તે પુરૂષોની માફક આ સભાની અંદર તમે વર્ત્યા છો, માટે હે પુત્ર ! હવે દુર્યોધનની અદેખાઇ મનમાં લાવશો નહીં. અને હે યુધિષ્ટિર ! આ તમારી માતારૂપ ગાંધારી, અને તમારી પાસે બેઠેલો વૃદ્ધ પિતારૂપ હું, તેને જુઓ. મિત્રોને મળવાને માટે તથા પુત્રોનું બળાબળ જોવાને માટે મેં જાણી જોઇને જુગટામાં હા કે ના કહી નહોતી. આ કૌરવો કાંઇપણુ શોક કરવા લાયક નથી, કારણુ કે તમે તેની ઉપર હુકમ કરનારા છો. તથા વિચાર આપનારા સર્વ શાસ્ત્રને જાણુનારા વિદુરજી છે. તમારામાં ધર્મ, ભીમસેનમાં પરાક્રમ, અર્જુનમાં ધૈર્ય, અને શુદ્ધ ગુરૂજનની પૂજા કરવાની ચતુરાઇ નકુલ અને સહદેવમાં છે. માટે હે અજાત શત્રુ ! તમારૂં કલ્યાણુ થાશે, ને હવે ઇંદ્રપ્રસ્થ શેહેરમાં જાઓ, અને સર્વ ભાઇઓમાં સંપની સાથે તમારો ધર્મ વધો. વૈશંપાયન કેહે છે—હે જનમેજય જ્યારે ધૃતરાષ્ટ્રે ભરતકુળમાં શ્રેષ્ઠ ધર્મરાજાને એમ કહ્યું, ત્યારે તેઓ તે સઘળું કબૂલ રાખી પોતાના ભાઇઓ સહિત ત્યાંથી નિકળી, મેઘ સરખી કાંતિવાળા રથોમાં બેસ દ્રૌપદી સહિત રાજી થતા ઉત્તમ ઇંદ્રપ્રસ્થ શેહેરમાં ગયા.

तेरथान्मेघसंकाशां नास्थायसहकृष्णया ॥
प्रययुर्हृष्टमनस इंद्रप्रस्थंपुरोत्तमं ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि धृतराष्ट्रवरप्रदानपूर्वक मिंद्रप्रस्थंप्रति युधिष्ठिरगमने गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

॥ समाप्तंच द्यूतपर्व ॥

---

## ॥ अथ अनुद्यूतपर्व ॥

जनमेजयउवाच ॥ अनुज्ञातांस्तान्विदित्वा सरत्नधनसंचयान् ॥
॥ पांडवानूधार्तराष्ट्राणां कथमासिन्मनस्तदा ॥

જનમેજય પૂછેછે—હે વૈશંપાયન! જ્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવોને ધન અને રત્નો સહિત રજા આપી, ત્યારે ખબર પડવાથી ધૃતરાષ્ટ્રના પુત્રોનું મન કેવું થયું! તે કહો. વૈશંપાયન કહે છે—ધૃતરાષ્ટ્રે પાંડવોને રજા આપી એવી જ્યારે ખબર પડી, ત્યારે દુઃશાસન પોતાના ભાઇ દુર્યોધન પાસે ગયો. અને પાંડવોને રજા આપવાના દુઃખથી પીડાએલો દુઃશાસન, મંત્રી સહિત બેઠેલા પોતાના ભાઇ પાસે જઇ બોલ્યો કે, જે દ્રવ્ય આપણે ઘણી મહેનતથી મેળવ્યું છે, તે દ્રવ્ય આ ઘરડો રાજા નાશ કરી નાખે છે, અને તે બધું શત્રુઓને પાછું ગયું. તે સાંભળી દુર્યોધન, કર્ણ, અને શકુનિ એક બીજા ભેગા થઇને, પાંડવોનું દ્રવ્ય ફરી લેઇ લેવાનું અભિમાન ધરાવતા, તે બુદ્ધિમાન વિચિત્ર પ્રકારનાં ચરિત્રવાળા રાજા પાસે અતિ ઉતાવળથી આવ્યા, અને તેમાંથી દુર્યોધન બોલ્યો કે હે રાજા! વિદ્વાન્ બૃહસ્પતિએ નીતિને દેખાડતાં ઇંદ્રને કહ્યું છે, તે શું તમે નથી સાંભળ્યું! કે હે શત્રુને નાશ કરનાર, જે બળથી અને બુદ્ધિથી તમારૂં અહિત કરનારા છે, તે શત્રુઓને સર્વ ઉપાયથી મારી નાખવા જોઇએ— આપણે પાંડવોના ધનથી રાજાઓને રાજી કરી, તેઓને પાંડવો સાથે લડાવશું તો, પછી આપણને તે કશું કરી શકનાર નથી. નાશ કરવાને આવેલા ઝેરી સર્પોને લેઈ, ડોકમાં કે બીજે કોઇ ઠેકાણે નાખે, તો તે સર્પના દંશથી કોઇ દિવસ બચી શકતો નથી, એ નક્કી સમજવું. હે પિતાજી! રથમાં બેઠેલા, ક્રોધ પામેલા, અને ઊઘાડાં હથિયારવાળા પાંડવો, સર્વનો નાશ કરી, કોઇને રહેવા દેશે નહીં. ક્રોધને પામેલ અર્જુન સારા ભાથા ધારણ કરીને યુદ્ધમાં જાયછે, ત્યારે ગાંડિવ ધનુષને ધારણ કરતાં અને નિસાસા નાંખતા તે ચોતરફ જોયા કરેછે; અને ભીમસેન મોટી ગદાને ઉગામી, ઉતાવળથી રથમાં બેશી, લડાઇ કરવા જાય છે, એમ આપણે સાંભળ્યુંછે. એમ નકુલ ઢાલ તરવાર ધારણ કરેછે, અને યુધિષ્ટિર તથા સહદેવ, હૃદયનો ભાવ અને ઉપરની આકૃતિથી સર્વને તિરસ્કાર કરેછે. એ સર્વે સમૃદ્ધિવાળા રથમાં બેશીને, બીજા રથોને ભાગી નાખતા સેના મેળવવાને જે વખત નીકળ્યા તે વખત કોપને પામેલા, તેઓ તે આપણા કરેલા પરાભવને સહન કરી શકનાર નથી, ત્યારે દ્રૌપદીના કલેશને સહન

કરે એવો કોણ છે માટે હે રાજા તેમને દુઃખ દેવાને અને વનમાં મોક-લવાને, હું ફરીને તેમની સાથે જુગાર રમું, એથી આપણે તેને વશ કરી શકશું. જો જુગટાંમાં તે હારે તો તેઓ અને આપણ હારીએ તો આપણે, બાર વર્ષ સૂધિ મૃગચર્મ પેહેરીને વનમાં વસિએ; અને તેરમું વર્ષ પોતાના બરોબરિયાને ખબર ન પડે તેમ છાના રહીને કાહાડવું; તેમ છતાં જો ખ-બર પડે તો, પાછું બાર વર્ષ સુધી વનવાસ જવું, એમ જે હારે તે કરે; માટે એવી રીતે દ્યૂત રમવું, તેમાં પાંડવો પાસા નાખીને રમે. હે રાજા! એજ આ વખત અમને કરવાનું ગમેછે, અને આ શકુની પાસાના નાખ-વા સાથે વશીકરણની વિદ્યા પણ જાણેછે, તેથી અમે દૃઢ મૂળવાળા મિત્રોને ભેગા કરી, મોટું સૈન્ય એકઠું કરી, તે પાંડવો તેર વર્ષ વનમાં કાઢશે તો પછી, તેમને લડાઇ કરીને જીતી લેઇશું, માટે આ અભિપ્રાય તમોને ગમ-વો જોઇયે. એવાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, ઈંદ્રપ્રસ્થ પ્રત્યે ગયેલા પાંડવોને ભલે લઈ આવો, અને તે આવીને ભલે ફરીને દ્યૂત રમે. વૈશંપા-યન કેહેછે—હે જનમેજય! તે ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી તે વખત દ્રોણાચા-ર્ય, સોમદત્ત, બાલ્હિક, ગૌતમ, વિદુરજી, ભુરિશ્રવા, શાંતનું, અને વિકર્ણ એ બધા ફરીને દ્યૂત ન રમવું અને સમાધાન છે તેમજ રાખવું, એમ કે હેવા લાગ્યા; પણ પુત્ર જેને વાહાલો છે, એવા ધૃતરાષ્ટ્ર રાજાએ, દ્યૂતને નહીં ઇચ્છનારા અને અર્થને જોનારા સદ્‌ગુણી પાંડવોને, પાછા જુગટું રમાડ-વાને બોલાવ્યા.

अकामानांचसर्वेषा सुहृदामर्थदर्शिनां ॥

अकरोत्पांडवाव्हान धृतराष्ट्रःसुतप्रियः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि युधिष्ठिरप्रत्यानयने गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

---

**वैशंपायनउवाच** ॥ अथाब्रवीन्महाराजं धृतराष्ट्रंजनेश्वरं ॥

॥ पुत्रहार्दाद्धर्मयुक्ता गांधारीशोककर्शिता ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય! ત્યારપછી પોતાના પુત્રોના અભિપ્રા-યથી દુઃખ પામેલાં ગાંધારીએ ધર્મને આસક્ત થઇ, મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજા! જે વખત દુર્યોધન પેદા થયો, તે વખત મોટી બુદ્ધિવાળા

વિદુરજીનું એવું કેહેવું હતું કે, "આ કૌરવકુળમાં નીચ થશે માટે તેનો ત્યાગ કરવો જોઇયે, અને તે જન્મતી વખત શિયાળની માફક રોયો હતો માટે તે આ કુળનો નાશ કરનાર છે, એમ સહુએ જાણવું." માટે આ વિદુરનાં કહેલાં વચનોને સંભારીને, આ બાળકોની બુદ્ધિને આશરો આપો નહીં. તમે તમારાજ દોષથી પાણીમાં બૂડી જવા જેવું કરો નહીં, અને કૌરવ કુળના ભયંકર નાશમાં તમે નાશરૂપ થાઓ નહીં, આપ વિચાર તો કરો કે, બાંધેલી પાજને કોણ તોડે! શમી ગયેલા અગ્નિને કોણ સળગાવે! તેમ શાંત થયેલા પાંડવોને પણ ક્રોધાયમાન કોણ કરે! માટે ફરીને આપને ઇશ્વરનું સ્મરણ કરવાની યાદી આપું છું. હે રાજા! જેમ શાસ્ત્ર, ખરાબ બુદ્ધિ થવાનો ઉપદેશ ન કરતાં કલ્યાણને માટે ઉપદેશ કરે છે, તેમજ વૃદ્ધ માણસ પોતાને યોગ્ય વિચારો મૂકી, બાળકના વિચારો કરતો નથી. તમારી વશ રહેલા તમારા પુત્રો, તમને વચે રાખીને મર્યાદાને ન તોડે તેને માટે હું કહું છું કે, આ કૌરવકુળમાં નીચ દુર્યોધન પેદા થયો છે, તેનો ત્યાગ કરો. હે રાજા! તમે પુત્રોમાં સ્નેહ હોવાને લીધે, વિદુરજીના કેહેવા પ્રમાણે દુર્યોધનનો ત્યાગ ન કર્યો, તેનું આ આખા કુળને નાશ કરનારૂં ફળ આવી ચૂકું છે એમ જણાઇ આવે છે. શાંતિ, ધર્મ, અને ન્યાયથી યુકત તમારી બુદ્ધિ જેવી હતી તેવીજ રેહેવી જોઇએ, પણ અવળે રસ્તે જવી ન જોઇએ, કારણ ક્રૂરતાથી ભેગી કરેલી લક્ષ્મી, પુત્રો અને પૈત્રોને આવે છે, તે નાશ કરનારી છે એમ જણાય છે. એવું સાંભળી, ધર્મને જાણનારાં ગાંધારીને ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે, આ કુળનો જેમ નાશ થવાનો હોય તેમ ભલે થાઓ, તેને મટાડવાને હું શકિતવાન નથી. તેમ તે પાંડવો પાછા આવે તેની સાથે મારા પુત્રો દ્યૂત રમે, અને તેઓ ઇચ્છે છે તેમ થાઓ.

यथेच्छंतितथैवास्तु प्रत्यागच्छंतुपांडवा ॥
पुनर्द्यूतंतुकुर्वंतु मामकाःपांडवैःसह ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि गांधारीवाक्ये
गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोव्यध्वगतंपार्थं प्रातिकामीयुधिष्ठिरं ॥
॥ उवाचवचनाद्राज्ञो धृतराष्ट्रस्यधामतः ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય! પછી તે પ્રાતિકામી દૂત ઘણે દૂર ગયેલા યુધિષ્ઠિર રાજાને પાછળ જઇ પોહોંચી, ધૃતરાષ્ટ્રના અભિપ્રાયનું વચન બોલ્યો કે મહારાજ! ફરીને દ્યૂત રમવાને માટે ભરાયેલી સઘળી સભામાં પાસા મેલી રાખેલા છે, અને ધૃતરાષ્ટ્ર રાજા રમવાને માટે આપને યાદ કરે છે. ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે, હે પ્રાતિકામી, ધૃતરાષ્ટ્ર રાજા ફરીને દ્યૂત રમાડવાને ઇચ્છતા હોય તો ભલે, પણ ભૂત પ્રાણિ માત્રને સારૂં અને નરતું જે ઇશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય છે, તેને કોઈ પણ મટાડી શકવાને યોગ્ય નથી. આ વખત વૃદ્ધરાજાએ પાસાથી જુગટું રમવાનો હુકમ કર્યો છે તે નાશકારક છે, એમ હું સમજું છું, તેમ છતાં તેના કેહેવાથી રમવાને રાજી છું. વૈશંપાયન કેહે છે કે હે જનમેજય! સોનાનાં પ્રાણિઓનો ઉત્પન્ન થવાનો અસંભવ છે, એમ જાણતાં છતાં, શ્રી રામચંદ્રજી તે મૃગને લેવાને માટે લોભાયા; માટે ઘણું કરીને જ્યારે કોઇ પણ પરાભવ આવવાનો નજીક હોય, ત્યારે બુદ્ધિવાનની પણ બુદ્ધિ અતિ અવળી થઇ જાય છે, આવી રીતે બોલતાં પોતાના ભાઇઓ સહિત, શકુનિની માયાથી જાણીતા યુધિષ્ઠિર દ્યૂત રમવાને માટે પાછા આવ્યા. હે જનમેજય! જે વખત તે પાંડવો સભામાં આવ્યા કે તે વખત સજ્જન પુરૂષો મનમાં અતિ દુઃખ પામવા લાગ્યા. ત્યાર પછી ઈશ્વર ઇચ્છાથી સર્વના નાશને માટે દુઃખ પામેલા પાંડવો, યોગ્ય રીતિથી જે વખત દ્યૂત રમવા બેઠા, તે વખત શકુનિ બોલ્યો કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! તમારા આ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાએ તમારૂં વહાલું દ્રવ્ય સઘળું તમને આપ્યું છે, તેની સાથે આ એક મોટામાં મોટું દ્રવ્ય છે તેને સંપાદન કરવાનું બતાવુંછું કે, જો તમે અમને દ્યૂતમાં જીતો, તો અમે મૃગચર્મ પેહેરીને બાર વર્ષ સૂધી વનવાસ ભોગવીએ, અને તેરમું વર્ષ છાના રહીને સરખે સરખાને ખબર ન પડે તેમ, વનમાં કાહાડિએ; તેમાં કદી છતા થઇ જઇએ તો, પાછા બાર વર્ષ સૂધી તેજ રીતે વનવાસ ભોગવીએ. પણ જો કદી અમે જીતીએ, અને તમે હારો તો તેજ પ્રમાણે બાર વર્ષ સૂધી દ્રૌપદી સહિત વનવાસ ભોગવો, અને તેરમું વર્ષ છાના રહીને કાહાડતાં કદી છતા થઈ જાઓ તો, ફરીને પાછા બાર વર્ષ વનવાસ ભોગવો. આવી રીતે તેર વર્ષ પૂરાં થઇ રહ્યા પછી, ખુશીથી રાજ્યનું સુખ ભોગવવું. માટે હે યુધિષ્ઠિર! આવી રીતે નિશ્ચય કરી તમે અમારી સાથે પાસા નાખીને રમો. હે જનમેજય! આવાં શકુનિએ કહેલાં ઠરાવનાં વચનો

સાંભળો સભામાં બેઠેલા સર્વ સભાસદો, ખેદયુક્ત મન સહિત ઉંચા હાથ કરી બોલ્યા કે, હે ધૃતરાષ્ટ્ર રાજા! દુર્યોધન, મને મોહોટો ભય આવશે એમ જાણતો હોય અથવા ન જાણતો હોય, તોપણ તેના સગાકુટુંબિઓ તેમ જાણતાં છતાં તેને કાંઇ પણ બોધ કરતા નથી માટે તે અત્યંત ખેદકારક છે. વૈશંપાયન કેહેછે—કે હે જનમેજય! યુધિષ્ઠિર રાજા માણસોના ઘણા બોલો સાંભળતાં છતાં, લાજ અને ધર્મના સંયોગથી આવી, તથા જાણી જોઇ રમવાને તત્પર થઈ, "કૌરવોનો, નાશ ઢુંકડો આવ્યોછે" એમ વિચારી બોલ્યા કે, મારા સરખો ધર્મનો પાળનાર રાજા, જુગટું રમવાને બોલાવેલો કેમ પાછો ફરે! માટેજ હે શકુનિ! હું તારી સાથે રમુંછું. ત્યારે શકુનિ બોલ્યો કે, ગાયો, ભેંશો, હાથી, ઘોડા, માલ, ખજાના, ચાકર, પૈસા, અને દાસીયો આદિ સર્વનો વનમાં જવાને માટે દાવ માંડિએ છીએ, માટે હે પાંડવો! બે પક્ષ મહિલામાંથી જે હારે તે બાર વર્ષ વનવાસનાં ભોગવી, તેરમું વર્વ છાના રેહે, એવો નિશ્ચય કરી આપણે દ્યૂત રમીએ છીએ. હે જનમેજય! આવી રીતે ઠરાવ કરી, શકુનિએ પાસો નાંખતાંવેત યુધિષ્ઠિરને કહ્યું કે, હું, જીત્યો છું; ત્યારે તે ધર્મી રાજાએ તેના એકજ ફેરીના બોલને વનવાસને માટે કબૂલ કર્યો!

प्रतिजग्राहतंपार्थो ग्लहंजग्राहसौबल: ॥
जितमित्येवशकुनि र्युधिष्ठिरमभाषत ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि पुनर्युधिष्ठिरपराभवे गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्याय: ॥ ७६ ॥

---

**वैशंपायनउवाच** ॥ तत:पराजिता:पार्था वनवासायदीक्षिता: ॥
अजिनान्युत्तरीयाणि जगृहुश्चयथाक्रमं ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય! ત્યાર પછી જે વખત વનવાસ જવાને આજ્ઞા થયેલા પાંડવોએ ક્રમે કરીને મૃગચર્મો અને ઉત્તરીય વસ્ત્રો ધારણ કર્યાં, તે વખતે મૃગચર્મ ધારણ કરેલા, રાજ્યપાટ હારી ગયેલા, વનવાસ જવાને તૈયાર થયેલા, અને સર્વે શત્રુઓને સુખે નહીં રેહેવા દેનારા, પાંડવોને જોઈ, દુ:શાસન બોલ્યો કે, હવે આજથી મહાત્મા દુર્યોધનનું રાજ્ય ચાલવા લાગ્યું, અને હારી ગયેલા પાંડવો વિપત્તિને પામ્યા, માટે શત્રુઓ કરતાં સંપત્તિ આદિક ગુણોમાં આગળ પડતા, અવસ્થામાં શ્રેષ્ઠ,

અને તેજ કારણથી વખાણવા લાયક આપણને, સર્વે માર્ગોથી દેવતાઓ પ્રાપ્ત થયા; (આજ સર્વ દેવતાઓ આપણી ઉપર પ્રસન્ન થયા.) અને ઘણા વખત સુધી અતિ દુઃખને પમાડાએલા તેઓ (પાંડવો) ઘણા વખત સુધી સુખથી વિખુંટાયેલા, અને રાજ્યથી ભ્રષ્ટ થયેલા છે. જે ધનથી મદોન્મત્ત થયેલા પાંડવો, ધૃતરાષ્ટ્રના પુત્રોને હસ્યા હતા, તે હરાયેલા અને ધન વગરના થઇને આજ વનમાં જશે માટે એઓનાં વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો ઉતરાવીને, તેમને કાળિયાર મૃગનાં ચામડાંનાં વસ્ત્રો, શકુનિ મામાના ઠરાવ પ્રમાણે ધારણ કરાવો. હવે "આ લોકમાં કૌરવો સરખા પુરૂષો કોઈ પણ નથી." એમ હમેશાં ખાતરી થયેલા પાંડવો, પોતાની ખરાબ સ્થિતિને સારી કરવામાં નપુંસકોની પેઠે "આપણે પરાક્રમ વગરના છિએ" એમ જાણશે. મૃગચર્મનાં વસ્ત્રો ધારણ કરવાં એ યુદ્ધની દીક્ષામાં અથવા યજ્ઞની દીક્ષામાં યોગ્ય છે, પરંતુ આ બળીઆ પાંડવો દીક્ષા વગરના માણસની માફક, મૃગચર્મનાં વસ્ત્રો પેહેરે છે, તેને સર્વે જનો દેખશે. અરે ! યજ્ઞસેન દ્રુપદરાજા ઘણા બુદ્ધિવાન છે, તેમ છતાં તેણે પોતાની પુત્રી પાંચાળી, પાંડવોને આપી એ આ દુનિયામાં કાંઇ સારૂં કામ કર્યું નહીં, કારણ કે તેના પતિઓ શંઢ પુરૂષોની માફક પરાક્રમ વગરના છે. હે દ્રુપદરાજાની પુત્રિ દ્રૌપદિ ! તમને વનમાં, તુચ્છ વસ્ત્રોને પેહેરનારા, મૃગચર્મને ઓઢનારા, અને નિર્ધન થઈ ગયેલા તમારા પતિઓને જોઇ, કેમ પ્રીતિ ઉત્પન્ન થશે ! માટે જેવો તમને વા'લો હોય, તેવા બીજા પતિને તમે વરો. આ સભામાં સર્વનો અપરાધ સહન કરનારા, સર્વ દુઃખોને સહન કરનારા, અને ઘણી સંપત્તિવાળા કૌરવો છે, તેમાંથી તમને ગમે તેને પતિ કરો, તો તમને નહક આવેલો દુઃખ ભોગવવાનો વખત ટળી જશે. જેમ નપુંસક પુરૂષ, ચામડાંનો મૃગ, અને સાળનાં ફોતરાં, એ સર્વ નકામાં છે, તેમજ તમારે એ પાંડવોનો આશ્રય કરવો તે નકામો છે; કારણ તેઓ હલકાઇ પામેલા છે, અને પરાક્રમ વગરના છે, માટે તેમનો આશ્રય લેવા મહેનત કરવી એ યોગ્ય નથી. આવી રીતનાં પાંડવોથી સહન ન થઇ શકે એવાં દુષ્ટ દુઃશાસનનાં વચન સાંભળી ઘણો ક્રોધ કરી ઉંચે સાદે ભીમસેને તેને તિરસ્કાર કરી બોલતો અટકાવીને, હિમાલય પહાડમાં જેમ શિયાળની ઉપર સિંહ જાય, તેમ તેની નજીક જઇને કહ્યું કે, હે ક્રૂર ! આ શકુનિએ દ્યૂતવિદ્યાથી સભાના મધ્યમાં અમને હરાવ્યા તેથી તું ખરાબ માણસની

માફક બોલે છે, પણ તેમાં કાંઈ એક તારૂંજ પરાક્રમ નથી. હે દુષ્ટ! જો કે તું ખરાબ દુર્વચનોરૂપી બાણોથી, અમારા મર્મસ્થાનને ભેદીને દુઃખ પમાડે છે, પણ તારાં બોલેલાં વચનો તનેજ સંભારી આપી, જે ક્રોધ અને લોભમાં ભરપૂર રહેલા તારા રક્ષણ કરનારા, તારી રક્ષા કરે છે, તેઓને પુત્રો તથા સગાં સંબંધી સહિત નાશ કરી, યમ રાજાની પૂરીમાં પોંચાડીશ. વૈશંપાયન કહે છે—કે હે જનમેજય! એ પ્રમાણે બોલનારા, મૃગચર્મનાં વસ્ત્રો ધારણ કરનારા, અને યુધિષ્ઠિર રાજાની આજ્ઞાને તાબે રેહેવાથી શત્રુઓને નહીં મારી શકનારા ભીમસેનને, કૌરવોની સભામાં (જેમ વિવાહમાં મધુપર્કની વખતે ગાયને અર્પણ કરે છે, પણ તેને તે લેનાર અતિથી છોડી દેવાનું કહે છે, ત્યારે તેને આપનાર યજમાન છોડી દે છે, પણ તેને ભય પમાડવા ફરીને गौर्गौः એવી રીતે બોલાવે છે.) તેમ દુઃશાસન ભય પમાડવાના સબબથી गौर्गौः એમ બોલી નિર્લજ્જની પેઠે નાચવા લાગ્યો. ત્યારે ફરીને ભીમસેને તેને કહ્યું કે હે નીચ દુઃશાસન! જો કે અમારાથી નહિં સહન થઇ શકે એવાં વચનો તું બોલે છે, પણ એમ કપટથી દ્રવ્ય પામીને બકવાદ માફક વચનો બોલવાને કોણ યોગ્ય છે! પણ આ હું ભીમસેન યુદ્ધમાં તારા શરીરને ભેદિને તારા રૂધિરને ન પીઉં, તો પુણ્યવાન પુરૂષોને મળવા લાયક શ્રેષ્ઠ લોક મને મળે નહીં; માટે હું સાચે સાચું કહું છું કે, રણસંગ્રામમાં થોડા વખતમાં સર્વ ધનુષ્યના ધરનારાઓના દેખતાં, હું ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરીને સુખ પામીશ. વૈશંપાયન કેહે છે—હે જનમેજય! તે વખત સિંહના સરખા ભીમસેન, તથા વનમાં જવા તૈયાર થએલા પાંડવો, એઓની તે દુષ્ટ દુર્યોધન ચાળા કરી મશ્કરી કરવા લાગ્યો, તેને જોઇ કેડેથી સજ્જડની પેઠે બેઠેલા ભીમસેન બોલ્યા કે મૂઢ બુદ્ધિવાળા દુર્યોધન! હજીસુધી મેં તને કાંઇ કર્યું નથી, પણ જ્યારે રણસંગ્રામમાં તારાં સગાં સંબંધિયો સહિત તને નાશ કરીશ, ત્યારે તું જે આ વખત અમારી મશ્કરી કરે છે, તેને યાદ કરાવી આપીશ; એ યાદ રાખજે. વૈશંપાયન કહે છે કે હે જનમેજય, ગર્વિષ્ટ અને બળવાન ભીમસેન, પોતાના થયેલા અપમાનનો ક્રોધ, એવા બોલથી સમાવીને યુધિષ્ઠિરની પાછળ વનવાસ જતીવખતે કૌરવોની સભામાં ફરીને બોલ્યા કે, આ દુષ્ટ દુર્યોધનને હું મારીશ, કર્ણને અર્જુન મારશે અને દ્યૂત વિદ્યામાં કપટી શકુનીને સહદેવ મારશે વળી જો રણસંગ્રામ થશે તો, પાપી દુર્યોધનને નાશ કરી, પૃથ્વીપર

પછાડી, તેના માથા ઉપર પગ મૂકી હું ઉભો રહીશ, અને માત્ર બકવાદ કરવામાં શૂરવીર, ભૂંડા મનવાળા દુઃશાસનને મારી, તેનું લોહી સિંહ પીયે તેવી રીતે પીશ, એવી રીતે જે હું ઉંચે સ્વરે બોલેલો છું તે દેવતાઓ સત્ય કરશે. ત્યારે અર્જુન બોલ્યા કે હે ભીમસેન ! મોટા જે કરવાને ઇચ્છે છે, તે કાંઇ બોલવાથી જણાવી આપતા નથી. માટે આજથી ચૌદમા વર્ષ ઉપર શું થશે, તે આપણે નજરે જોઇશું. ત્યારે ભીમસેન બોલ્યા કે હે અર્જુન ! આ દુર્યોધન, કર્ણ, ભૂંડા મનવાળો શકુનિ, અને દુઃશાશન, એ સઘળાઓનું પૃથ્વી લોહી પીશે. ત્યારે અર્જુન બોલ્યા કે, આપણુની નિંદા કરનારા, આપણી ઉપર થતો પરાભવ જોઇ ખુશી થનારા કુબુદ્ધિવાળા દુર્યોધનને આપણી ઉપર આવી રીતે કરવાને ઉશ્કેરણી કરનારા, અને અઘટિત વાકયો બોલનારા કર્ણને તમારી આજ્ઞાથી હું નાશ કરીશ. હે ભીમસેન ! તમને મનગમતું કરવાને હું આ કર્ણને તેની સેના અને ચાકરો સહિત, મારા બાણોવડે નાશ કરીશ; અને બીજા પણ જે કોઇ રાજાઓ મારી સાથે યુદ્ધ કરવાને આવશે, તેઓને પણ મારાં બાણોથી નાશ કરીશ; એ હું સાચે સાચું કહું છું. તમે એમ નકકી જાણજો કે, જો હિમાદ્રિ પર્વત પોતાના સ્થાનકથી ખસી જાય, હજારો કિરણોવાળા સૂર્યનારાયણની કાંતિ હણાઇ જાય, અને સર્વ તાપને શાંત કરનાર ચંદ્રમા પોતાની શિતળતાને છોડી દે તોજ હું અર્જુન, મારાં બોલેલાં વચનોથી ફરી જાઉં; અને આ દુર્યોધન આપણા વનવાસની અવધિનાં ચૌદ વર્ષો પૂરાં થયા પછી, આપણનો સારો સત્કાર કરી, રાજ્ય પાછું નહીં આપે તો, મારા કહેવા પ્રમાણે થવાને કાંઇજ સંદેહ નથી. વૈશંપાયન કહે છે હે જનમેજય ! એ પ્રમાણે જ્યારે અર્જુને કહ્યું, ત્યારે ઘણા સ્વરૂપવાન, મોટા પ્રતાપી, શકુનિને મારવાને ઈચ્છા રાખનાર, માદ્રિના પુત્ર સહદેવ, ક્રોધથી આંખ્યો રાતી કરી સર્પની પેઠે ફુંફાડો નાંખતા હાથ ઉંચો કરીને બોલ્યા કે, હે મૂઢ બુદ્ધિવાળા ! હે કૌરવોના યશને નાશ કરનાર શકુનિ ! જે પદાર્થને તું પાસા માને છે; તે કાંઇ પાસા નથી પણ યુદ્ધમાં તું તે બાણોને વર્યો છે, માટે આ ભીમસેને જેવી રીતે કહ્યું છે, તેવી રીતે તારાં સગાંવહાલાં સહિત તને નાશ કરીશ. માટે તારે જે કાંઇ કૌરવો માટે કરવાનું હોય તે કરી લે; અને હે સુબળના પુત્ર ! જો તું ધર્મથી રણસંગ્રામમાં ઉભો રહીશ તો સગાં સંબંધિયો

સહિત તને તત્કાળ નાશ કરીશ. હે જનમેજય ! એ સહદેવનાં વચનો સાંભળીને જોવાલાયક નકુળ બોલ્યા કે આ દ્રૂપદ રાજાની પુત્રી દ્રૌપદીને, ભરી સભામાં જુગટું રમતાં, દુર્યોધનને સારૂ લાગવા માટે, જે કૌરવોએ ખરાબ વાક્યો સંભળાવ્યાં છે, તે કાળની પ્રેરણાથી મરવાને તૈયાર થયેલા, અને ખરાબ આચરણવાળા સર્વે કૌરવોનો નાશ કરી, મહારાજા યુધિ- ષ્ઠિરની આજ્ઞાથી દ્રૌપદીની પેઠે તેઓને (યુધિષ્ઠિરને) તાબે રેહેનાર આ હું, તેઓ (કૌરવો) વગરની પૃથ્વી કરીશ. વૈશંપાયન કહે છે કે હે જનમેજય ! એવી રીતે મોટા હાથવાળા, અને પુરૂષોમાં સિંહ સરખા પાંડવો, ઘણી પ્રતિજ્ઞાઓ કરીને ધૃતરાષ્ટ્ર રાજા પાસે ગયા.

एवंतेपुरुषव्याघ्रा सर्वेव्यायतबाहव: ॥

प्रतिज्ञाबहुला:कृत्वा धृतराष्ट्रमपागमन् ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणिं पांडवप्रतिज्ञाकरणे गुर्जरभाषायां सप्तसप्तितमोऽध्याय: ॥ ७७ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ आमंत्रयामिभरतां स्तथावृद्धंपितामहं ॥

॥ राजानंसोमदत्तंच महाराजंचबाल्हिकं ॥

યુધિષ્ઠિર કહે છે—હું, સર્વ ભરતવંશિઓ, વૃદ્ધ ભીષ્મપિતામહ, સો- મદત્તરાજા, બાલ્હિક રાજા, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિ- દુરજી, ધૃતરાષ્ટ્ર રાજા સર્વ કૌરવો, યુદ્ધની ઈચ્છાવાળો સંજય, અને સર્વ સભાસદો, એ સધળાની રજા લઈને વનવાસ જાઉં છું, અને પાછો આ- વીને મળીશ. વૈશંપાયન કહે છે-કે હે જનમેજય ! એવાં યુધિષ્ઠિરનાં વચનો સાંભળીને જેટલા ત્યાં બેઠેલા હતા, તેટલા સર્વ જવાબ દીધા વગર નીચાં મોહોડાં કરી ગયા, પણ પોતાના મનમાં પાંડવોના કલ્યાણની ઇચ્છા કરી, વિદુરજી બોલ્યા કે, હે શ્રેષ્ઠ પાંડવો ! આ જાતે કોમળ, સદાય સુખ ભોગ- વનારાં, અને અવસ્થાએ વૃદ્ધ થયેલાં, રાજપુત્રી કુંતાજી વનમાં જવાને યો- ગ્ય નથી, માટે તે સુખેથી મારે ઘેર રહે, હું તેનો સારી રીતે આદર સ- ત્કાર કરીશ, અને તમો સર્વ ઠેકાણે આરોગ્યતાને પામજો. વૈશંપાયન કહે

છે કે હે જનમેજય! એવું વિદુરજીનું વચન સાંભળીને પાંડવો બોલ્યા કે હે નિષ્પાપ વિદુરજી! તમે અમારા કાકા છો તોપણ પિતા સમાન છો, માટે અમે તમારે સ્વાધિનજ છઇએ તેથી જે આપ આજ્ઞા કરો, તે કરવાને તૈયાર છીએ, અને બીજું જે અમને કેહેવાનું હોય તે કહો. ત્યારે વિદુરજી કેહેછે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! હું તમને મારો એક અભિપ્રાય આપું છું કે, ધર્મથી જીતાયલો પુરૂષ પોતાના પરાજયથી ખેદને પામતો નથી, તે તમે જાણોછો, એટલે કાંઇ કેહેવાનું નથી; અને અર્જુન જીતે તેવા છે, રણસંગ્રામમાં સર્વને ભીમસેન સર્વ શત્રુઓને નાશ કરનારા છે, નકુલ અર્થાદિકનો સંગ્રહ કરનારા છે ધૌમ્યાચાર્ય બ્રહ્મજ્ઞાનિયોમાં ઉત્તમ છે, અને ધર્મે ચાલનારાં દ્રૌપદી ધર્મરૂપી અર્થને મેળવવામાં કુશળ છે. વળી તમે સઘળાઓ, એક બીજાને પ્રિય, સૌ કરતાં શ્રેષ્ઠ, સૌને જોવાલાયક સ્વરૂપવાળા શત્રુઓથી પરાભવ નહીં પામનારા, અને સંતોષવાળા છો; માટે તમે પાછા આંહી આવો તેની કોણ ઇચ્છા ન કરે! સહુ કરે. હે યુધિષ્ઠિર! આ તમારૂં સ્થિરપણું ઇંદ્ર સરખો શત્રુ હોય તે પણ સહન કરી શકે નહિ એવું છે. પૂર્વે હિમાલય પર્વતમાં મેરૂસાવર્ણિએ, વારણાવત નગરમાં વ્યાસજીએ, ભૃગુતુંગ પર્વતમાં પરશુરામે, અને દૃષદ્વતીમાં મહાદેવજીએ, તમને ઉપદેશ કરેલો છે; વળી તમે અંજન પર્વતમાં મહાત્મા અસિત ઋષિનું માહાત્મ્ય સાંભળ્યું છે. તેમ કલ્માષી નદીને કીનારે રેહેનારા ભૃગુઋષિના તમે શિષ્ય થયા છો. નારદજી તમારી સંભાળ રાખનારા છે, અને ધૌમ્યાચાર્ય તમારા ગોર છે. તમે પુરૂરવના વંશમાં ઉત્પન્ન થયેલા ઐલ રાજાની બુદ્ધિ કરતાં ચડિયાતા છો, માટે ઋષિઓએ વખાણવા લાયક તે તમારી બુદ્ધિને, વનવાસ જવાની બાબતમાં ત્યાગ કરશો નહીં. તમે પરાક્રમથી ક્ષત્રિઓને જીતેલા છે, અને ધર્મનું સેવન કરવાથી ઋષિ લોકોને જીતેલા છો; તેમજ તમે મન વશ રાખવામાં ઇંદ્ર સરખા છો, ક્રોધમાં યમરાજાની સરખા છો. દાન દેવામાં કુબેર જેવા છો, અને શત્રુઓને વશ કરવામાં વરૂણના જેવા છો. તમો સર્વનું હિત કરવા માટે શરીર સંબંધી વ્યવહારો ચલાવો છો તેથી પાણીની માફક નિર્મળ અને સહુને જીવન આપનાર છો; ઇત્યાદિ કારણોથી આશીશ આપું છું કે, હે યુધિષ્ઠિર! તમે પૃથ્વીથી ક્ષમાને, સૂર્યમંડળથી તેજને, વાયુથી બળને, અને સર્વ ભૂતોથી સઘળી સંપત્તિને મેળવો. વળી તમો રોગ રહિત કલ્યાણવાળા થાઓ અને વનવાસ-

સથી વેહેલા આવો, કે જેથી હું તમને તરત જોઉં. હે યુધિષ્ઠિર ! તમને જ્યારે જ્યારે દુઃખો આવી પડે ત્યારે ધીરજથી વેઠી લઇ સુખને પામજો. તમે વનમાં જવાની રજા માગી, માટે મેં કલ્યાણ થવાની આશિશ આપી અને વનવાસ જઇ આવી વેહેલા આવો, એટલે હું તમને જોઉં, એવી ઇચ્છા રાખું છું. તમને આગળ પણ કોઇ પરાભાવ પમાડી શકયું હોય એમ મને લાગતું નથી. ત્યારે આ વખત કોનો મગદુર છે કે, તમને નુકશાન પોહોંચાડે ! વૈશંપાયન કેહે છે-હે જનમેજય! સત્યપરાક્રમવાળા યુધિષ્ઠિર એવી રીતનાં વિદુરજીનાં વાકયો માથે ચડાવી, ભીષ્મ અને દ્રોણાચાર્યને પગે લાગી, વનમાં જવા માટે ઉઠી નીકળ્યા.

एवमुक्तस्तथेत्युक्त्वा पांडवःसत्यविक्रमः ॥
भीष्मद्रोणौनमस्कृत्य प्रातिष्ठितयुधिष्ठिरः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि युधिष्ठिरवनप्रस्थाने गुर्जरभाषायां मष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

---

**वैशंपायनउवाच** ॥ तस्मिन्संप्रस्थितेकृष्णा प्रथांप्राप्ययशस्विनीं ॥
॥ अपृच्छद्भृशदुःखार्त्ता याश्चान्यास्तत्रयोषितः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! યુધિષ્ઠિર રાજા વનમાં જવાને તૈયાર થયા તે વખતે, યશવાળાં કુંતાજીની અને બીજી જે સ્રીયો હતી, તેમની દુઃખથી પીડાએલાં દ્રૌપદીએ રજા લીધી; તથા જેને જેવી રીતે ઘટે તેવી રીતે પગે લાગીને અને મળીને, જે વખત દ્રૌપદી વનમાં જવાને તૈયાર થયાં તે વખત, પાંડવોના અંતઃપુરમાં મોટો કોલાહલ થઇ રહ્યો. અત્યંત તાપને પામેલાં કુંતાજી, વનમાં જતાં દ્રૌપદીને જોઇને, શોકથી વિહ્વળ થયેલી વાણીએ બોલ્યાં કે હે વાલાં દ્રૌપદિ ! તમે સ્રીના ધર્મને જાણનારાં છો, તેમ શિયળ અને આચારનાં પાળનારાં છો, માટે આ મહ સંકટને પામીને કાંઈ પણ શોક કરશો નહીં. હે પવિત્ર હાસ્યવાળાં ! તમારા સ્વામીઓને માટે તમને કાંઇ પણ વધારે શિખામણ દેવાને હું યોગ્ય નથી શું કે પતિવૃત્તાના ગુણોથી તમે સાસરાનાં અને પીયરનાં કૂળને શોભ

આપી છે. હે નિષ્પાપ દ્રૌપદિ! જે વાકયોથી તમે કૌરવોને ખેદ ઉપજાવી બોલ્યા છે, તે વાકયો પ્રમાણેજ તેઓના ભાગ્યમાં છે. મારા ધ્યાનથી વધારે પ્રતિષ્ઠાને પામેલાં તમે, સુખેથી જાઓ, અને તમને કાંઇ રસ્તામાં દુઃખ પ્રાપ્ત માં થાઓ. પતિવૃતા સ્ત્રીયોને, આવવાનાં દુઃખમાં જરાપણ હર્ષ શોક થતો નથી, તેવાંજ તમે છો, માટે શ્રેષ્ઠ ધર્મથી રક્ષા પામીને, જલદીથી સુખને પામશો. હે મોટી બુદ્ધિવાળાં! વનમાં વસનારા મારા પુત્ર સહદેવને જોઇને, પ્રાપ્ત થયેલાં દુઃખથી તે દુઃખ ન પામે તેમ કરજો. હે જનમેજય! આવી રીતે કુંતાજીનાં વચનો માથે ચડાવી, છૂટા કેશવાળાં, આંખ્યોમાંથી આંસુ પાડતાં અને એક વસ્ત્રવાળાં રજસ્વળા દ્રૌપદી, ત્યાંથી જવાને નિકળ્યાં. તે વખત આંસુ પાડતાં ચાલ્યાં જતાં દ્રૌપદીની પાછળ દુઃખથી કુંતાજી ગયાં, ત્યારે અલંકાર અને શ્રેષ્ઠ વસ્ત્રો વગરના, મૃગચર્મ ઓઢેલા, લાજથી કાંઇક નીચું મોહોડું નમાવતા, રાજી થયેલા શત્રુઓએ પરાભવ પમાડેલા, અને સગા સંબંધીઓએ શોક કરેલા, પોતાના સર્વે પુત્રોને જોઈ, તેમની પાસે આવી મળીને શોકથી રડતાં રડતાં બોલ્યાં કે, અરે સારા ધર્મમાં વર્તનારા, સારી સ્થિતિથી શોભાયમાન, મોટા મનવાળા દ્રઢ ભક્તિવાળા, અને દેવતાઓ સરખા તેજસ્વી તમોમે, કેમ આવું દુઃખ આવી પડયું! આવડો બધો કાળમાં શો ફેરફાર થયો! આ દુઃખ જે હું નજરે જોઉંછું તે કોના ક્રોધથી પ્રાપ્ત થયુંછે! એમ જણાતું નથી, પણ હું ધારૂં છું કે મેં તમોને જન્મ આપ્યો, તે ઉત્તમ ગુણોથી યુક્ત છે, તે છતાં દુઃખને માટે થયો; વાસ્તે મારાજ ભાગ્યનો દોષ છે. સમૃદ્ધિ વિનાના તથા વીર્ય, સત્વ, બળ, ઉત્સાહ અને તેજવાળા તમે, શરીરે આવા દુબળા છતાં, દુઃખેય ન જઈ શકાય એવા વનમાં કેમ રહી શકશો! અરે! તમને વનવાસ નિશ્ચે થશે એમ જો હું જાણતી હત તો, પાંડુરાજા મૃત્યુને પામ્યા તે વખત, શતશ્રૃંગ પર્વતથી હું હસ્તિનાપુર પ્રત્યે આવત નહીં. તપ અને બુદ્ધિથી યુક્ત, તમારા પિતા પાંડુરાજાને હું ધન્ય માનુંછું કે જેને પુત્રો સંબંધી મનમાં પીડા થવાથી, સ્વર્ગમાં જવાની ઇચ્છા ઘણી વા'લી લાગી. જ્ઞાનેંદ્રિયોથી જાણવામાં ન આવે એવા જ્ઞાનવાળાં, અને ધર્મને જાણનારાં કલ્યાણી માદ્રી, પરમગતિને પામી ગયાં; માટે એને પણ હુ ધન્ય માનુંછું. પ્રીતિ, બુદ્ધિ અને ગતિથી, જેની સાથે હું જોડાએલી હતી, તેજ હું તેને મૂકીને કલેશને ભોગવવા વાળી, જીવવાની આશા રાખી બેશી રહી; વાસ્તે

મને ધિ:કાર છે. અરે હે દ્રૌપદિ ! ઘણાં દુ:ખને પ્રાપ્ત થયેલાં તમે બધાં મારાં બાળકોને મેલી દીધા વિના હું વનમાં આવિશ, માટે મારો તમે કેમ ત્યાગ કરો છો ! પાંડુરાજાની પેઠે, સદૈવ મારા નાશવાળા પ્રાણનો વિધાતાએ પ્રમાદથી અંત આણ્યો નહીં, તેથી આ મારૂં આયુષ્ય પૂરૂં થતું નથી. હે દ્વારકાંના રહેવાસી ! હે બળદેવજીના નાના ભાઇ શ્રીકૃષ્ણ ! આ વખત તમે કયાં ગયા છો ! અને મારા પુત્રોને તથા મને દુ:ખમાંથી કેમ રક્ષણ કરતા નથી ! જન્મ અને મૃત્યુ રહિત આપનું, જે પુરૂષો ધ્યાન કરે છે, તેમનું આપ રક્ષણ કરો છો, એ વાત આ વખત કેમ ખોટી પડી? આ સારો ધર્મ, મહાત્મ્ય, યશ, અને વીર્ય, એ સઘળાંને અનુસરીને ચાલનારા મારા પુત્રો, દુ:ખ ભોગવવાને યોગ્ય નથી, માટે એઓની ઉપર દયા કરો. અરે ! નીતિના અર્થને જાણનારા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, અને કૃપાચાર્ય, એ સહુએ કુરૂકુળના શિરછત્ર બેઠેલા છે, તે છતાં આવી આપત્તિ કેમ આવી પડી ! હે મહારાજ પાંડુરાજા ! આપ કયાં છો ! અને આ વખત, શત્રુઓએ દ્યૂતમાં જીતેલા, અને વનમાં જતા તમારા શ્રેષ્ઠ પુત્રોની કેમ ઉપેક્ષા કરો છો ! હે માદ્રીના પુત્ર સહદેવ ! તું મને મારા શરીરથી પણ અતિપ્રિય છે; માટે પાછો વળ. આમ કુપુત્રની માફક મારો ત્યાગ શાને કરે છે ! સત્યને રાખનારા તારા ભાઇઓ જો વનમાં જતા હોય તો ભલે જાય, પણ તું તો અહીં રહીને મારૂં રક્ષણ કરવાથી થતા ધર્મને સંપાદન કર. વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! એવી રીતે વિલાપ કરતાં કુંતાજીને, આનંદ વગરના પાંડવો દંડવત્ પ્રણામ કરીને, વનમાં જવાને રવાના થયા. આ વખત અતિ શોકાતુર થયેલા વિદુરજી, પીડાયેલાં કુંતાજીની, ભાગ્યનું પ્રબળપણું પ્રતિપાદન કરનારાં વાકયોથી આશ્વાસન કરી, ધીરે ધીરે પોતાના ઘર પ્રત્યે તેડી લાવ્યા. ત્યાર પછી કૌરવોની સ્ત્રીયો દ્યૂત મંડપમાં દ્રૌપદીનાં વસ્ત્રોનું આકર્ષણ, અને પાંડવોની સાથે તેનું વનવાસ જવું, એ સઘળું સાંભળીને કૌરવોની નિંદા કરતી, અત્યંત રૂદન કરવા લાગી; અને ઘણીવાર સુધી પોતાના હાથમાં માથું નમાવી વિચાર કરવામાં પડી ગઇ. તે વખત ધૃતરાષ્ટ્ર રાજા પણ, પોતાના પુત્રોનો અન્યાય વિચારીને, ખેદયુકત અંત:કરણથી અતિ તાપને પામવા લાગ્યા; અને આકુળ અંત:કરણે વિચાર કરી, "તમે અહીં તરત આવજો" એવા સંદેશાથી વિદુરજીને તેડાવ્યા. ત્યાર પછી પોતાના ઘર પ્રત્યે આવેલા વિદુરજીને, મહારાજા ધૃતરાષ્ટ્રે પૂછવાનો આરંભ કર્યો.

ततोजगामविदुरो धृतराष्ट्रनिवेशनं ॥
तंपर्यपृच्छत्संविग्नो धृतराष्ट्रोजनाधिपः ॥
इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि द्रौपदीकुंतीसंवादे
गुर्जरभाषायां एकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥



**धृतराष्ट्रउवाच** ॥ कथंगच्छतिकौंतेयो धर्मपुत्रोयुधिष्ठिरः ॥
॥ भीमसेनःसव्यसाची माद्रीपुत्रोचपांडवौः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે વિદુરજી ! ધર્મ પુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, સહદેવ, નકુળ, ધૌમ્યાચાર્ય, અને યશવાળાં દ્રૌપદી, એ સર્વ વનમાં કેવી રીતે જાય છે ! એ સાંભળવાને હું ઇચ્છું છું, માટે તેઓની વર્તણુક કહી દેખાડો. ત્યારે વિદુરજી બોલ્યા કે, કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા, વસ્ત્રથી પોતાનું મોહોડું ઢાંકીને જાય છે, તેની પાછળ ભીમસેન પોતાના બે હાથ પોહોળા કરી તેની સામી નજર નાખતા નાખતા છે. અર્જુન હાથ વતી રેતીને વેરતા જાય છે. માદ્રીના પુત્ર સહદેવ પોતાના મોહોડા ઉપર રંગ ચોપડીને જાય છે અને લોકને જોવાલાયક વિહ્‌વળ થયેલો નકુળ, પોતાના શરીર ઉપર ધૂળ ભૂસીને જાય છે; તેમ દ્રૌપદી પણ મોટી આંખ્યોવાળું પોતાનું મોહોડું છૂટા ચોટલાથી ઢાંકી દઇ રોતી રોતી યુધિષ્ઠિરની પછવાડે જાય છે. હે ધૃતરાષ્ટ્ર ! ધૌમ્યાચાર્ય પણ હાથમાં દર્ભ લઇને ભયંકર યમરાજા સંબંધી સામવેદના મંત્રોને માર્ગમાં ગાતા ગાતા જાય છે. આવાં વાક્યો સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે વિદુરજી ! પાંડવો વિવિધ પ્રકારના વેશ લઇને જાય છે તેનું કારણ શું છે તે તમે મને કહો. ત્યારે વિદુરજી બોલ્યા કે હે ધૃતરાષ્ટ્ર રાજા ! તમારા પુત્રોએ રાજ્ય અને દ્રવ્ય કપટથી લઇ લીધું તોપણ, તે વગરના થયેલા ચતુર ધર્મરાજની બુદ્ધિ ધર્મમાંથી ચલાયમાન થતી નથી. હે ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રો ઉપર દયાવાન અને કપટથી જીતાએલા ધર્મરાજા, ક્રોધે ભરેલાં પોતાનાં નેત્રો નહીં ઉઘાડીને, “ મારી ક્રોધયુક્ત ભયંકર આંખોથી, આ લોકને બાળવો ઠીક નહીં, ” એમ વિચારી પોતાનું મોહો ઢાંકીને જાય છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હવે ભીમસેન વિષે કહું છું કે, પોતાની ભુજાના બળથી ગર્વ પામેલા ભીમસેન, પોતાના હાથ

વિશાળ કરીને, "જેવું બળ આ મારા હાથમાં છે, તેવું કોઈનામાં નથી" એવા અભિપ્રાયથી નજર કરી બતાવતા જાયછે. અર્જુન શત્રુઓ ઉપર બાણનો વર્ષાદ વરસાવવો, એજ પોતાનો ધર્મ છે, એમ દેખાડવા માટે "જૂદી જૂદી થઇ ગયેલી રેતીની પેઠે શત્રુઓ ઉપર બાણનો વર્ષાદ વરસાવીશ" એવા અભિપ્રાયથી રેતીને વેરતા વેરતા યુધિષ્ઠિરની પાછળ જાયછે. સહદેવ, "મારૂં મોહો દેખીને મને કોઇ ઓળખે નહીં તો ઠીક" એવા વિચારથી મોહો ઉપર રંગ ચોપડીને જાયછે. હે રાજા! નકુળ પણ પોતાનું સુંદર શરીર દેખીને માર્ગમાં કોઇ સ્ત્રીયોનાં અંતઃકરણ ખેંચાય નહીં, તેને માટે ધૂળ ભૂંસીને યુધિષ્ઠિરની સાથે જાયછે. તેમજ એક વસ્ત્રવાળાં, છૂટા કેશવાળાં, અને રજસ્વળા દ્રૌપદીએ ચાલતી વખત રોતાં રોતાં એવાં વચન કહ્યાંછે કે, "જેઓએ મને આવી દશાને પોંચાડીછે, તેઓની સ્ત્રીયો ચૌદમે વર્ષે, પતિ, પુત્ર સગાં સંબંધીઓ જેનાં નાશ પામી ગયાંછે, ચોટલાઓ જેના છૂટા છે, જેનાં શરીરો લોહીથી ખરડાઇ રહ્યાંછે, અને રજસ્વળા ધર્મને પામેલીયો છે, એવી તેઓ પોતાનાં સગાં સંબંધીને દાધાજળી આપીને હસ્તિનાપુર પ્રત્યે પ્રવેશ કરશે." ધૌમ્યાચાર્ય નૈઋતકોણ તરફ દર્ભનાં આગ્રો રાખીને, યમના સંબંધી સાંમવેદના મંત્રો ભણતા ભણતા પાંડવોની આગળ જાયછે; તેનું કારણ એટલું છે કે, જ્યારે સંગ્રામમાં, ભરતકુળમાં ઉત્પન્ન થનારા કૌરવો નાશ પામી જશે, ત્યારે તેઓના ગુરૂઓ જેમ હું ભણુંછું, તેમ યમ સંબંધી સામવેદના મંત્રો ભણશે, એમ જણાવેલું છે. હે ધૃતરાષ્ટ્ર! જેઓ પાંડુરાજાના પુત્રોને, રાજ્યના લોભથી દેશનીકાલ કરેછે તે વૃદ્ધ કૌરવોએ બાળકની પેઠે આચરણ કર્યું! તે સૌએ જુઓ. અરે! આપણા રાજા આ વખત આપણો ત્યાગ કરી વનમાં જાયછે, માટે આપણે હવે અનાથ છીએ, તેથી આપણે લોભી અને ભૂંડા કૌરવોમાં હવે પ્રીતિ કેવી! એવી રીતે દુઃખથી પીડાએલી પ્રજા, વારંવાર ઘણો શોક કરેછે. એવી રીતે બુદ્ધિમાન્ પાંડવો, મનના ભાવ અને બાહારના દેખાવથી પોતાના હૃદયનાં દુઃખને જણાવતા વનમાં ગયા; પણ જ્યારે હસ્તિનાપુરમાંથી નિકળ્યા, ત્યારે વરસાદ વગર વિજળી થવા લાગી, ધરતી કંપવા લાગી, અમાવાસ્યા વગર સૂર્ય ગ્રહણ થયું, અને બીજા પણ અનેક તરેહના ઉત્પાત થવા લાગ્યા. વળી ગીધ પક્ષીઓ શિયાળ, અને કાગડાઓ, દેવતાઓના સ્થાનકમાં, ચૌવટાઓમાં, કોઠાઓમાં અને અગાશિયોમાં માંસ લઇ

આવીને ભક્ષ કરે છે, અને અપશકુનના શબ્દો બોલે છે. હે ધૃતરાષ્ટ્ર ! તમારા ખરાબ વિચારથી, ભરતકુળના નાશને માટે, આવા ખરાબ ઉત્પાતો થયા છે. વૈશંપાયન કહેછે કે હે જનમેજય ! એવી રીતે ધૃતરાષ્ટ્ર અને બુદ્ધિમાન્ વિદુરજી વાત કરે છે, ત્યાં મોટા મોટા ઋષિઓથી વિંટાયેલા નારદજી, કૌરવોની સભામાં આવીને બોલ્યા કે, આજથી ચૌદમે વર્ષે, દુર્યોધનના અપરાધથી અને ભીમસેન તથા અર્જુનના ક્રોધથી, કૌરવોનો નાશ થવાનો છે. એમ કહી ઘણા બ્રહ્મ તેજને ધારણ કરનારા દેવર્ષી નારદજી અંતર્ધ્યાન થઇ ગયા. ત્યાર પછી દુર્યોધન, કર્ણ, અને શકુનિએ, દ્રોણાચાર્યને આશ્રયરૂપ માની, રાજ્ય નિવેદન કર્યું, ત્યારે તેમણે ક્રોધ ચઢેલા દુર્યોધનને, દુઃશાસનને, કર્ણને અને બીજા પણ સર્વ ભરતવંશિયોને કહ્યું કે, દેવતાઓના પુત્ર પાંડવો, કોઇથી માર્યા જાય એવા નથી એમ બ્રાહ્મણો કહેછે, તોય પણ સર્વ રાજાઓ સહિત, શરણે આવેલા ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોના પક્ષમાં, મારા બળ પ્રમાણે રહેલો હું, તેઓને ત્યાગ કરવાને ઇચ્છતો નથી માટે મને એમ લાગે છે કે આ વખત દૈવ એજ બળવાન છે. દ્યૂતમાં જીતાયેલા પાંડવો પોતાના સત્ય ધર્મથી વનમાં જાયછે તેઓ બાર વર્ષ સૂધી ત્યાં રેહેશે. તથા ક્રોધને વશ થયેલા તથા બ્રહ્મચર્યને ધારણ કરનારા તેઓ, મારી સાથે મહા મહા દુઃખયુક્ત વૈર ઉભું કરશે. તેમ મેં દ્રુપદ રાજાને મિત્રાઈ તોડીને રાજ્યથી ભ્રષ્ટ કર્યો, તે કારણથી તેણે મને મારવા સારૂ, પુત્ર ઉત્પન્ન થવાનો યજ્ઞ કર્યો, ત્યારે યાજ અને ઉપયાજના તપના બળવડે અગ્નિના કુંડમાંથી ધૃષ્ટદ્યુમ્ન પુત્ર, અને વેદીમાંથી સુંદર દેહવાળાં દ્રૌપદી ઉત્પન્ન થયાં; હવે તે ધૃષ્ટદ્યુમ્ન પાંડવોનો સાળો થાયછે, અને તે તેઓને અત્યંત પ્રિય છે, તેથી પણ મને ઘણો ભય લાગેછે; કારણ કે જે ધૃષ્ટદ્યુમ્ન, અગ્નિની જવાળા સરખો, દૈવયોગથી પ્રાપ્ત થયેલો, ધનુષ્ય બાણને ધારણ કરનારો, કવચોને પેહેરનારો; મનુષ્યના રૂપને ધારણ કરનાર કાળ સરખો મને લાગેછે; અને તે શત્રુઓના બળને નાશ કરનારો, વળી પાંડવોના પક્ષમાં મળેલો છે ! રથી અને અતિરથી પુરૂષોની ગણનામાં મુખ્ય તથા યુવાન અર્જુનની સાથે યુદ્ધમાં મને સમાગમ થશે, ત્યારે હું અતિ દુઃખ જેમ થાય તેમ, મૂવા સરખો બની જઇશ. હે કૌરવો ! એથી વધારે પૃથ્વીમાં બીજું મને કયું દુઃખ છે? લોકને તો પ્રસિદ્ધજ છે કે, દ્રોણાચાર્યનું મોત ધૃષ્ટદ્યુમ્નને હાથે છે" અને તેમ સિદ્ધ થયેથી તે વળી જગતમાં વ-

ધારે પ્રસિદ્ધ થઇ જશે. આ દુ:ખદાયક વખત, મને તમારે લીધેજ પ્રાપ્ત થયો છે, માટે પાંડવોને વનમાં કહાડી મૂકયા એટલુંજ નહીં પણ, એથી વધારે આપણું જેમ શ્રેય થાય તેમ કરવા માંડો. જેમ હેમંતઋતુમાં તાડના વૃક્ષની છાયા થોડીવાર રેહેછે, તેમજ આ વખત હવે સુખ થોડીવાર રેહેવાનું છે, માટે મોટા મોટા યજ્ઞો કરો, દાન આપો, અને મનગમતા ખાનપાનાદિક ભોગ ભોગવી લ્યો, કારણ કે આજથી ચૌદમે વર્ષે કૈરવોનો નાશ થવાનો છે. આવી રીતનાં દ્રોણાચાર્યનાં વચનો સાંભળીને ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે વિદુરજી! ગુરૂ દ્રોણાચાર્ય બરાબર વાત કહે છે, માટે વનમાં જતા પાંડવોને પાછા તેડી લાવો, અને તેઓ મારા પુત્રો, ઘણી મહેનતે પણ પાછા ન આવે તો, શસ્ત્રો, રથો, પાયદળ, અને નાના પ્રકારના ભોગ ભોગવવાના પદાર્થો સહિત, તેમને જવા દેવા.

यादितेनानिवर्त्तेत सत्कृतायांतुपांडवाः ॥

सशस्त्ररथपादाता भोगवंतश्वपुत्रकाः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि विदुरधृतराष्ट्रद्रोणवाक्ये गुर्जरभाषाया मशितीतमोऽध्यायः ॥ ८० ॥

---

**वैशंपायनउवाच** ॥ वनंगतेषुपार्थेषु निर्जितेषुदुरोदरे ॥

॥ धृतराष्ट्रंमहाराज तदाचिंतासमाविशत् ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય! દ્યૂત રમવામાં પાંડવો હારીને વનવાસ ગયા ત્યારે વિહ્વળતામાં બેઠેલા, નિસાસા નાખતા, અને ચિંતાતુર થએલા ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે પૂછયું કે હે મહારાજ! પાંડવોનું રાજ્ય જીતી લઇને તેઓને વનમાં કહાડ્યા છે. અને આખી પૃથ્વી તમારે હાથ આવી છે, તેમ છતાં ચિંતા શા માટે કરો છો! ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, મારાથી બળવાન, યુદ્ધ કરવામાં ચતુર પાંડવો સાથે વેર બંધાવાથી, કેમ ચિંતા ન થાય? ત્યારે સંજય બોલ્યો કે હે રાજા! હું તો એમ ધારૂં છું કે, જે વૈર બંધાયું તે તમારાંજ સુકૃતોથી બંધાયું છે, તેથી સર્વનો નાશ એની મેળે થઈ જશે. જુઓને! ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય, અને વિદુરજીએ ના પાડી તોય પણ પાંડવોની ધર્મથી ચાલનારી વા'લી સ્ત્રી

દ્રૌપદીને લઈ આવવા માટે, તમારા મંદ બુદ્ધિવાળા નિર્લજ્જ દુર્યોધન પુત્રે સૂતના પુત્ર પ્રાતિકામીને મોકલ્યો; માટે જે પુરૂષને દેવતાઓ પરાભવ પમાડવાના હોય, તેની બુદ્ધિને તેઓ પ્રથમ ખેંચી લે છે, જેથી તેની બુદ્ધિ મેલી થઈ જાય છે; અને નાશનો વખત આવે છે, ત્યારે તેના હૃદયમાં ન્યાય અને અન્યાયની ખબર પડતી નથી. તેમજ વિનાશ થવાને માટે, અનર્થ હોય તે અર્થરૂપ થાય, અને અર્થ હોય તે અનર્થરૂપ થાય, તોપણ તે તેને સારૂં લાગ્યા કરે છે. તમે નક્કી જાણજો કે, કાળ કાંઇ લાકડી લઇને માથામાં મારવા આવતો નથી, પણ એટલુંજ કે જ્યારે વિપરીત થવાનું હોય, ત્યારે તે બતાવી આપે (દુઃખ થાય તેવાં આચરણો કરાવે) એટલુંજ તેનું જોર છે. સભાના મધ્યમાં તપ કરનારાં દ્રૌપદીને ખેંચનારાઓએ મહા ભયંકર યુદ્ધ હાથે કરીને મેળવેલું છે. એ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી, મહાસ્વરૂપવાન, યશને મેળવનારી, અને યજ્ઞની વેદીથી જન્મ લેનારીને, પરાભવ કરી સભામાં કોણ લઈ આવે! વળી સ્ત્રીના ખરા ધર્મ પાળનારીને, જ્યારે સભામાં લઇ આવ્યા, ત્યારે તેને દ્રવ્ય ગએલા, રાજ્ય હારેલા, વસ્ત્ર વગરના, શોભા વિનાના, સર્વ કામ કરવામાં અશક્ત, દાસપણાને પામેલા, ધર્મના પાશથી બંધાઈ ગએલા, અને પરાક્રમ કરવાને અશક્ત પોતાના પતિઓને જોઈ અત્યંત દુઃખ અને ક્રોધ પેદા થયાં. આ સમયે દુર્યોધને અને કર્ણે ઘટે નહીં તેવાં વચનો તેને સંભળાવ્યાં, માટે એ બધું જે થયું છે તે મને પ્રતિકૂળ ભાસે છે. ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે સંજય! તેની કોપની દૃષ્ટિથી, આખી પૃથ્વી બળી જતાં પણ એક મારો પુત્ર કેમ બચે? ધર્મવાળાં અને રૂપયૌવનથી શોભિતાં દ્રૌપદીને સભામાં આવેલાં જોઇ, ગાંધારી સાથે બેઠેલી સર્વ કૌરવોની સ્ત્રીયોએ હાહાકાર કરી મેલ્યો હતો, અને હજી સઘળી પ્રજાની સાથે તેઓ શોક કર્યા કરે છે. ક્રોધને પામેલા બ્રાહ્મણો અગ્નિમાં હોમ કરતા નથી. જે વખત દ્રૌપદીનાં વસ્ત્રો ખેચાયાં તે વખત મહા ભયંકર વજ્રના સરખો શબ્દ થયો, આકાશમાંથી તારા પડવા લાગ્યા, પ્રજાને ભય ઉત્પન્ન કરનાર પર્વણી વિના સૂર્ય રાહુનું ગ્રહણ થવા લાગ્યું, તેમજ રથશાળામાં આગ લાગવા માંડી, દુર્યોધનના અગ્નિહોત્ર તરફ શિયાળ બોલવા લાગ્યા. ગધેડાઓ ચોતરફ ભૂંકવા લાગ્યા, અને ભરતકુળનાં માઠાં પરિણામ બતાવવાને, ધજાઓ પણ પડવા લાગી. હે સંજય, આ વખત ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, સોમદત્ત, બા-

લિહક, એ બધા ત્યાંથી ઉઠી ગયા; ત્યારે વિદુરજીની પ્રેરણાથી મેં કહ્યું કે, "જે જે વરદાન દ્રૌપદી માગે, તે હું આપું છું." એવાં મારાં વચનો ઉપરથી દ્રૌપદીએ પોતાના પતિઓનું દાસપણું છોડાવવાનું માગ્યું, અને તેથી મેં પણ તેને રથ અને સમૃદ્ધિ સહિત લઇ જવાને આજ્ઞા આપી. ત્યાર પછી સર્વ ધર્મને જાણનાર વિદુરજીએ કહ્યું કે "દ્રૌપદીનું સભામાં આવવું થયું, તે ભરત કુળને નાશ કરનારૂં છે. પંચાળ દેશના રાજાની પુત્રી, લક્ષ્મી સરખાં તે દ્રૌપદી, પાંડવોની પછવાડે જાય છે, તેનો ક્લેશ તેઓ કદી સાંખી રેહેનાર નથી. મોટા બળવાળા યાદવો, અને પંચાળ દેશના રાજાઓ વાસુદેવ ભગવાનની ઓથમાં રહીને, સઘળા પાંડવો સાથે આવશે; તેમાં પાંચાળ રાજાથી વિંટાયેલા મહા બળવાન ભીમસેન, કાળ આવે તેમ ગદા ઉલાળતા આવશે. તે વખત અર્જુનના ધનુષનો નાદ અને ભીમસેનની ગદાને કોઇ રાજાઓ સહન કરી શકનાર નથી; માટે મને લાગે છે કે, તેઓની સાથે, કજીઓ ન કરતાં સલાહ કરી લેવી એ સારી છે; કારણ કે કૌરવ કુળમાં પાંડવો બળવાન છે. જુઓનો મહા બળિયા જરાસંધ રાજાને એક હાથના પ્રહારમાંજ ભીમે રણસંગ્રામમાં મારી નાંખ્યો છે; માટે બેય તરફથી સંધી કરવી એ સારૂં છે, માટે તેમ થવું જોઇએ. હે ધૃતરાષ્ટ્ર! આમ થવાથીજ તમે કલ્યાણને પામશો." હે સંજય! આવી રીતનું તેનું બોલવું મેં મારા પુત્ર દુર્યોધનના હિતને માટે માન્ય ન કર્યું.

एवंगावल्गणेक्षत्ता धर्मार्थसहितंवचः ॥
उक्तवानग्रहीतंवै मयापुत्रहितैषिणा ॥

इति श्रीमहाभारते शतसाहस्र्यां संहितायांवैयासिक्यां सभापर्वणि
अनुद्यूतपर्वणि धृतराष्ट्र संजयवादे गुर्जरभाषाया
मेकाशितितमोऽध्यायः ॥ ८१ ॥

॥ समाप्तमनुद्यूतपर्व ॥ ॥ सभापर्व समाप्तं ॥



॥ श्री ॥

इदं श्रीमहाभारतांतर्गतसभापर्व सद्धर्मशोधकमंडलिमुख्येन व्यास रूपजी जयकृष्णानां साहाय्यात् आदितःषट्षष्टितमाऽध्यायपर्यंतं शुद्धभाषांतरंकृत्वाततःसमाप्तिपर्यंतं व्यास केशवलाल हरीभ्यःसकाशात्कारयित्वाच अमदावादहितेच्छुमुद्रालये मुद्रयित्वाच विक्रमात्संवत् अष्टषष्ट्याधिकैकोनविंशशताब्दे भाद्रपदमासेप्रकटीकृतं तन्मध्येयत्रकुत्रापिलेखनादिदोषश्चेत्तर्हि वाचनशीलैःक्षंतव्यमिति.



श्रीअमदावादनगरनिवासिना रैक ज्ञातीयेनस्वदेशवत्सलपत्रिकाध्यक्षेण महानन्दात्मजेनमणिशंकरेण राजमानराज्यश्रीमतांनानाभाईतनुजानांभाइशंकरशर्मणां साहाय्यान्महा भारतान्तर्गत सभापर्वणस्तृतीयावृत्तिर्विक्रमस्यसंवदष्टषष्ट्यधिकैकोनविंशशताब्दे भाद्रपदमासे प्रकटीकृता ॥